# કવિલોક

•




કવિલોક : ત્રૈમાસિક    તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા.    લવાજમ ભરવાનાં સ્થળ

(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧માળે, ૧ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

# કવિલોક

૫૫

વર્ષ ૧૭ : અંક ૧ જાન્યુઆરી–ફેબ્રુઆરી : ૧૯૬૭



પ્રિયકાન્ત મણિયાર


## ઊંઘ ભાંગી

પ્રેરાયેલો પવન ક્યાંકથી ક્યાંક એવો
કે વૃક્ષમાં રણઝણ્યો–મુજ ઊંઘ ભાંગી
(બારી કને નિકટ સાવ અકેલ ઊગ્યું)
એ પર્ણ પર્ણ જગવે જલઢોલ જેવાં;
હું વૃક્ષના સરવરે ઝબકોળ લેતો.
ત્યાં તો તર્યો ગગનમાં મૃદુ સૂર્ય રૂપે
દૂહીકારતો તિમિરમાં–ચહુમેર ફૂટયું
આછું પ્રભાત ધપતું બહુ–પંખ–વેગે
પ્રેરાયલો પવન શો ભમું ક્યાંય ક્યાંય.

## આગ અને બરફ

કહે છે કોઈ જગનો અંત થશે આગથી
કોઈ કહે છે બરફથી
જેટલું મેં ઝંખના સ્વાદથી જાણ્યું–
તેમના પક્ષે હું જે આગ માને!
જો અંત જગનો હોત બીજી વાર
હું માનું છું ધિક્કારને પૂરા પ્રમાણું.
કેમકે
નાશ કાજે બરફ પણ
છે પૂરતો
પહોંચી વળે.

( *રોબર્ટ ફ્રોસ્ટના 'Fire and Ice' કાવ્યને આધારે)

---

## નિદ્રા નહીં

નિદ્રા નહીં સજગ નેત્ર લહે ન વ્યોમ,
આછા અવાજતણું સ્પંદન વા ન જાણું;
ના કોઇ પુષ્પરજગંધથી મુગ્ધ પ્રાણ,
કે સ્પર્શ જાણું નહિ ચંચલ વા હવાનો.

નિદ્રા નહીં; તિમિર વા દ્યુતિ ના, ન સ્વપ્ન;
એવી વિલક્ષણ ન સંસ્મૃતિ યે મનસ્વી
જેના પ્રવાહમહીં ઇચ્છું ન વાંછું તોયે
ખેંચાઉં કર્ષણથી હું અનિવાર્ય કોઇ,

નિદ્રા નહીં; સરતું સ્વપ્ન નહીં, છતાં ય
હા, એહથી સભર જાગ્રતિ નાણું જેમાં
ન્યાળું તને ગગન સદૃશ સર્વગ્રાહી,
અસ્તિત્વ મારું જયહીં સ્પંદિત શૂન્ય જેવું.

તારી લહું છું, પ્રિય! સન્નિધિ ઓાધિજોગ,
છોડે પરંતુ કણુસે કંઈ તો વિયોગ!



## રાજેન્દ્ર શાહ

---

### રસ

જલનો પ્રવાહ    જાણે વહી જાય હવા
મહીં રમે
આવરણહીન પદ્મપ્રભ અગ્નિ
ચંચલ મીનની જેમ

બેઉ પાંખ પર એક અચલ વિહંગ
વક્રોક્તિ 'થવા
ચાતક
ધરી મૌન
કરી અભીપ્સાનો શ્રુતિશૂન્ય સાદ
ઝૂમે

નહીં હવા    ન પ્રવાહ
નહીં અગ્નિ  મીન
ન વિહંગ
માત્ર
ષડ્ભેદ રિક્ત સ્વાદ

માત્ર
રસ

# છાયા

માર્ગ પર
પ્રલંબાતી આવે છે કોઈ ઝાંખી ઝાંખી
છાયા
ચ...પ ચ...પ
ચ...પ ચ...પ
ચરણચોંટચું
આવે છે કોઇ
જન
ચ...પ ચ...પ ચ...પ
ચાલી જાય છે બીજી બાજુ
જાય છે ચાલી
પદે પદે હ્રસ્વ થતી
થતી ઘેરી
છાયા

નજરની આ બાજુ

કેટલો વીત્યો કાળ
ને તો યે
પ્રલંબાતી આવે છે કોઈ છાયા
આવે
અણપ્રીછ્યું તે કોઇ
ને જતી
હ્રસ્વ થતી થતી
અબોલ
છાયા

## ઊંઘમાં......જાગીને જોઉં તો

આંખ ઊઘડી ને જોયું તો
-ભસ્મધવલ અપરિમેય આભ
ક્ષિતિજ પર બંકિમ રેખ આંખતી
તુહિનશ્વેત ધુસરશ્યામ ગિરિમાળા
જલપાત
નીચે
નીલિમ નિબિડ વન
વિસ્તરતું આવે પગ લગી
ઊડતા રંગીન ટહુકાર
હ્રેષાના સવાર
લયપૂર્ણ ગતિમહીં રજતઝંકૃતિ
વજ્રભેદી પ્રગટતાં કોમલ કુસુમ
સુગંધનું હવામહીં ઊગ્યું
સહસ્ર કર્ષણકારી આંખ.

કોઈ રે કરણ મારું નહીં મારી કને
દૂર જઇ ખેંચે હવે મને!
વિવશ ચરણની આ ગતિ
મારી સન્નિધિમાં કોઈ અવરનો થાય છે સંચાર!
લાગતું કે કોઇ ચાલી રહ્યું મારી આગળ આગળ,
ક્યારેક જમણી કોર
ક્યારેક વામાંગ અડી... કોણ?
અનુત્તરની સંતતિ સમ લહું ક્ષોભ.
ક્ષણમાં સમીપ ક્ષણે સરી જાય દૂર

જાણે મુઠ્ઠીમાં બાંધવા ચહ્યું જલ
શૂન્યતાનો વ્યાપી રહે સોપો...

ઝડઝાંખરને પર્ણ પર્ણ જાણે ઝીણી મર્મભરી વાણી
બેવડું વાગે રે એવું આડ ધરી કીધું અટ્ટહાસ
અવકાશપ્હોળું મુખ લઇ આવે પણ કોઈ વ્યૂહલયે ચાલે

અંગે રેલ્યા પાણીના પ્રવાહ
પૂરને પ્રચંડ વેગ સંધુ ય તે જાય જો તણાઇ...
રૂંવે રૂંવે સમવ્યા છે ભાલા
પણ એમાં જાય જો વીંધાઇ...

સકલ નિઃસ્તબ્ધ

દીર્ઘ એક શ્વાસ
ગોચરનું નિઃશેષ ગ્રહણ ( અગસ્ત્યપાન )
અતિમંદ વ્યાકુલ કો ધ્વનિ
હવામહીં હાહાકાર
પાન કર્યું હતું તેનું સરલ વમન.

પુનરપિ અટ્ટહાસ
એ જ મર્મખેલ
અકલિત આવનજાવન
સસરમાં શૂન્યતાનો વ્યાપી રહ્યો સોપો
સભર
સંસૃતિ
વિલસે મોહિનીમાયા...

## 'ઝાહિદ' શિનોરવાળા

### પરદો

તારી ઉઘાડી બારી પર ઝુલ્ફનો ય પરદો;
ક્યાંથી મળે નજર આ, તુજ પાંપણે ય પરદો.

ઝૂકે જરી નિગાહો, થૈ જાય છે સુરાહી;
પી જાય જામ એના રસ્તે જનાર રાહી;
શી રૂપની ખુમારી શો ઠાઠ બાદશાહી.

મારી પડી નજર કે ત્યાં નજરનો ય પરદો;
ક્યાંથી મળે નજર આ, તુજ પાંપણો ય પરદો.

આ ચાંદ તુજ ઝરૂખે, મધરાતની પછેડી;
તારા ગણું છું જોઇ તારી રૂપાળી મેડી;
કોની કરે પ્રતીક્ષા પરદો જરા ખસેડી?

મેં દૃષ્ટિ ફેરવી કે ખેંચાય કોઇ પરદો;
તારી ઉઘાડી બારી પર ઝુલ્ફનો ય પરદો.

## ઉસ્માન પઠાન

---

### કળી

પ્રત્યેક નજરનું ઢાંકણું ખોલી રહી કળી !
રંગે ભરેલા ફાલને ફોલી રહી કળી !

ફૂલોની છાબ એને ખાલી કરી શકી ના,
એકાદ ખૂણું બાગના ખોલી રહી કળી !

સંચાર રોમરોમે થયો એની આંખનો,
આળસ ભરેલી છાલને છોલી રહી કળી !

વૈભવ મહેલ કેરો ન આંજી શકયો જરી
દેખાવમાં સદા ય અબોલી રહી કળી !

વેરાન કલ્પનાઓ બધી આંતરી રહી,
નજરોની ગૂંથણીમહીં ભોળી રહી કળી !

શત્રુ, સખી, કે મિત્ર બધાં એક એને મન,
દિલની કુમાશ હાસ્યમાં બોળી રહી કળી !

માળી યે એના દિલને સમજી શકયો નહિ,
ઉરની કિનાર આંખથી ખોલી રહી કળી !

## નજર

હું મથું છું શોધવા ફરતી નજર!
ક્યાં જડે છે જોઉં છું તરતી નજર?
ખૂણેખૂણા આંખ ફેંફોસી ગઇ,
કંઇ મળે ના મુજને દડદડતી નજર!

સૂર્યની અણનમ નજરની આરપાર
કોઇની પહોંચી ગઈ હસતી નજર!
પારખુને પણ ન પરખાઈ શકી
એક ઇશારાથી મને ડસતી નજર!

ચાંદનીના રૂપ કેરા ઘેનમાં
કોઈની લાગે છે તરવરતી નજર!
આંસુઓના અશ્વ દોડયા ઠેરઠેર,
હાથમાં આવી નહિ સરતી નજર!

જિંદગીને હાથતાળી દઈ ગઈ
જીવતા ઝરણાની તરફડતી નજર!



## કલ્યાણજી રાઠોડ

---

### ભજનોની વાણી

જાણે બ્રહ્મનાં ચાર મુખની સાથે સંબંધ હોય તેમ વાણીના ચાર પ્રકાર આપણી પરંપરાએ આપણી સન્મુખ ધર્યા છે. વૈખરી, મધ્યમા, પશ્યંતી અને પરા. ભજનોની વાણીને આ પ્રકારના સ્થૂલસૂક્ષ્મના ભેદ કરતાં અધિકારભેદે જુદી જુદી વર્ણવી છે. એ છે જીવમુખ, શિવમુખ, ગુરુમુખ અને બ્રહ્મમુખ.

#### જીવમુખ

પંચભુતના સ્થૂલ શરીરમાં નિવસતો જીવ-જે સજાતીય વિજાતીય ભેદનું ગ્રહણ કરે છે, જેની દૃષ્ટિ પાર્થહૃદયમાં રમે કે દ્રષ્ટા અને દૃશ્ય માત્ર સ્વગતભેદ છે, અન્ય કાંઇ નહિ, એવી દૃઢ પ્રતીતિ જેને હજી થઇ નથી, તેને સંબોધીને, આત્મપ્રત્યય તરફ વાળવા જે ભજનો ગવાય છે તેને જીવમુખ વાણી કહે છે. દૃષ્ટાંત રૂપે:

જીવડા જે જાગી જાગી
અવસર તારો જાય અભાગી.

ચક્ર કરાળ કાળનું જેને સૌને શિર છે ભમતું
જન્મ્યા તેને ઝડપી લેશે; દેહધારીને દમતું...જીવડા.

નિષ્ફળ કર્મ નિરંતર કરતાં ખોયું ઉત્તમ ટાણું
ઇશ્વરને ઓળખી નવ લીધો પાથરતાં વાયુ વાણું...જીવડા.

બાળ કુમાર જુવાની બગડી વૃદ્ધપણું વણસાવ્યું,
ચિદાનંદનું ચિંતન તે તો અંતરમાં નવ આવ્યું...જીવડા

સદાચરણને પ્રભુની સેવા આદર ન કર્યો એવો
ધિક્ ધિક્ નરનો દેહ મળ્યો; તારો જીવ જનાવર જેવો...જીવડા

નાશવંત સાંસારિક સુખને સત્ય લહીને સૂતો,
પલક એકમાં કાળ પકડશે; હુતો થશે ના હુતો...જીવડા.

જો ચેતે તો ચેતી લેજે; ભલા સમયમાં ભાઇ,
કહે છોટમ શુદ્ધ ભાવ ધરીને; લેજો હરિગુણ ગાઇ...જીવડા

૨

ખાખમેં ખપી જાના બંદા માટી સે મિલ જાના
તમે થોડા કરોને અભિમાન એકદિન પવનસે ઉડ જાના.

માટી કેરા મહેલ બનાયા મુરખ કહે ઘર મેરા,
આવશે જમડા લઇ જાશે જીવને પડયા રહે ઘર તેરા..ખાખમેં.

જાડા રે પહેરો ઝીણા પહેરો પેરો મલમલ ધાગા.
રૂપિયે ગજ ગજ મશરૂ પહેરો તો યે મરણ કેરી આશા..ખાખમેં.

સોનાં પહેરો રૂપાં પહેરો પેરોને હીરલા સાચા.
વાળ વાળ મોતાવળ ડાંસો તો ય મરણ કેરી આશા...ખાખમેં.

એક દિન જીવો, દો દિન જીવો, જીવો વરસ પચાસા,
કહત કબીરા સુનો ભાઇ સાધુ જાના આખર સાચા..ખાખમેં.

જીવમુખ ઘણી રાત્રિના પ્રથમ પ્રહરમાં (ક્યારેક દિવંગત થનારે વ્યક્તિની પાછળ) ગવાય છે. 'ચલાણાનાં ભજનો' એવું એનું બીજું નામ પણ સાંભળવા મળે છે.

શિવમુખ

જીવને અનાત્મભાવમાંથી વાળી આત્મભાવમાં પ્રબુદ્ધ કરતી, જેના અનુશીલનથી-શ્રવણ, મનન, નિદિધ્યાસનથી-જીવ સ્વસ્વરૂપમાં અવસ્થિતિ પ્રાપ્ત કરી શકે, પરમપદને પામી શકે એવી આ વાણી છે.

૧

સોઇ સંત કહાવે
નિર્મળ બુદ્ધિ મન વૈરાગથી,
કામ કુટિલ નવ લાવે.....અબુધ સોઈ.

શુભ સ્વભાવ વચન સત્ય બોલે; સાહસ અંગ નહીં લાવે,
નિરમાની નિરભેદ પાઇ; શીલ સંતોષ પદ આવે. અબુધ.

કોમળશીલ તિતિક્ષાધારી; હરખ શોક દહાવે.
ઈર્ષા નિંદા ઉરમાં નાહી સોઇ વીરલા કહાવે...અબુધ.

સંતોષી સાધન ગુણધારી; પ્રેમે ભાવ બઢાવે.
અભિમાન આશાને ત્યાગી સાધન શુદ્ધ જમાવે. ..અબુધ.

ઐસે સંત ભયા સદંતર; નિરભે નાદ બજાવે.
દયાનંદ વંદન કરું તાકો જો આનંદ ઉર સમાવે...અબુધ.

જીવને શિવની, થઇ જાય એકતાને, કહેવાનું રહ્યું નહીં કાંઇ રે.
દ્વાદશ પીધા જેણે પ્રેમથી પાનબાઇ; સમાઇ રહ્યો સુનમાંય રે.

તમે પ્રભુને હવે ભરપૂર ભાખ્યા પાનબાઈ
વરતોને કાયમ ત્રિગુણથી પાર રે.
સદા રહો એના સંગમાં બાઈજીને; સુરતા લગાડો બાવનની બાર રે.

મુળ પ્રકૃતિથી બાઇ પાર થયાં ને,
તૂટી ગઇ સઘળી એની ભ્રાંત રે.
તમારું સ્વરૂપ બાઇ તમે જોઈ લીધું ને રે વરસે છે મીઠા સ્વાત રે.

સદાનંદ ગુરુના સત્સંગમાં બાઇજી,
જયાં મનની તાણા વાણુ રે.
ગંગા રે સતી બાઇ એમ જ બોલ્યાં ને; પદ પામ્યા તે ધ્યાની નિર્વાણ રે.

શિવસુખ વાણી રાત્રિના બીજા પ્રહરમાં ગવાય છે. આમાં પરજ, ભૈરવી, કાલિંગડો વગેરે રાગનો ઉપયોગ થાય છે.

ગુરુમુખ

ગુરુને બ્રહ્મસ્વરૂપ જ ગણ્યા છે, સગુણ બ્રહ્મ. સગુણ દ્વારા જ પરાત્પરને પામવાનું છે–નિર્ગુણ સગુણની ભેદદષ્ટિ ટાળીને. પ્રણિધામ, સંપૂર્ણ આત્મસર્પણ એને માટે અનિવાર્ય છે. પ્રેમભકિત વિના સમર્પણ શકય નથી. ગુરુ જ અહીં ઈશ્વર, આરાધ્ય બની રહે છે. જીવ (હંસ) એ આરાધ્ય પ્રતિ અભિસાર કરે છે.

ગુરુ બિન કુછ ઊગે નહીં; ભક્તિ મુક્તિ કા મૂલ.
પત્થરને વાવો ખેતમાં; નહીં તેનાં ફળ ને ફૂલ.

૧

જી રે લાખા સદ્દગુરુના પદનો કોઈ પાર ન પામે.
જેને શિવ ઉમિયા વખાણી હાં.

જી રે લાખા મોટા મોટા મુનિ જેની આશ કરે છે
તે પદ અનુભવે ઉરમાં આવે હાં.

જી રે લાખા બ્રહ્મના પુત્ર સનકાદિક જેવા
તેણે હંસને ગુરુજી કીધા રે હાં.

જી રે લાખા હંસના મુખેથી ઉપદેશ લઇને
એણે મુકિતનો મારગ લીધો હાં.

જી રે લાખા શૂરવીર થઈને જે કોઇ વચનોમાં ચાલે
તે તો સત્ય ગુરુનો મહિમા જાણે હાં.

જી રે લાખા માન અંતરમાંથી મેલી કરીને
તે તો ગુરુજીના વચનોમાં વર્તે હાં.

૨

જી રે લાખા એવા રે અધિકારી જેને આવરણ ના આવે જી
એ તો રહેણી કરણીના હોય પૂરા હાં.

જી રે લાખા શેલહર્ષીના ચેલી સતી લોણબાઇ બોલ્યા રે
તેને સત્યગુરુ વચન સમજાવે હાં.

હરહર હરહર હીરા પારખો, વચન પારખો નિજ બૂટી,
ઓહો વશન તેરે હિરદામાં રખલે ઓર બાત સબ જૂઠી,
રિમઝિમ રિમઝિમ બાજા વાગે ઝિલમિલ ઝલકે વાં જ્યોતી
"ઓહમ્" કારમે "સોહમ્" સેજથી હંસા ચૂગીલે નિજ મોતી

અંદર ઘટા મેરા સત્ય ગુરુ આયા અમૃત બુંદ એક અગમ ઊઠી
તખત ત્રિવેણીના તીરના ઉપરે; લાલા તેરી હદ લુંટી રે.

સત્ય શબ્દકી સમશેર ધરાય લે; ઢાલ પકડ લે ધીરજકી,
જ્ઞાન ખડગ લઈ ખેલો ખેતમાં; જબ વખાણું તમારી રજપુતી.
પક્કી ઘડી કા તોલ મંગાઇ લે ખોટ ન આવે એમાં એક રતિ
મછંદરના ચેલા જતિ ગોરખ બોલ્યા,
અલખ લખે વો ખરા જતિ...હરહર.

રાત્રિના ત્રીજા પ્રહરમાં આ પ્રકારની વાણીનાં ભજનો ગવાય છે.

બ્રહ્મમુખ

અનિર્વચનીય બ્રહ્મ જે માત્ર દષ્ટિભાવ સ્વરૂપ છે, ચિતિ સ્વરૂપ છે એને કઈ રીતે વાણીમાં વ્યક્ત કરી શકાય ? એ માત્ર અનુભવગમ્ય છે. પણ વાણી દૂર રહી રહીને ય ઇંગિત દ્વારા સાધકને એની અનુભૂતિ તરફ વાળે છે. સર્વાતીતની સાથે જે આપ આપણું સંધાન કરી આપે છે તે વાણીને બ્રહ્મમુખ વાણી કહી છે.

પંચ તત્ત્વ કે પાર હે; અંકુર બીજ વિન એક,
રવિ ગ્રહિયા સત્ય નામકું જાકો રૂપ ન રેખ,
પંચતત્ત્વ કે પાર હે; તન પારન કે પાર,
રવિ કહે વહાં સમાયા જહાં નહીં વાત ઓર વિચાર.

આ વાણી રાત્રિના શેષભાગે ચોથા પ્રહરમાં બ્રાહ્મમુહૂર્તમાં ગવાય છે.

આ ચાર પ્રકારની વાણીને અનુક્રમે દયારથ, નિજ્તર, સગુણ અને નિર્ગુણ વાણી પણ કહેવામાં આવે છે. પ્રથમ સ્થૂલ દેહ અને જાગ્રત અવસ્થાને, બીજી સૂક્ષ્મદેહ અને સ્વપ્નાવસ્થાને, ત્રીજી કારણદેહ અને સુષુપ્ત અવસ્થાને–ધ્યાનાવસ્થાને અને ચોથી મહાકારણ અને તુરીય અવસ્થાને લક્ષ્ય કરે છે.

# એક જાપાની કાવ્ય

ધીરુ પરીખ

ઈ. સ. ૧૯૦૦માં જન્મેલ કવિ કુયુહિકો કિટાગાવા જાપાનની નવીન કવિતાના પુરસ્કર્તાઓમાંનો એક છે. Neo-realismનો એ સાધક છે. પણ કવિતાને એ સાધન બનાવી બેઠો છે. શાનું? એના જ શબ્દો'...I am sure I have been consistent in my will to get, through poetry, at the innermost human spirit in social aspect.' કવિતા દ્વારા આંતરતમ માનવીય ચેતનાને એ સામાજિક સંદર્ભમાં પામવાનો પુરુષાર્થ કરે છે; છતાં ય એ ક્યાં ય કવિ મટી જતો નથી. પ્રતીતિ કરાવે છે એની આકૃતિ:

### FACES IN THE PROCESSION

The procession, its back turned to us,
Was proceeding in good order.
The clear stream
Mirrored the shadows on its white sand bed.
The line of trees gazed inquiringly down upon it.
The procession proceeded in good order.
After it
The dogs
Followed in a mass, without barking ..
But all of a sudden,
As if it had smelt its owner,
A dog sprang up
And snapped at the hem of somebody's coat

Though the hem was about to be ripped off,
The wearer would not turn round.
The dog began to bark—
At each bark
The hem
Fell free from the dog's mouth.
Then the dog pounced on it again.
At this momnet
The procession, its back turned to us,
All at once turned its face about—
Startlingly expressionless masks of faces !
Just the selfsame face, each after each....
Then all of the dogs—
Not only the one that tore the hem—
But all of the gathered dogs
Shivered in unison,
Dropped their tails on the spot
And cringed.

## વરઘોડામાંના ચહેરા

વરઘોડો પાછળથી આપણ જોતાં
આગળ વહી રહ્યો સુપેરે.
નિર્મળ ઝરણું
પડછાયાને ધારે એની સફેદ રજની સેજે.
ઠાર વૃક્ષની પ્રશ્નભરી નજરોથી ટાંપે નીચે...
વહેતો વરઘોડો સુપેરે.
એની પૂંઠે .
ભસ્યા વગર આ કૂતરાઓનું ટોળું ચાલે...

કિંતુ અચાનક
એક કૂતરો માલિકનો અણસારો જાણી કૂદ્યા
અને કોકના ડગલાકેરી કોરે બાઝયો.
તૈયારીમાં હતી કોર એ જો કે ઉતડાવાની,
પણ પાછળ ફરીને પહેરનાર ના જુએ.
કૂતરાએ તો ભસવા માંડયું—
ભસવા કેરા એક એક આયાસે
કૂતરા કેરા મુખમહીંથી છૂટી જતી'તી કોર
પછી કૂદ્યો એ કૂતરો એની ઉપર ફરીને.
એ જ ક્ષણે
આગળ વહેતા વરઘોડાએ
પાછળ ફરીને જોયું—
અહા! ચહેરાના ભાવહીન તો મહોરાં!
બસ, બરાબર એક પછી એક જાતસરીખા ચહેરા...
પછી શ્વાન સહુ—
માત્ર નહિ એ એક કે જેણે કોર ફાડી'તી—
કિંતુ એકઠા મળેલ કૂતરા સહુએ
એક સાથમાં ધ્રૂજયા,
તત્કાલ પૂંછડી નીચી નાખીને
ગુંછળું વાળી.

કાવ્યને માણવું એટલે એનું અખિલાઈમાં સૌંદર્યદર્શન કરવું અને માણવું એટલે જ નાણવું. પરંતુ કમળના સમગ્ર સૌંદર્યમાં એની એકે એક પાંખડીનો ફાળો હોય છે. કલાકૃતિને પણ અશેષ સૌંદર્ય બક્ષે છે એનો એકે એક અંશ.

આ કૃતિ પણ વાંચ્યા પછી ચિત્તને આવરી લે છે. એનું

અર્થેતિ સૌંદર્ય ભાવકને મુગ્ધ કરી દે છે. તદ્દન સામાન્ય પ્રસંગને કવિએ ( Neo-realism ખરો ને ! ) અહીં વિષયભૂત બનાવ્યો છે. વરઘોડો પસાર થઇ જવો, એનું સુપેરે આગળ વધવું, શ્વાનના ટોળાનું મૂગા મૂગા એને અનુસરવું, એમાંથી એકાદ કૂતરાનું કોઇકના કોટની કોરને મોંમાં ભેરવીને ખેંચવું, એ કોટ પહેરનારનું પાછળ ફરીને જોવું અને છેવટે કૂતરાઓનું ધ્રૂજારીસહ પૂંછડી નમાવી ઊભા રહી જવું...ચલચિત્રની દશ્યાવલિની માફક એક પછી એક દશ્યો પસાર થઈ જાય છે. એકનો વિચાર કરો ત્યાં તો બીજું ખડું થઈ જાય છે. પછી ત્રીજું, પછી ચોથું...અને જોતજોતામાં તો ભાવક રસસમાધિમાં લીન થઇ જાય છે.

અને સમાધિ ઊતરતાં 'આ શું બની ગયું'નો ભાવ એ અનુભવી રહે છે. પેલા કૂતરા તો ઊભા રહી ગયા, પણ આ ભાવકની વિચારયાત્રા આગળ ચાલે છે.

મજાનો વરઘોડો આગળ વધી રહ્યો છે. થોડા કૂતરા એની પાછળ પાછળ જઈ રહ્યા છે. અને એમાંથી એકાદ કૂતરો પોતાના માલિકનો ભ્રમ થયો હોય તેમ એક વ્યક્તિનો કોટ મોંમાં પકડી લે છે. પણ પેલો તો વરઘોડામાં લીન છે. બિચારો કૂતરો ! એ ભસે છે, જોરથી કોટને પંજો મારી પકડે છે. હવે તો પેલાનો પાછું વળીને જોયા વગર ક્યાં છૂટકો જ છે ! કૂતરો—ના, ના, બધા જ કૂતરા—સ્તબ્ધ થઈ જાય છે. માત્ર એ કોટ પહેરનારે જ પાછા ફરીને નથી જોયું પરંતુ વરઘોડામાંની પ્રત્યેક વ્યકિતએ પાછા ફરીને જોયું છે. અને એ કૂતરા એમની સામે જુએ છે તો ?

બિચારા છળી ગયા. એ સૌ ચહેરા પર ક્યાંય ભાવ

જણાતો નથી. એ તો છે બધા જુદા ચહેરા. કવિ તો કહે કે એ તો સૌના અસલ જેવા ચહેરાઓના આબેહૂબ મહોરાં જ છે. કાંઇક આશામાં પૂંછડી પટપટાવતા ગયેલા કૂતરા એ ચહેરા (મહોરાં જ કહો ને!) પરની ભાવશૂન્યતા જોઇ ડઘાઇ જાય છે...નૈરાશ્યમાં પૂંછડી નીચે નમાવીને ગૂંછળું વાળી દે છે.

બસ, કાવ્ય પૂરું થઇ ગયું. કવિને જાણે કશું કહેવું જ નથી. સુંદર ચિત્રમાં છેલ્લો લસરકો મારી દીધો. પણ એ મૂગા લસરકાઓની ભાષા જો ઉકેલાતી હોય તો એ ઘણું કહી નાખે છે. (ભલે, વરઘોડામાં સામેલ થયેલા પેલા જીવતા ચહેરાઓની રેખાઓ મૂગી બની ગઈ હોય!)

સંસારનો આ વરઘોડો આગળ આગળ ચાલે છે, બહુ સુપેરે ચાલે છે. સૌ એમાં ડાવકા થઇને પગલાં ભરે છે. જાહેરમાં અન્યની સમક્ષ એમને આગળ વધવાનું છે. અને તેઓ જાહેરમાં આગળ વધે છે માટે તો એમનાં હૈયાંના વિવિધ ભાવો ચહેરા સુધી આવતાં પહેલાં જ થંભી જાય છે, થંભાવી દેવામાં આવે છે. પેલા નિર્મળ ઝરણામાં એમનાં પ્રતિબિંબ ઝિલાય છે, પરંતુ એમના ચહેરાઓ પર હૈયાના ભાવો ઝિલાતા નથી. એમના ચહેરાઓ એમના હૈયાંની સચ્ચાઈની ચાડી ખાતા નથી, એમને એમ કરવા દેવામાં આવતા નથી. એમનાં પોતાનાં જ પ્રતિબિંબોની પડછે એમનાં ભાવોનાં પ્રતિબિંબોનો અભાવ કેટલો ધ્વન્યાત્મક રીતે સ્ફુટ કરી બતાવ્યો છે! જ્યારે પેલાં અચેત વૃક્ષો, પોતાની નીચેથી પસાર થતા વરઘોડાના 'સચેત' માનવીઓ તરફ તાકી રહ્યાં છે. કવિ કહે છે.

The line of trees gazed inquiring by down upon it.

આ વરઘોડો ક્યાં જઇ રહ્યો છે એવો પ્રશ્ન તો કવિને થાય છે, પરંતુ એણે એ કામ વૃક્ષો પાસેથી લીધું છે. inquiringly શબ્દ કવિના ભાવને અભિવ્યંજિત કરી દે છે.

વરઘોડામાં પસાર થતા હૃદયના કોઇ જ ભાવ ચહેરા પર લાવવાના નથી. અહીંયાં વિવિધ ભાવોને ચહેરા પર અંકિત કરવાની 'સખ્ત' મનાઈ છે. ચાલ્યા જ કરો, બસ, ભાવશૂન્ય ચહેરે ચાલ્યા જ કરો. માનવીના ભાવપ્રગટીકરણના સ્વાતંત્ર્ય પર આ વરઘોડાનું શું આધિપત્ય! શી ગૂંગળામણ! પરંતુ કોને? પેલા વરઘોડામાં ચાલનારાઓને?

ના, મહેરબાન. ગૂંગળાઇ જાય છે દૂરથી વરઘોડાને નીરખી રહેલો કવિ. (એને લઇને તો આ કાવ્યનું અસ્તિત્વ છે.) એને તો માનવીને એના સાચા સ્વરૂપમાં નિહાળવાની અપેક્ષા છે, આરત છે. પરંતુ આ રહ્યો કલાકાર. એમ સીધે સીધી કંઇ એ પોતાની વાત રજૂ કરી દે? એણે તો મોકલ્યા પેલા કૂતરાઓને (મૂગા પ્રાણીઓ. ભાવ સિવાય એમને બીજું કશું જોઇતું જ નથી.) પછી શું બન્યું એ તો કવિએ નિહાળ્યું, નિહાળાયું. ભાવના પ્રગટીકરણમાં–અને છુપાવવામાં પણ–પટુ એવા માનવીઓની ભાવશૂન્યતા જોઈ એ બિચારા કૂતરા નિરાશ થઈ ગયા તો પછી કવિનું (અને એની પડખે ઊભેલા ભાવકોનું) તો પૂછવું જ શું?

માનવીના ચહેરા પરની ભાવશૂન્યતા નિહાળી કૂતરા જેવા કૂતરાને નિરાશ થતા નિરૂપી કવિએ કાવ્યાંતે જબરી ચોટ આણી છે. સગ્રગ કાવ્યમાં પણ જાણે ભાવશૂન્યતાનું વાતાવરણ ધ્વનિત કરવા કવિએ કોઈ રવાનુકારી શબ્દ નથી

પ્રયોજયો કે નથી કોઇ અન્ય અવાજનો અણસાર સુદ્ધાં આવવા દીધો, હા, માત્ર એક જ વાર કૂતરાને ભસતું બતાવ્યું છે-અને તે પણ એક જ કૂતરાને. પરંતુ કૂતરાના ભસવાનો એ અવાજ તો પેલી ભાવશુન્યતાના વાતાવરણને દઢાવી દે છે. પોતાના ભાવની અભિવ્યક્તિની પરાકાષ્ઠા કૂતરાએ ભસીને સાધી. છતાં ય અંતે તો એને પેલા માનવીઓના ચહેરા પર મળી કેવળ ભાવશૂન્યતા જ. જાહેરમાં માનવી પોતાના આંતરતમ ભાવોને સચ્ચાઇપૂર્વક રજૂ પણ કરી શકતો નથી એનું દુઃખ કવિએ પેલા કૂતરાઓની નીચી નમીને નિરાશામાં વળી ગયેલી પૂંછડીમાં બરાબર આમળીને મૂકી દીધું છે.

પ્રતીકોનો કેવો સબળ ઉપયોગ! આવી કવિતાને કવિ ભલે સાધન ગણે પણ એથી કંઇ કવિતા થોડી જ ટળી જવાની છે?







આ અંકમાં :

ગની દહીંવાળા ● રાવજી પટેલ ● જયોત્સના મિલન
પ્રબોધ પરીખ ● રમેશચંદ્ર શાહ

આવરણ ચિત્ર: નિજી છવિ - વૃંદાવન સોલંકી

# કવિલોક

**તંત્રી મંડળ**

જયંત પારેખ
પ્રિયકાન્ત મણિયાર

**ગ્રંથાવલોકન**

ભોળાભાઈ પટેલ
રઘુવીર ચૌધરી

**કવિતાના વિશ્વપ્રવાહો**

નલિન રાવળ

**વ્યવસ્થા**

મહેન્દ્ર ભગત
મનુભાઈ ત્રિવેદી

**સહાયક**

પ્રબોધ પરીખ


કવિલોક : દ્વૈમાસિક તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર મારકેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી. સુદર્શન એન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧ માળે, ૧ બાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.



માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

પ૬

વર્ષ ૧૦ : અંક ૨ માર્ચ-એપ્રીલ : ૧૯૬૭

# ગની દહીંવાળા

## હૃદય મારા

કયે મોઢે મનાવી લઉં તને આજે હૃદય મારા.
સ્વજન સાથે ય મન મેલીને રીસાજે હૃદય મારા.

સકારણ છે અજંપો, એની અવગણના નથી કરવી;
દુઃખી કરજે મને, પોતે દુઃખી થાજે હૃદય મારા.

ન આવી જાય નિશ્વાસો મહીં ફરિયાદ હોઠો પર,
વહેવારે જ હું લાજું, ન તું લાજે હૃદય મારા.

નથી દેખાડવું વહેતું સલિલ આંખોની ક્યારીમાં
વછૂટે નીર તો પોતે જ પી જાજે હૃદય મારા.

સકળ સંવેદના દુનિયાની સત્કારાય એ માટે
ઊભું રાખ્યું તને જીવનના દરવાજે હૃદય મારા.

વિધતાએ વિચારીને જ આપ્યું સ્થાન સીનામાં;
વિમુખ બનવું સ્વમાનીને નહીં છાજે હૃદય મારા.

કૃપાળા મોરલા! ગહેકી રહેવાને ન થા તત્પર;
વરસવું હોય ના, એ મેઘ બહુ ગાજે, હૃદય મારા.

ગની પ્રત્યેક શ્વાસે પાઠવ્યો પેગામ હૈયાને;
બધી છે આપ્તજનની દેન, ગમ ખાજે હૃદય મારા.

•

# રાવજી પટેલ

## ચિંતાનો હર્ષ

ઇશાની પવન મારા છાપરાના નળિયાને ઊંચુંનીચું
કર્યા કરે.
નળિયાની નીચે મારી ઊંઘ પણ પીંછા જેવી
આઘીપાછી થયા કરે.
નાનો ભાઈ બચબચ ધાવે!
બચકારે બચકારે અંધારાનો મોલ હલે,
સ્હેજ વળી
ફણગાની જેમ કૂણું કણસીને
બચ બચ પીધા કરે માયાળુ ખેતર.
મારી કીકીઓમાં કણસલાં હળુહળુ હલ્યાં કરે!
-એની પર
પંખીઓનાં પીંછાં સ્હેજ ફરફરે,

આખો દહાડો
ઢેફઇ ફૂટઈ
મા
પંજેટીની જેમ લૂસ ખાટલીમાં
પડી રહી.
મારા બાવડામાં દિવસ, બળદ, હળ, બારે મેઘ પોઢચાં;
અને
નળિયાની નીચે મારી ઊંઘ
પીંછા જેવી આઘીપાછી થયા કરે...

# જ્યોત્સ્ના મિલન

## મેરા ઘર

ઇસકી દીવારોંને
જન્મ દિયા હૈ અસંખ્યાતીત દીવારોંકો
એક દૂસરે કે લિયે દીવાર સભી
દીવારોંકા ઢાંચા–હડ્ડિયોંકા
યહ મેરા ઘર

ખુલને કે લિયે
અંધી દિશાઓંકી ખોજમેં
ઇસકી યે ખિડકિયાઁ

રૌરવકી તલાશમેં
ભટકતે હૈં ઇસકે યે બંદ પ્રેત દરવાજે
ઘરકા બોજ લાદે

મેરે ઘરકી યહ લાશ
કંધોં પર ઉઠાયે ઘૂમતી હૂં મૈં
ઘૂમતી ફિરતી હૂઁ.

## પાની

માટીકે કંપનકા
વિગલનકા
યહ પહલા પલ
...જલ...
કલ...કલ...!

દેખ ઇસે.
સભી
કુછ દે જાતે હૈં !

કિનારે કે વૃક્ષોને
ઘોલ દી અપની હરિતિમા
ખોલ દી ગહનિમા !

છાયાન્તરાલોં સે
પાની મેં ઊતર
અંખુવાયા આકારા
ઊગ આયા ગગનવન
દૂર...પાસ...!

આંખોં ને ભી દે દી
અપની દીઠ ઇસે
વીચિયોં ને લહરાકર
ખોલ દી ખિડકિયાં...!

પાનીને આંખ ભર દેખા
દેખા હી કિયા...!



# પ્રબોધ પરીખ

---

## આબુમાં

ટ્રેનમાં પાછા આવતાં
(ડાંગરવા સ્ટેશને)
બારીમાંથી સ્પર્શાય છે રણ
અને સ્ટેશને સ્ટેશને બાઝી ગયાં રણ.
મારા ચહેરા પર બંધાઇ છે વાડ.
તારી ભૂખરી આંખોની વાડ.
તારી પગની આંગળીઓ પર ઊગ્યા રણને
અરીસામાંથી જોઉં.
હવે તારા ચહેરા પર ઊગી છે રતાશ.
ધીમે ધીમે દોડી જાય રણ.
રણ.

અને પછી સ્ટેશનો.
અને લાકડાં બે પાસે.
આ શું થયું છે?
ચૂપચાપ પાણી પીવા ઊભું છે એન્જિન
અને હજુ તો થયા છે બપોરના ત્રણ.
સાત વાગે આવી જશે. શું?
તારી કીકીઓને પકડી
ઊડી જઉં પેલા જગતમાં?
તારી જ છાયામાં છે મારો સ્પર્શ!

અને હવે પાછાં દોડે છે

રણો.

પાણીનો નવો કુંજો

ફૂટી ગયો છે.

ધોળી થઇ છે હવે બપોર

ને રણમાંથી

શહેર.

રણમાંથી

શહેર.

સ્ટેશન પરથી તું

રણ બનીને ઊડી ગઈ છે.

## અમદાવાદ સ્ટેશન પર

ચોમેર પાટાઓ પર

બાઝી ગયાં છે ઘડિયાળો

અને પછી

અગણિત ભારખાનાં

ગયાં છે દોડી.

કાળી લોખંડપટ્ટી પર તારું બેસવું

ને હવામાં ઓગળી જવું.

હવે ધીમે રહી બોલીશ

પાંચે આંગળીઓ કરી ઊંચી.

તારી ભૂખરી આંખોની બખોલોમાં

ફરી જન્મશે

આંખો.

હવે
તારી
મારી વચ્ચે
    સ્ટેશન, લોકો.
અહીં અમદાવાદ સ્ટેશન પર
ખાલી થયા છે લોકો.
ભરાયા છે લોકો.
કુલી બોલાવે છે મને.
ભારખાનાં,
રણ્ગુ બોલાવે છે મને
હવે તું
ઘડિયાળ બનીને જન્મીશ.

•

# આધ્યાત્મિક ચેતનાના આધુનિક કવિ
# ટી. એસ. એલિયટ

આધ્યાત્મિક ચેતના!......આધુનિક કવિ...!! ટી. એસ. એલિયટ!!! મારું શીર્ષક એક પ્રશ્નચિહ્ન થઇ સામે આવી ઊભું રહી જાય છે. મારાથી ક્યાંક અપરાધ થઈ ગયો હોય એમ લાગે છે. મારી પેઢીએ મને આધ્યાત્મિક અને ધાર્મિક શબ્દાવલિ સાથે પરેજ કરતાં શીખવ્યું છે. અને એ જ પેઢીની સૌથી સતર્ક, સૌથી સચેત પ્રતિભા–એલિયટ પોતે–મારી પાસે આ વિશેષણોનું ઔચિત્ય માગતા પ્રતીત થાય છે. કોઇ પણ અન્ય વ્યક્તિત્વથી વધીને જેમણે પોતાની પેઢીને શબ્દોનું અનુશાસન ને એમનું સન્માન કરતાં શીખવ્યું–શબ્દની પરિભાષા જેમના ચિંતનની ધરી હતી–એવા એ શબ્દલોકના જાગરૂક પ્રહરી જાણે મારી પાસે સ્પષ્ટીકરણ માગી રહ્યા છે. જેમણે કીર્તિના ઉચ્ચતમ શિખર પર–પોતાની જાતમાં એક સાર્વજનિક સંસ્થાનું પૂંજીભૂત ગૌરવ પામીને પણ–પોતાની જાતને કયારે ય એક 'માઇનર પોએટ્'થી વધુ નથી માની–એમને પોતાના નામનું આ અલંકરણ કેવું લાગત–એની સહેજે કલ્પના કરી શકાય છે.

વીસમા સૈકાના પૂર્વાર્ધના આ સૌથી વધુ બૌદ્ધિક, સૌથી વધુ પ્રશ્નાકુલ અને પ્રશ્નતાડિત વ્યક્તિત્વનું સ્મરણ, પ્રશ્નોથી આરંભવા વિવશ બને એ અસ્વાભાવિક તો નથી જ. છેવટે આ આધ્યાત્મિક કવિ છે શું? શું એ કવિ અને કવિમનીષાથી યે આગળની વસ્તુ છે? શું એ કવિત્વની ચરમ સિદ્ધિ છે? શું કવિતા કે અન્ય કોઇ પણ કળા સ્વયં સંપૂર્ણ નથી હોતી?

શું શુદ્ધ કવિતા છેક જ અશક્ય છે? જો હા, તો શું કવિતા અને મહાન કહેવાવા યોગ્ય કવિતામાં કોઇ ને કોઇ રૂપે આસ્થાનું હોવું અનિવાર્ય છે? અને શું એ આસ્થાએ સર્વોપરિ ધાર્મિક અને આધ્યાત્મિક સંચેતનાથી જ પ્રેરાવું જોઈએ? શું એવા પ્રકારની આસ્થા સમાજવાદી કે સામ્યવાદી કે માનવતાવાદી આસ્થા કરતાં વધુ દૂરની, વધુ પાયાની હોઈ શકે ખરી?

વળી કવિતાના સંદર્ભમાં આધ્યાત્મિક ચેતનાનો શો અર્થ? આમ તો વર્ડ્ઝવર્થ, શેલી ને બ્લેઈક જેવા રોમેન્ટિક કવિઓને પણ આધ્યાત્મિક ચેતના વિહોણા ન કહી શકાય. અને એમની વચ્ચે પણ ગુણ તથા સ્તરની દૃષ્ટિએ ઘણો તફાવત છે. આ ત્રણેયની પોતાની આગવી આધ્યાત્મિકતાઓ છે. એમને એક જ પરિભાષામાં બાંધી ન શકાય. વળી બીજી બાજુ દાંતે બૉદલેર, હોપકિન્સ તથા રિલ્કે જેવા કવિઓ છે, જેમાંના દરેકની આધ્યાત્મિક ચેતના પરસ્પરથી ભિન્ન અને આગવી છે. ત્યારે આ આધ્યાત્મિક ચેતના છે શું જેનાં આટલાં વિભિન્ન રૂપો તથા મુદ્દાઓ છે, અને જે પરસ્પર સાવ નોખા પ્રથમ શ્રેણીના કવિઓમાં અનિવાર્યપણે અભિવ્યક્તિ પામે છે, ત્યારે એલિયટના આધ્યાત્મિક સંવેદનનું સ્વરૂપ કેવા પ્રકારનું છે? ધાર્મિક કવિતા શું છે? શું એ ધર્મનિરપેક્ષ કવિત્વ કરતાં વધુ મહત્ત્વપૂર્ણ હોઈ શકે? શું આપણે બે મહાકવિઓ—ઉદાહરણ રૂપે શેક્સપિયર અને દાંતે—ની સાપેક્ષ મહાનતા નિર્ધારિત કરવા માટે નિર્ણયાત્મક વિશ્લેષણમાં આ જાતના માપદંડનો ઉપયોગ કરી શકીએ ખરા? કવિકર્મની, કવિત્વની કઇ ભૂમિકાએ કવિતા અને ધર્મના સીમાડાઓ પરસ્પરમાં ઓગળવા માંડે છે?

આવા કેટલાક પ્રશ્નો છે જે આધુનિક કવિતાના એક

અત્યંત મહત્ત્વપૂર્ણ અંશ સાથે સંકળાયેલા છે અને જેમનો તીક્ષ્ણ બોધ આ યુગની મૂર્ધન્ય કવિપ્રતિભાઓના સંદર્ભમાં અનિવાર્ય છે. એનો અર્થ એવો નથી કે પ્રશ્નો અન્ય કોઈ પણ યુગમાં હતા જ નહીં. છતાં ચૈતન્ય સ્તર પર જેટલું ઊંડું મંથન આ યુગને વેઠવું પડયું છે એટલું અને એવું બીજા કોઈ યુગે નહોતું વેઠયું. ઈતિહાસના કોઇ પણ વળાંક પર માણસે પોતાની જાતને અતીત અને ભવિષ્યથી આટલી વિચ્છિન્ન થયેલી અનુભવી નથી. માનવીય પ્રયત્નોનું વૈફલ્ય તથા વિદ્રૂપ આવા કારમા રૂપે પહેલાં ક્યારે ય એની સામે નહોતું આવ્યું. આ વિદ્રૂપનો અનુભવ ક્રોમવેલના પક્ષકાર મિલ્ટનને યે થયેલો. છતાં એ 'અનુભવ' અને આપણા અનુભવ વચ્ચે કેટલું ટ્રેજિક પાર્થક્ય છે! ઐહિક અરાજકતાથી, નિરર્થક ઇતિહાસના વિદ્રૂપથી ત્રાસેલા-સુધારો કરવાના સઘળા પ્રયત્નોથી નિરાશ ને ઉપરામ થયેલા મિલ્ટન અંતર્મુખ થઈને એક ઉચ્ચતર અવસ્થાનો, અપરલૌકિક શાશ્વત નિયમનો સાક્ષાત્કાર તો કરી શકતા હતા; પોતાના પરાજિત પ્રયત્નો તથા અપરાજેય અહંને–એટલે કે માનવમાત્રની નિયતિને –એક સનાતન સાતત્યનું, સાર્થકતાનું. અટલ ઋતનું આશ્વાસન તો આપી શકતા હતા. પરંતુ આજના આત્માવિહોણા માનવીની સમસ્યા શેતાનને જીતવાની નહીં પણ એને જોવાની, એને અનુભવવાની છે. નથી એ શેતાનને સમર્પિત કે નથી એ ઈસુ પરત્વે ઉન્મુખ -સત્ - અસત્‌ને પારખવાનો આછો વિવેક પણ જો ક્યાંક શેષ દેખાય છે તો તે માત્ર વિવેક જ છે, સાક્ષાત્કાર નથી. સત્-અસત્‌ની દુર્નિવાર આત્યન્તિકતાઓનો અનુભવ હવે એને માટે દુર્લભ જ નહીં, લગભગ અશક્યવત્ થઈ ગયો છે. ( ઘણાયને માટે તો અનાવશ્યક પણ ). આ આપણા યુગની

સૌથી મોટી વ્યાધિ-સૌથી મોટી વિડંબના છે કે આપણે સત્ કે અસત્ બન્ને યુગોમાંથી એકે ય ભણી નિશ્ચયપૂર્વક સંકલ્પિત મને પ્રયાણ કરી શકતા નથી. આપણી એકે એક ચેષ્ટા પલાયનમુખી તેમ જ દરેક પળે પોતાની સ્થિતિના સંપૂર્ણ સાક્ષાત્કારથી બચવાની છે. ફોસ્ટની જેમ આપણે આપણા આત્માને નરકમાં યે હોમી શકતા નથી તો અર્જુનની જેમ વિરાટ ચૈતન્ય થઇ, આસક્તિરહિત પરાક્રમ કરી બતાવીએ એમ પણ નથી. પાપમાં આકંઠ ડૂબેલા મૅકબેથને કંઇ નહીં તો ય પોતાના પાપોનું, પોતાની દુર્નિવાર નિયતિનું ભાન તો હતું જ, પણ આજનો માનવી તો એટલો ભાગ્યશાળી પણ નથી.

આધુનિક મનુષ્યની આ વિડંબનાની અનુભૂતિ એલિયટના સમગ્ર કૃતિત્વમાં રચાયેલી છે. પ્રૂફ્રોક પોતે હેમલેટ છે 'એવી ભ્રમણામાં નથી જીવતો. એલિયટ જાણે છે કે આજનો માનવી છેવટના તથા આત્યંતિક ( એટલે કે આધ્યાત્મિક ) પ્રશ્નોની યંત્રણાથી બચવા માગે છે-પોતાના જ અંતઃકરણનો અવાજ સાંભળતાં ખચકાય છે એને ભય છે કે આમ કરવાથી રખે એની સઘળી સભ્ય સુરક્ષાઓમાં તિરાડ પડી જાય. એને પોતાની આત્મભીત આત્મતુષ્ટિને સંપૂર્ણપણે નિષ્કવચ તથા વધ્ય જોવાની કલ્પના અસહ્ય લાગે છે. તેથી જ એ પોતાની કાયરતાને બેશરમ થઈ સ્વીકારી લે છે-" In short I was afraid' એ જ રીતે " મર્ડર ઇન કેથીડ્રલ "માં પણ પ્રજા સંત ટોમસના આગમનના સમાચાર સાંભળી આશંકાથી વ્યાકુળ થઇ જાય છે. એમના આર્કબિશપનું આગમન એમને પોતાની દિનચર્યામાં વિક્ષેપજનક લાગે છે 'કોઉ નૃપ હોય હમે કા હાની'માં માનનારા આ લોકોને પોતાના આધ્યાત્મિક જાડયમાં ભંગાણ

પડે એ ગમતું નથી. એમને માટે તો આધ્યાત્મિક ચેતનાને નામે એટલું જ વિચારી લેવું પૂરતું છે કે "નસીબ રાજનીતિજ્ઞોના હાથમાં નહીં પણ ભગવાનના હાથમાં છે.' આથી વધુને માટે નથી તો એમનામાં ઉત્સાહ કે નથી એમનામાં સામર્થ્ય. આવી સ્થિતિમાં ટોમસનું આગમન–સાત વર્ષ પછી–એમને એક આસન્નવર્તી સંકટની જેમ બેચેન કરી મૂકે છે. 'Now I fear disturbance of the quiet seasons... some malady is coming upon us, આ આત્મતુષ્ટ લોકોની એકમાત્ર પંગુતાની અનુભૂતિ છે. 'For us, the poor there is no action, but only to wait and to witness. આ સઘળી આશંકા ભીતિ માત્ર એટલા માટે જ છે કે ટોમસ ધર્મનો, ઇશ્વરનો પ્રતિનિધિ છે–આધ્યાત્મિક જિજીવિષાનું પ્રતીક છે એ, જે પોતાના જીવન્મૃત જનોની આ જિજીવિષાને–મરેલા મૂળોને સીંચવા આવી રહ્યો છે...

'વેસ્ટ લેન્ડ'નો સાર પણ શું છે. એ જ ને કે આધુનિક માનવીનું સાંસારિક જીવન ખરું જોતાં એક જાતનું આધ્યાત્મિક મૃત્યુ જ છે. આ જીવન્મૃત્યુનો–આ ભયાનક અવસન્નતાનો એકમાત્ર ઉપાય એ જ છે કે મનુષ્ય ફરીને એક વાર ટ્રેજિક વિઝનને મેળવે જે એની પરમ્પરા–માનવીય જ્ઞાન, કળા, સાહિત્ય અને ધર્મની જીવંત પરંપરાનું સર્વશ્રેષ્ઠ અંગ છે. વિરાટ ચૈતન્યની આ વ્યથાને વ્યકિતગત સમર્પણ અને ત્યાગને–ટૂંકામાં 'તપ'ના મહિમાને ફરી એક વાર પુનર્જીવિત કર્યા વગર આજના માનવીનો ઉદ્ધાર થવો અશકયવત્ છે.

આ જ છે એલિયટનો સંદેશ, જેની અનુગૂંજ એના સમગ્ર સર્જનાત્મક ચિંતનાત્મક કૃતિત્વમાં વ્યાપ્યું છે. આ જ

અંદેશની સૌથી ઊર્જસ્વિત, મંત્રાભિષિક્ત અભિવ્યક્તિ એના 'ધ ફોર ક્વાર્ટેટ્સ' કાવ્યમાં થઇ છે. એલિયટનો કોઇ પણ સજગ અને સમર્થ અધ્યેતા પૂર્વ એલિયટ અને ઉત્તર એલિયટ વચ્ચે આંબી ન શકાય એવી ખીણ જોવા વિવશ બનતો નથી, —જેવી કેટલાક વિવેચકો તથા પાઠકોને અવારનવાર દેખાઈ જાય છે. એલિયટના સમગ્ર કૃતિત્વમાં એક ચોક્કસ વિકાસક્રમ જોઇ શકાય છે. પ્રૂફ્રોક એ વિકાસનું, એ સાક્ષાત્કારનું અસંદિગ્ધપણે પૂર્વસૂચન છે; જે આગળ જતાં "વેસ્ટ લેન્ડ" અને "ફોર ક્વાર્ટેટ્સ"માં પૂર્ણતાને પામે છે. પ્રૂફ્રોકનો એ 'છાવરી લેતો પ્રશ્ન' શો છે જેને એ ટાળ્યે જ જાય છે, જેની સામે પડવા એ ક્યારે ય તૈયાર નથી હોતો, ઇચ્છવા છતાં ક્યારે ય તેમ કરવાનું સાહસ ભેગું નથી કરી શકતો? પ્રશ્ન એકલા પ્રૂફ્રોકનો જ નહીં પણ એલિયટનો પોતાનો ય છે. જેણે એલિયટને 'વેસ્ટ લેન્ડ'ની યાત્રા કરાવી, જેણે એને 'ફોર ક્વાર્ટેટ્સ'નો માર્ગ ચીંધ્યો એની જ નિયતિની પજવણીએ એને આ યુગનો કવિ પેગમ્બર બનાવ્યો.

મહાકવિ યેટ્સે એક જગ્યાએ નોંધ્યું છે કે 'જ્યાં સુધી આપણે એક ટ્રેજેડીના સ્વરૂપમાં જીવનનો સાક્ષાત્કાર નથી કરતા ત્યાં સુધી વાસ્તવિક રીતે આપણે જીવતા નથી.' 'મહાકરુણા'ની ઉપલબ્ધિ જ સાચી અને ઊંડી જીવનાનુભૂતિનો આરંભ અને અંત છે. બુદ્ધનું દર્શન આ મહાકરુણાનું જ દર્શન છે, એલિયટના ચિંતન તથા સર્જન પર એનો ઊંડો પ્રભાવ પડયો છે. આ અનુભૂતિ, આ જ્ઞાન વગર વ્યક્તિ, સૃષ્ટિ સાથે, વિરાટ સાથે કોઇ પણ સાર્થક સંબંધ સ્થાપી શકતી નથી એટલું જ નહીં, આ ટ્રેજિક સાક્ષાત્કાર વગર એ પોતાની આત્મોપલબ્ધિ પણ નથી કરી શકતી કારણ કે આત્મોપલબ્ધિનો

માર્ગ પણ છેવટે તો આત્મવિસર્જન અને આત્મસમર્પણનો જ માર્ગ છે. માનવીય અસ્તિત્વની અને અનુભૂતિ—જીવનાનુભૂતિની જ નહીં પણ કલાનુભૂતિની યે જે ભૂમિ પર આ વિરાટ કરુણાની ઉપલબ્ધિ થાય છે ત્યાં કળા અને ધર્મદર્શનનાં સીમાડા પરસ્પરમાં ઓગળવા માંડે છે. પછી એ કળાકાર એલિયટ હોય કે વિલિયમ બટલર યેટ્સ હોય કે પછી રિલ્કે હોય. દરેકે દરેક યુગમાં માનવીય પરિસ્થિતિ બદલાય છે; કાળ પ્રવાહમાં માત્ર બાહ્ય પ્રકૃતિની જ નહીં પરંતુ માનવમનની ભૂગોળ પણ બદલાય છે. ઇતિહાસની ગતિ ક્યારેક વેગ પકડે છે તો ક્યારેક મંથર થાય છે; અને એ અનુસાર સંવેદનમાં પણ અપરિહાર્યપણે પરિવર્તન થાય જ છે. પરંતુ સત્‌અસત્‌, પાપપુણ્યના ચિરંતન દ્રન્દ્રોને અસ્તિત્વના આધારભૂત પેટર્ન સ્વરૂપે સતત ક્રિયાશીલ જોવા અને યુગવિશેષનાં જીવનતત્ત્વોના સંદર્ભમાં એને પુનઃપરિભાષિત કરવાની અંતર્વિવશતા દરેક મહાન કળાકાર અનિવાર્યપણે અનુભવે છે. પોતપોતાના યુગમાં દાંતે, શેકસપિયર, માર્લો, મિલ્ટન તથા બોદલેર વગેરેએ આ જ કર્યું છે. બધાએ પોતપોતાના સમયની પીઠિકામાં જીવનની આ દ્વંદ્વાત્મક રહસ્યલીલાને એની ચરમ તીવ્રતામાં જોવા અને બતાવવાનો પ્રયત્ન કર્યો છે.

દાંતેનો યુગ એ અર્થમાં વધુ ભાગ્યશાળી હતો, કારણ કે એ સંકેન્દ્રિત ચેતના અને સંકેન્દ્રિત આસ્થાનો યુગ હતો. માણસની કલ્પના ત્યારે વધુ મુક્ત હતી. કારણ કે એ માત્ર પાર્થિવ—માત્ર લૌકિક જીવનના યથાર્થ સાથે બંધાઇ રહેવા વિવશ નહોતી. મુખ્યત્વે એ ધાર્મિક કલ્પના જ હતી, જે એની પ્રાણ-શક્તિનું કેન્દ્રીકરણ કરી એને સંયમિત તથા સંપુષ્ટ

રાખતી હતી. અખિલ બ્રહ્માંડને સંચાલિત કરનાર એક અનાદિ અનંત પરમ સત્તાનું આશ્વાસન: વ્યક્તિજીવન અને લોકજીવનને સંગઠિત સુસંગત અને સાર્થક કરતું હતું. એમ પણ ન કહી શકાય કે ધાર્મિક પરિકલ્પના દ્વારા અનુશાસિત એ યુગમાં વિકૃતિ અને અનાચાર હતાં જ નહીં, પણ એમના દ્વારા એવી વિશૃંખલતા ને અરાજકતા નહોતી ફેલાતી કારણ કે ત્યારે હજી સામૂહિક રીતે વ્યક્તિવાદનો–વ્યક્તિની સ્વતઃસંપૂર્ણતાનો વિસ્ફોટ નહોતો થયો. સમગ્ર તત્કાલીન જીવન ધાર્મિક માન્યતાઓથી પ્રભાવિત અને પ્રચાલિત હતું. ધર્મનિરપેક્ષ થઇ શકવું લગભગ અશકયવત્ હતું. કારણ કે જનજીવન રાજનીતિજ્ઞો પર નહીં પણ સીધેસીધું સંતો અને ધર્માચાર્યો પર અવલંબતું હતું. અને એ પણ નોંધપાત્ર છે કે તે સમયના સંતો અને ધર્માચાર્યો યે પ્રચંડ બૌદ્ધિકતાથી સમૃદ્ધ હતા અને એમના પોતાના જીવનના આદર્શો પણ જનસાધારણને અધ્યાત્મોન્મુખ થવાની જીવંત પ્રેરણા આપતા હતા. પ્રચંડ બૌદ્ધિકતા અને પ્રખર આધ્યાત્મિકતાનો આ સમન્વય તે સમયે દુર્લભ નહોતો. ઉચ્ચ કક્ષાની દાર્શનિક મનીષાની સાથોસાથ આધ્યાત્મિક તેજસ્વિતા અપરલૌકિક યથાર્થના પ્રત્યક્ષ સાક્ષાત્કારના સામર્થ્યના સંયોગનું ઉચ્ચતમ ઉદાહરણ આપણને સંત ટોમસમાં મળે છે. એ સ્થિતિમાં બાઈબલનું વાકય 'પરમેશ્વરનો ભય બુદ્ધિનો આરંભ છે, બુદ્ધિને પ્રાપ્ત કર' એ માત્ર એક નીતિવાક્ય ન બની રહેતાં એક અનુભવેલા જીવંત સત્ય રૂપે સ્પંદિત થઈ ઊઠે તો એમાં જરાય આશ્ચર્ય થતું નથી. એ જ પ્રમાણે, જે રીતે આપણી ધર્મપ્રાણ, વૈરાગ્યપ્રધાન સંસ્કૃતિના પ્રાણવાન યુગોમાં 'गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्'નો આદર્શ આપણી જીવનપ્રક્રિયાને અનુપ્રાણિત કરી રહ્યો હતો. દાંતેના કવિને

જ્ઞાન તથા ભક્તિની એક દીર્ઘ પરંપરાનું સંબલ પ્રાપ્ત હતું અને તેથી જ એના સર્જનમાં પ્રચંડ પ્રાણશક્તિની સાથોસાથ ધાર્મિક કલ્પનાનું વિરાટત્વ પણ છે. જે મનુષ્યની લૌકિક અને આધ્યાત્મિક જિજીવિષાને સમાન રીતે ઉદ્‌બુદ્ધ કરવાનું શાશ્વત સામર્થ્ય ધરાવે છે.

બીજા યુગમાં શેક્સપિયર એ જ દક્ષાની મહત્તમ પ્રાણશક્તિવાળો સર્જક થયો. સત્–અસત્‌ના ચિરંતન દ્વંદ્વનો ચરમ સાક્ષાત્કાર એણે પોતે કર્યો ને વળી જીવન–જગતનું 'વિરાટ ટ્રેજિક વિઝન' એણે આપણને આપ્યું. પણ એના વિઝનમાં ધાર્મિક કલ્પનાનું, અતિક્રમણશીલ ચેતનાનું એ પરિમાણ ઉદ્‌ઘાટિત નહોતું થયું જે દાંતેમાં થયેલું. કારણ કે એના યુગનું વૈચારિક વાતાવરણ તદ્દન ભિન્ન હતું. એ પુનર્જાગરણનો યુગ હતો જેણે મધ્યયુગની ધાર્મિક પરંપરાઓનો વિદ્રોહ કરીને વ્યક્તિવાદ-અસીમિત વ્યક્તિવાદના સૂત્રની બોલબાલા વધારી હતી. ઈસુ પૂર્વેના કલાસિકલ ગ્રીક જ્ઞાનમાં અકસ્માત આવેલા પૂરમાં –મનુષ્યનું ધર્મનિરપેક્ષ વ્યક્તિત્વ પૂરેપૂરા વેગથી ઊપસી આવ્યું હતું. અને એકાએક એ જાણે વિરાટ ક્ષમતાનું કેન્દ્ર બની ગયું હતું. એની આ સદ્યાવિષ્કૃત ક્ષમતાની આપ્લાવિ અનુભૂતિએ એને અત્યધિક આત્મજાગૃત કરી દીધો હતો અને એની સ્વવિસ્તારની મહત્ત્વાકાંક્ષાઓ નિર્બંધપણે ફૂલીફાલી હતી. આ વિજયગર્વમાં આત્મચેતનાના આ અમર્યાદ અભૂતપૂર્વ વિસ્ફોટમાં વ્યક્તિને બાહ્ય સત્તાનું અનુશાસન ગૌણ બલકે અનાવશ્યક પ્રતીત થાય એ બહુ જ સ્વભાવિક હતું. યુગોથી ચાલી આવેલી, અતૂટ ગણાતી બ્રહ્માંડની વ્યાખ્યાને વ્યક્તિગત પરાક્રમ દ્વારા બદલી નાખનાર (ગેલીલિયો) છેવટે એક વ્યક્તિ જ હતી ને? વળી

મનુષ્ય એ પણ કેમ ભૂલી શકે કે વ્યકિત દ્વારા ઉપલબ્ધ આ સત્યનું સૌથી મોટું અપમાન એ ધર્મગુરુઓ દ્વારા જ કરાયું હતું જેમની ઇશકેન્દ્રિક વ્યવસ્થાને એ યુગોથી સ્વીકારતો આવ્યો હતો. પણ જ્યારે એણે જોયું કે છેવટે વિજય તો વ્યકિત-સત્યનો-એટલે કે વ્યકિતનો જ થયો છે; અને તેથી એ સ્વભાવિક જ હતું કે એના મનમાં આ પરંપરા વિરુદ્ધ -વ્યકિતનિરપેક્ષ અને એક રીતે તો વ્યકિતવિમુખ સત્તાના દાવેદારો વિરુદ્ધ વિદ્રોહ જાગે. ઇતિહાસમાં આ એક અનિવાર્ય ઉથલપાથલ હતી. અને તેથી જ એ આકસ્મિક નહોતું કે આ યુગના મૂર્ધન્ય વિચારકો-પછી તે મોંતેન્ય હોય કે પાસ્કલ -એક વિચિત્ર મનઃસ્થિતિ-સંશયાત્મા-ના શિકાર છે. એટલે સ્વાભાવિક રીતે તત્કાલીન સર્જનમાં પણ આ વિકેન્દ્રિત વ્યકિતત્વ પોતાના બધાં જ રૂપોમાં પ્રગટ થયું.

આ બધી ય ઉથલપાથલો છતાં એમ કહી શકાય નહીં કે એ યુગ તદ્દન ધર્મવિમુખ અથવા અનાસ્થાનો યુગ હતો. વસ્તુતઃ બન્યું એવું કે ચેતનસ્તરો પર વ્યકિત પોતાને સર્વતંત્ર સ્વતંત્ર અનુભવતી પણ અવચેતનમાં હજી ય એ પોતાની દુર્નિવાર ધાર્મિકતાને બહિષ્કૃત કરી શકી ન હતી. હજી એ પોતાના મૂળથી તદ્દન વિચ્છિન્ન થઇ શકી ન હતી. એના ભીતરમાં એક વિચિત્ર દ્વંદ્વ ચાલી રહ્યું હતું. વળી એને પોતાના વ્યકિતત્વના વિભાજનનો ભય પણ પજવવા લાગ્યો હતો. એ યુગના બુદ્ધિવાદીની નિયતિ પાસ્કલની નિયતિ હતી, જે આજીવન ઘોર વૈજ્ઞાનિક સંદેહવાદ અને ક્રિશ્ચિયન વિશ્વાસની વચ્ચે ફાંફાં મારતી, ઝૂલતી રહી અને અનન્તોગત્વા સંદેહની કાળરાત્રિની યાતનાને અતિક્રમી આસ્તિક વિશ્વાસના ચરમ આશ્વાસનને

પ્રાપ્ત કરીને જ જંપી. શેક્સપિયરના પુરોગામી નાટ્યકાર ક્રિસ્ટોફર માર્લોમાં પણ આપણે જોઇ શકીએ છીએ કે ધાર્મિક કલ્પનાની સર્જનશકિત હજી ય જીવંત અને સક્રિય હતી. એમનું 'ડૉ. ફૉસ્ટસ' આ દૃષ્ટિએ યુગનાં બધા જ નાટકોમાં અત્યંત આગવું સ્થાન ધરાવે છે. માનવીય અસ્તિત્વના ચિરંતન પેટર્નમાં પાપ અને પુણ્ય, શેતાન ને પેગંબર, સ્વર્ગ ને નરકની મૂળભૂત અનિવાર્ય આવશ્યકતાઓનું જેવું માર્મિક ચિત્રણ અહીં મળે છે તેવું અન્યત્ર દુર્લભ છે. આપણા યુગમાં એ જ કામ પ્રકારાંતરે દોસ્તોએવસ્કીએ કર્યું છે અને એલિયટના ગદ્ય તથા પદ્યમાં આ જ ચિરંતન અને તદ્દન સાંપ્રતિક, આધ્યાત્મિક યથાર્થના સાક્ષાત્કાર અને અભિવ્યકિતનો સંઘર્ષ નિહિત છે.

કાવ્ય અને જીવન બંનેમાં આંતરિક વ્યવસ્થા, ઊંડા અનુશાસન અને મર્યાદાની શોધ એ જ એલિયટના જીવનનું ધ્યેય હતું. એણે રોમેન્ટિક વ્યકિતવાદના ભયો તરફ એવે વખતે ધ્યાન ખેંચ્યું હતું, કે જ્યારે તેઓના ફરીથી આવવાની ઉભરાવાની આશંકા દૃઢ થઈ રહી હતી. તત્કાલીન અંગ્રેજી કવિતા પોતાના સમયની વાસ્તવિકતાઓથી સંપૂર્ણપણે ઉદાસ અને વિચ્છિન્ન થઈ વ્યકિતગત સ્વપ્નસૃષ્ટિ અથવા રોમેન્ટિક અવસાદ તથા પલાયન સુધી જ સીમિત થઇ ગઈ હતી. કવિગણ પોતાની ચારે બાજુ ઘેરાતા પરિવર્તનના તોફાનથી તદ્દન અલિપ્ત. નિરપેક્ષ થઇ, સાવ વૈયકિતક એવા એક સ્વરચિત ભાવજગતમાં વિશ્રામ કરી રહ્યા હતા. યુગની ઉલટાપલટી જો કયાં ય દેખાતી તો તે પણ માત્ર સપાટીએ જ. સામાન્ય પ્રજાજનની જેમ પોતાની આત્મતુષ્ટ વ્યવસ્થા પરત્વે તથાકથિત સભ્યતા અને સુરક્ષા પરત્વે એમના મનમાં જાણે કોઈ શંકા

ઊડતી જ નહોતી. ને ક્યારે ય ઊડતી તો પણ એ કોઈ ઊંડા મંથન કે આત્મસંઘર્ષની પ્રેરણા આપ્યા વગર એક દુર્બળ અવસાદ અથવા પલાયનમાં પરિણમિત થઈને રહી જતી. રુપર્ટ બ્રુક તથા હાઉઝમેન આવા પ્રકારના કવિઓ હતા. વૉલ્ટર ડિ લા મેર સરખામણીમાં વધુ ઊંડી વેદના, વધુ ઊંડા સંવેદનના કવિ હતા. એમની સ્વપ્નસૃષ્ટિઓ વધુ પ્રામાણિક તથા વધુ ચિરંજીવ છાપ પાડતી હતી. એમની રહસ્યાત્મકતા આજે પણ વાસી થઈ નથી. પરંતુ તત્કાલીન સંદર્ભમાં એ ય અપ્રાસંગિક અને અનુપયુક્ત લાગતી હતી. આમ તો રહસ્યબોધ એ માત્ર સર્વોત્તમ રોમેન્ટિક કવિતાનું જ મૂળ નથી પણ મહાન ક્લાસિકલ રચના યે એના વિના આગળ ન વધી શકે–છતાંય વાસ્તવ જીવનના સંદર્ભમાં જ રહસ્યબોધની કાવ્યાત્મક અભિવ્યક્તિ સાર્થક બને છે. કમનસીબે ડિ લા મેરની રહસ્યાત્મકતા સંપૂર્ણપણે સ્વપ્નજગતની જ સૃષ્ટિ પ્રતીત થાય છે; એની અસર પણ એ કક્ષાએ જ થાય છે–બુદ્ધિને સ્થગિત કરીને જ એના દ્વારા સંવેદિત થઈ શકાય છે. અર્થાત એમાં જાગૃત જીવનનું યથાર્થ –રોજબરોજનો સંઘર્ષ, નિર્મમ જીવૈષણા, યાંત્રિક દિનચર્યા, સામુહિકતાના દબાણો, માનવસંબંધોની વધતી જતી વિકૃતિ, નૈતિક અરાજકતાનાં દશ્યો–આ સર્વનો કશો જ આભાસ થતો નથી. એટલે કે સરવાળે તો એ પણ વસ્તુસ્થિતિથી એક પ્રકારનું પલાયન જ છે. કવિ હોવાની વ્યથાથી–યુગનું સૂક્ષ્મતમ વેદનતંત્ર હોવાની મોટી જવાબદારીમાંથી ચ્યુત થવું જ છે.

એલિયટ પહેલા કવિ હતા જેમણે સમકાલીન કવિતામાં વ્યાપેલી આ ગેરજવાબદારી, મૂલ્યમૂઢતા તથા કૈશોરિક ભાવુકતાને ભારપૂર્વક તિરસ્કારી અને સમગ્ર અંગ્રેજી કવિતાને એક

નવો વળાંક આપ્યો. જ્યાં કવિતા મૂળભૂત રીતે કવિના વ્યક્તિત્વની અભિવ્યક્તિ મનાતી હતી, જ્યાં વર્ડ્ઝવર્થની આ માન્યતા, 'કવિતા તીવ્ર અનુભૂતિઓનો અનાયાસ, સ્વતઃસ્ફુર્ત ઊભરો છે' લગભગ એંશી વર્ષથી કાવ્યચિંતન પર એકધારી રીતે છવાયેલી હતી–કોઈને ય શંકા પણ નહોતી ઉદ્‌ભવી કે આ વ્યાખ્યા એકાંગીણ કે અપર્યાપ્ત પણ હોઈ શકે છે.–ત્યાં એલિયટે સ્પષ્ટ ને નિર્ભીક શબ્દોમાં આ માન્યતાને ખદસીને મૂકી દીધા- 'કવિતા વ્યક્તિત્વની અભિવ્યક્તિ નથી પણ વ્યક્તિત્વથી પલાયન (એટલે કે વ્યક્તિત્વની અતિક્રાન્તિ) છે.' એ વખતે આ ઘોષણાએ બધાને ચોંકાવી મૂકયાં હતાં. કારણ કે એ વખતે આખા ય પ્રવાહને વાળવાનો પ્રશ્ન હતો, આંદોલન આરંભવાનું હતું. એટલે નવા આગ્રહો તથા નવી દષ્ટિઓને સ્થાપિત કરી, જૂના બદ્ધમૂળ સંસ્કારોને ઉખેડવા માટે તીક્ષ્ણ ધારદાર શબ્દોનો પ્રયોગ અનિવાર્ય હતો. નહીં તો સાહિત્ય ચિંતનના ઈતિહાસમાં બહુ જૂજ વ્યક્તિઓ એવી મળશે જેમની ગદ્યશૈલીને એલિયટની સરખામણીમાં મૂકી શકાય. તર્કશક્તિ પેઠે અસ્થાનીય આવેશ કે આવેગનો તદન અભાવ, વાક્‌સંયમ, હાસ્ય, દષ્ટિની સર્વદેશી વ્યાપકતા તથા સંતુલિત વિચારશક્તિ –ગદ્યના જેટલા ગુણો સંભવી શકે તે સર્વ એલિયટના ચિંતકને સિદ્ધ હતા. એ પોતાની માન્યતાઓ પરત્વે કયારે ય ડગુમગુ નહોતા, અત્યંત સ્પષ્ટ અને દઢ હતા. એમનું સંવેદન ઘણું 'ક્લેસિકલ' હતું. વળી એમની ઊંડામાં ઊંડી માન્યતાઓમાં પણ હમેશ સંશોધનને માટે અવકાશ રહેતો. ઉદાહરણ તરીકે *મિલ્ટન અને યેટ્સના કાવ્ય પરત્વે એની પહેલાંની અને પછીની પ્રતિક્રિયાઓમાં મૂળભૂત પલટો આવ્યો છે. આ ઘટના જાતે જ પૂરવાર કરે છે કે એમના કહેવા અને કરવા વચ્ચે કેટલું

ઓછું અંતર હતું. એમણે માત્ર કવિતામાં જ નહીં, પરંતુ કાવ્યસિદ્ધાંતના ક્ષેત્રે પણ પોતાના વ્યક્તિત્વને સફળતાપૂર્વક અતિક્રાંત કર્યું હતું. આ તો એમની રુચિઓ બહુ પહેલાંથી નિર્દિષ્ટ અને નક્કી થઇ ચૂકેલી છતાં આપણે જોઇએ છીએ કે એમણે જે રીતે સમકાલીન (અને પરંપરાગત પણ) કાવ્ય પરત્વે પોતાના અશિથિલ કર્તવ્ય-બોધના બળે નિરંતર પોતાની કાવ્યરુચિનો વિસ્તાર તથા પરિમાર્જન કર્યું હતું, એવું બહુ જૂજ લોકો કરી શકે છે.

આ કારણે એમણે પછીથી પોતાની જ યુવા ઉક્તિને પુનઃ પરિભાષિત કરતાં કહેલું કે 'વ્યક્તિત્વથી પલાયનના આગ્રહને અવળી રીતે ન સમજવો જોઈએ. વસ્તુતઃ વ્યક્તિત્વથી પલાયન કરવાની ક્ષમતા યે એવાઓની પાસે જ હોય છે જેમનું વ્યક્તિત્વ અત્યંત સમૃદ્ધ અને જટિલ-ભાવ-બોધ સંપન્ન હોય છે. તે સિવાય આવી કોઇ વાત વિચારી પણ ન શકાય, યુગની વાસ્તવિકતાઓનો માનવઈતિહાસ પરંપરા તથા ધાર્મિક વિશ્વાસોના વૈશ્વિક સંદર્ભમાં દીર્ઘકાળ સુધી ચિંતનમંથન કર્યા પછી એમને લાગ્યું કે જીવન અને જગતની રોમેન્ટિક માન્યતાઓને એક છેડે ક્લાસિકલના સંતુલન દ્વારા તો બીજે છેડે ધાર્મિક પરિકલ્પનાઓ દ્વારા વિસ્થાપિત કરવાનો સમય આવી લાગ્યો છે. એમણે ટી. ઇ. હ્યુમની સાથે અનુભવ્યું કે માનવ અસ્તિત્વ તથા સૃષ્ટિની જટિલતાઓને ધાર્મિક પરિકલ્પના દ્વારા જ સમજી શકાય; રોમાન્ટિક માન્યતાઓ (જેવી કે ગોડવિનનો આ સિદ્ધાંત–પૂર્ણતાનું ચરમ પ્રાકટ્ય મનુષ્યમાંથી જ થશે; વિકાસક્રમમાં જ) અથવા માર્ક્સીય વિચારધારા (જે એક રીતે રોમેન્ટિક ધારણા જ છે–મૂળભૂત રીતે) અથવા માનવવાદી દૃષ્ટિકોણ આને માટે તદ્દન અપર્યાપ્ત

છે. ધાર્મિક દૃષ્ટિ માનવીને સીમિત અને અપૂર્ણ માનીને ચાલે છે; એ પાપ તથા પુણ્યની આધ્યાત્મિક વાસ્તવિકતાને સાગ્રહ ચીંધે છે; એ માનવીને કોઈ ઠાલું આશ્વાસન નથી આપતી; ઊલટાની મોક્ષની પ્રાપ્તિને માનવીના અન્ય સઘળા પુરુષાર્થોથી ચઢિયાતો અને સૌથી વધુ દુસ્સાધ્ય માને છે; એ જીવવાની વ્યથા – જીવનની અનિવાર્ય દુઃખાત્મકતાને કોઇ પણ પ્રકારે સરળ બનાવતી નથી. ઉપર જતાં દુઃખબોધને અસ્તિત્વના એક પાયાના મૂલ્ય રૂપે પ્રતિષ્ઠિત કરે છે, એ માનવીની ભૌતિક જિજીવિષા અને એની આધ્યાત્મિક જિજીવિષાના દ્વંદ્વને અસ્તિત્વની એક આવશ્યક માગણીરૂપે રેખાંકિત કરી અહંકારની શક્તિઓને મર્યાદિત રાખે છે. આથી એ જીવન અને જગતની કોઈ પણ અવધારણા કરતાં વધુ યથાર્થવાદી અને દૂરગામી છે. જ્યાં એક બાજુ પૂર્ણતાનો અહંકાર મર્યાદિત મહત્ત્વાકાંક્ષાને, શોષણ અને ઉત્પીડનને તથા અરાજકતાને પ્રશ્રય આપે છે, તો બીજી બાજુ અપૂર્ણતાની લાગણી (પરમેશ્વરનો ભય) મનુષ્યને બીજા મનુષ્યો સાથે એક ઘેરી કરુણા અને મૈત્રીની સંવેદનાત્મક જ્ઞાનાત્મક ભૂમિકાએ સાંકળે છે. એકથી લાખ્ખોને માટે પુરુષાર્થ કરવાની પ્રેરણા આપે છે – નિષ્ઠાપૂર્વક. ધાર્મિક કલ્પના મનુષ્યના વૈયક્તિક તથા સામાજિક જીવનને એક ગહન મર્યાદા અને પારસ્પરિક જવાબદારીની સભાનતાથી જોડે છે તથા અનુશાસિત કરે છે. સાથોસાથ જે યુગોમાં જીવન ધાર્મિક સ્રોતો દ્વારા અનુપ્રાણિત રહે છે એ યુગોની સાહિત્યિક ચેતના પણ વધુ સાર્વજનિક, વધુ વ્યાપક હોય છે. એનું કારણ છે સંવેદનની અવિભક્ત એકતા, અર્થાત્ વ્યક્તિત્વનાં વિવિધ પાસાંઓ જેમ કે ઐન્દ્રિયતા, બૌદ્ધિકતા તથા ભાવાવેગ વગેરેનું એક જ વિરાટ વ્યવસ્થા સાથે સંકળાયેલાં હોવાને કારણે પરસ્પર સાથે ઘનિષ્ઠ અને અન્યોન્યાશ્રિત રહેવું.

પોતાનું સૌથી આગવું અને સાર્થક યોગદાન આપી શકે છે. આ રીતે એલિયટના મત પ્રમાણે વિશિષ્ટ કવિપ્રતિભાનું સાયુજ્ય સમગ્ર કાવ્યપરંપરામાં એ જ રીતે નિહિત છે જે રીતે વ્યક્તિનું સામાજિક-જાતીય જીવનમાં અને બન્નેનું ધર્મમાં.

આ શંકા તદ્દન નિર્મૂળ છે કે પરંપરાથી જોડાવાની એનાથી પ્રતિકૃત થવાની દીર્ઘ સાધના (કારણ કે પરંપરા વારસામાં નથી મળતી-એને અત્યંત પરિશ્રમ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય)માં કવિની પોતાની આગવી વિલક્ષણતાઓ અવરુદ્ધ થઈ જશે. વસ્તુસ્થિતિ આના કરતાં તદ્દન વિપરીત જ છે. એ સાચું છે કે બધા જ કવિઓની પ્રવૃત્તિ અને પ્રતિભા આ જાતની વ્યાપકતા પરત્વે આગ્રહશીલ ન પણ હોય. દા. ત. યેટસ અથવા ડિલેન ટોમસનું સંવેદન; તત્‌દેશીય (અંગ્રેજી વધુ છે, યુરોપિયન ઓછું; પણ એ ય સાચું છે કે સરખામણીમાં એ વધુ કલાસિકલ બંધારણવાળા અને બૌદ્ધિક કલ્પનાના કવિઓને માટે-જેઓ પોતાના યુગના સંવેદનનું એક ઐતિહાસિક બોધયુક્ત જવાબદારીના ભાન સાથે વહન કરવા ઈચ્છે છે તથા અભિવ્યક્ત પણ કરવા માગે છે એવા કવિઓને માટે-તો આ જ એક માત્ર સાધના હોઈ શકે. એટલું જ નહીં, આપણે જોઈએ છીએ કે આવા કવિઓના સર્જનમાં પણ સૌથી વિશિષ્ટ અને સૌથી સાર્થક અંશ એ હોય છે જેમાં એમનો પરંપરાબોધ સૌથી વધુ સક્રિય હોય છે. કાલિદાસના 'રઘુવંશ'ની સાપેક્ષ પ્રૌઢતાનું એક કારણ (ઓછામાં ઓછું) શું આ પણ નથી? એલિયટનું પોતાનું કૃતિત્વ શું આ તત્ત્વને પુરવાર નથી કરતું?

એવું કંઈ નથી કે એલિયટની કાવ્યને લગતી માન્યતાઓમાં

સ્વાભાવિક રીતે જ એલિયટના સાહિત્યચિંતનમાં આ એકીકૃત સંવેદનના સિદ્ધાંતનું ઘણું મહત્વ છે–એના પરંપરા પરત્વેના આગ્રહની જેમ જ. બન્ને સિદ્ધાંતો એની આધ્યાત્મિક ધાર્મિક જીવનદૃષ્ટિના અનિવાર્ય સહવર્તીઓ છે. આ બીજા સિદ્ધાંતમાં પરંપરાનો અર્થ માત્ર સાહિત્યિકવારસો જ નહીં સાંસ્કૃતિક અને ધાર્મિક વારસો પણ છે. જો કે એલિયટના કાવ્યનો સંદર્ભ યુરોપ સાથે છે; એનું સાંસ્કૃતિક સંકટ પણ અનિવાર્યપણે યુરોપિયન છે; છતાં એણે પોતાના કાવ્યમાં માત્ર યુરોપીય જ નહીં એશિયાઈ સંદર્ભોની પણ શોધ કરી છે. એના ધાર્મિક સંવેદનમાં સંત ઓગસ્ટીનની સાથોસાથ બુદ્ધના વૈરાગ્ય દર્શનનું પણ પૂરેપૂરું મંથન મળે છે. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રો ઉપરાંત એમની જિજ્ઞાસા ઉપનિષદ અને ગીતા(જે એમને મતે દુનિયાની મહાનતમ દાર્શનિક કવિતા છે)નો પડકાર પણ ઝીલે છે. માનવીય જ્ઞાન અને કળાસર્જનની દીર્ઘકાલીન પરંપરા વ્યક્તિપ્રતિભાને કેવી રીતે પ્રભાવિત કરી શકે છે અને પ્રભાવિત કરવાની પ્રક્રિયા દરમિયાન પોતે પણ કઇ રીતે એના દ્વારા પ્રભાવિત થઈ શકે છે આ પ્રશ્ન એલિયટને માટે ઘણો મહત્ત્વપૂર્ણ છે. એક રીતે એમ પણ કહી શકાય કે એલિયટની દૃષ્ટિએ જે રીતે માનવીનું લૌકિક જીવન એના પારમાર્થિક અને આધ્યાત્મિક જીવનબોધ દ્વારા અનુશાસિત થઈને જ પોતાની સાર્થકતાને પામે છે; તથા જે રીતે વ્યક્તિનું જીવન પોતાના જાતીય જીવનનાં ઊંડાં મૂળોથી પુષ્ટ થઈને જ પોતાની પૂર્તિને પામે છે; એ જ રીતે એલિયટની દૃષ્ટિએ સાહિત્યસર્જનના ક્ષેત્રે પણ વ્યક્તિપ્રતિભા તથા સાહિત્યની જીવંત પરંપરાનું સક્રિય પારસ્પર્ય–એટલે કે ભરપૂર સંઘર્ષ તથા સહયોગ અનિવાર્ય છે. આ માર્ગે જ વ્યક્તિપ્રતિભા

પોતાનું સૌથી આગવું અને સાર્થક યોગદાન આપી શકે છે. આ રીતે એલિયટના મત પ્રમાણે વિશિષ્ટ કવિપ્રતિભાનું સાયુજ્ય સમગ્ર કાવ્યપરંપરામાં એ જ રીતે નિહિત છે જે રીતે વ્યકિતનું સામાજિક-જાતીય જીવનમાં અને બન્નેનું ધર્મમાં.

આ શંકા તદ્દન નિર્મૂળ છે કે પરંપરાથી જોડાવાની એનાથી પ્રતિકૃત થવાની દીર્ઘ સાધના( કારણ કે પરંપરા વારસામાં નથી મળતી-એને અત્યંત પરિશ્રમ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય )માં કવિની પોતાની આગવી વિલક્ષણતાઓ અવરુદ્ધ થઈ જશે. વસ્તુસ્થિતિ આના કરતાં તદ્દન વિપરીત જ છે. એ સાચું છે કે બધા જ કવિઓની પ્રવૃત્તિ અને પ્રતિભા આ જાતની વ્યાપકતા પરત્વે આગ્રહશીલ ન પણ હોય. દા. ત. યેટસ અથવા ડિલેન ટોમસનું સંવેદન; તત્દ્દેશીય (અંગ્રેજી વધુ છે, યુરોપિયન ઓછું; પણ એ ય સાચું છે કે સરખામણીમાં એ વધુ કલાસિકલ બંધારણવાળા અને બૌદ્ધિક કલ્પનાના કવિઓને માટે-જેઓ પોતાના યુગના સંવેદનનું એક ઐતિહાસિક બોધયુક્ત જવાબદારીના ભાન સાથે વહન કરવા ઇચ્છે છે તથા અભિવ્યકત પણ કરવા માગે છે એવા કવિઓને માટે-તો આ જ એક માત્ર સાધના હોઈ શકે. એટલું જ નહીં, આપણે જોઇએ છીએ કે આવા કવિઓના સર્જનમાં પણ સૌથી વિશિષ્ટ અને સૌથી સાર્થક અંશ એ હોય છે જેમાં એમનો પરંપરાબોધ સૌથી વધુ સક્રિય હોય છે. કાલિદાસના 'રઘુવંશ'ની સાપેક્ષ પ્રૌઢતાનું એક કારણ (ઓછામાં ઓછું) શું આ પણ નથી? એલિયટનું પોતાનું કૃતિત્વ શું આ તત્ત્વને પુરવાર નથી કરતું?

એવું કંઈ નથી કે એલિયટની કાવ્યને લગતી માન્યતાઓમાં

વ્યક્તિગત વિલક્ષણતાઓની સ્વીકૃતિ અને આગ્રહ ન હોય. વસ્તુતઃ આ માન્યતાઓનું ઔચિત્ય મારી દૃષ્ટિએ તો એ છે કે આ પ્રકારે મેળવેલું અનુશાસન કવિના કથન (સંવેદનાત્મક-જ્ઞાનાત્મક પ્રતિક્રિયા)ને સુનિર્દિષ્ટતા અને તથ્યપરકતા (Precision and exactnes) અર્પે છે. આ વાત ઉપર ઉપરથી ઘણી હળવી લાગી શકે છે પણ એમાં એક ગંભીર સત્ય રહેલું છે. કથનની અનુભૂતિ અને અભિવ્યક્તિ પરત્વે જે સુનિર્દિષ્ટતા છે તે એક અત્યંત વિરલ કક્ષાની સિદ્ધિ છે. બીજી બાજુ આથી ય મહત્ત્વપૂર્ણ વાત એ કે આજનું પ્રજાજીવન કેટલાક સામાન્ય સર્વસ્વીકૃત આદર્શો અથવા ધારણાઓ દ્વારા પરિચાલિત ન થતાં તદ્દન વિશૃંખલ અને અરાજક થઈ ચૂકયું છે. ધાર્મિક વ્યવસ્થાનો તો અંત આવ્યો જ છે, ઉપરાંત પરંપરાગત સૌન્દર્યવિવેક અને કાવ્યાદર્શ પણ વધતી જતી વૈજ્ઞાનિક મૂલ્યનિરપેક્ષતા તથા યાંત્રિક સભ્યતાના દબાણના ફળ સ્વરૂપે ક્ષતવિક્ષત થઈ ચૂકયાં છે; એ સ્થિતિમાં કવિતાનો લક્ષ્યભ્રષ્ટ થવાનો બમણો, ત્રણગણો ભય સમુપસ્થિત થયો છે. શું સંવેદન, શું સંપ્રેષણ, બધા જ સ્તરો પર માત્ર કવિ તથા પાઠકની વચ્ચે જ નહીં, ઊલટાનું એક કવિ અને બીજા કવિની વચ્ચે પણ આંબી ન શકાય એવું એટલું અંતર ઊભું થયું છે કે આખું યે કાવ્યજગત એક અભૂતપૂર્વ કિંકર્તવ્યમૂઢતા અને દિગ્ભ્રાન્તિનું શિકાર થઇ ગયું છે. આ અસાધ્ય સ્થિતિમાંથી કવિતાનું ઉન્મોચન ત્યારે જ બની શકે જ્યારે એક બાજુ કવિતાને સર્જનાત્મક કક્ષાએ એક વિરાટ સાંસ્કૃતિક-ધાર્મિક પુનરુત્થાન સાથે સાંકળી લેવામાં આવે. આ પુનરુત્થાન એક બહુ મોટી કલ્પનાત્મક ઊર્જા તથા બૌદ્ધિક એકાગ્રતાની અપેક્ષા રાખે છે. ત્યારે જ એ વ્યાપક, સર્વનિષ્ઠ સંદર્ભ અને

એ પરિપ્રેક્ષ્યો ઉપલબ્ધ થશે, જેમના પ્રકાશમાં કવિતાને એક નવું મૂલ્ય, નવી સાર્થકતા, નવી સાર્વજનિકતા, ટૂંકામાં નવું જીવન મળી શકશે. કવિ ને કવિ તથા કવિ ને વાચક વચ્ચેની સામાન્ય ભાવભૂમિ ત્યારે આપણને ફરીથી પ્રાપ્ત થઇ શકશે. ત્યારે જ સંપ્રેષણીયતાના પ્રશ્નને લઈને જે બનાવટી પોકળ ચર્ચાઓ થઇ રહી છે એ અનાવશ્યક થઇ જશે. અને કવિતા યંત્રયુગના રોરવમાં પણ પોતાનું સ્વરૂપ, પોતાની સાર્થકતા, પોતાની ભૂમિ મેળવી શકશે.

હવે આ કાર્ય એક વિરાટ બૌદ્ધિક પ્રયત્નની અપેક્ષા રાખે છે તેથી એ સ્વાભાવિક છે કે આ ભવિષ્યની સાર્વજનિક શકયતાઓવાળી કવિતા આરંભે અત્યંત દુર્બોધ અને દીક્ષાગમ્ય થવા વિવશ બને. આ દીક્ષાગમ્ય દુર્બોધતા એક અનિવાર્યતા છે. ભવિષ્યની સહજતાને સિદ્ધ કરવાના માર્ગમાં એ સાધનરૂપ છે. સંપ્રતિ આ જ શ્રેય છે; આ જ સહજ છે. નહીંતર યંત્રયુગનું ચતુર્દિક દબાણ તો કવિતાને પણ એક યાંત્રિક પ્રક્રિયા રૂપે જોવા તથા મેળવવા ઈચ્છે છે; એટલું જ શા માટે, એને કારણે કવિતા કયાં તો એક વ્યર્થ વિલાસ છે, કયાં ટોળાં હાંકવાની લાકડી છે. આ સસ્તાપણાના પૂરથી કવિતાના આભિજાત્યનું રક્ષણ કરવાનો પ્રથમ પ્રયાસ પ્રતીકવાદી માલાર્મે તથા રેંબો, વાલેરી વગેરેએ કરેલો. એલિયટે બૃહત્તર સંદર્ભો સાથે સાંકળી એમના કાર્યને આગળ વધાર્યું છે.

રમેશચંદ્ર શાહ

મૂળ હિન્દીમાંથી અનુવાદ : જ્યોત્સ્ના મિલન

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ ( સેન્ટ્રલ )
રૂલ્સ ૧૯૫૬ અન્વયે

# કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪
( જુઓ રૂલ નં. ૮ )

૧ પ્રકાશનસ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨
૨ પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક
૩ મુદ્રકનું નામ : જયંત પારેખ
  રાષ્ટ્રીયતા : ભારતીય
  સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.
૪ પ્રકાશકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું } ઉપર મુજબ
૫ તંત્રીનું નામ : જયંત પારેખ, પ્રિયકાન્ત મણિયાર
  રાષ્ટ્રીયતા : ભારતીય
  સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.
૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં } કવિલોક

હું, જયંત પારેખ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે

તા. ૨૭–૨–૬૭ સહી : જયંત પારેખ
પ્રકાશક

Our small souls hid from their small agonies,

Yet it's the nature of all love to rise:

Being, we came to be

Part of Eternity,

And what died with us was the will to die.

*Theodore Roethke*

---



અંકમાં : કમલ વૈદ્ય • યૅસેફ મેકવાન • રાજેન્દ્ર શાહ
ંન મહેતા • ચિનુ મોદી • આવરણચિત્ર : પ્રબોધ પરીખ

કવિલોક : દ્વૈમાસિક    તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા.    લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી. સુદર્શન એન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧માળે, ૧ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

# કવિલોક



માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૫૭

વર્ષ ૧૦ : અંક ૩ મે-જૂન : ૧૯૬૭

કમલ વૈદ્ય

## જન્મદિને

ત્યાં કુંદની ઊઘડતી કળી શ્વેત સૌરભે
ઝીલે દલેદલમહીં અરુણાર્દ્ર પૂર્વના;
એનો પ્રસન્ન રવ હૈયડ રેલતું નભે;
ને ફૂલમાં, કિરણમાં, ધ્વનિમાં હું સર્વની.

આ ઉંબરે ઘર, અહીં જ અનંત વિશ્વનું
સોપાન, નેત્રમહીં ઔક્ય સમાય – અંજન
એવી રતિનું...સ્મૃતિને જલ વ્હેણ સ્વપ્નનું
પામું, ત્રિવેણીમહીં સંમુદ હું નિમજ્જન !

આ ભૂમિનો પ્રથમ સ્પર્શ, હવાનું પ્રાશન
મેં કીધ તે દિવસ આજ. હું બિંદુ-બીજનું
વિસ્તીર્ણ ન્યાળું તરુ; કોટિક બીજ, કાનન:
ને શૂન્યની પરિણતિ, સૃતિ સર્ગને લહું.

આ સૃષ્ટિ-ગીત; સઘળા સ્વરભિન્ન અંતરા;
હું જન્મજન્મ તણી જોઈ રહું પરંપરા.

# યોસેફ મેકવાન

---

## વચ્ચે

આ રાત સરે ને ઝરે ઝરે સૂનકાર...

અળગા નભના તારક જાગે
મુજ એકલતાના અનુરાગે;
તિમિરજલમાં
ઝાંખો પાંખો નગરટાપુ આ તરતો
નયને સ્વજન બની તરવરતો !
લઈ આંખનો ટેકો
હું કોની સાથે ફરતો ?

ધીરે ધીરે આછો થાય ઉઘાડ
ને હું રહી જઉં આ પાર
વહી જાય મુજ ભર્યો ભર્યો સૂનકાર...
પેલી પાર..!



## રાજેન્દ્ર શાહ

---

### ઊજમનું બાળ

ઊગતે પ્રહર મારી વાડીને શેઢે મેં ફાડચાં ઈંધન
રાયણની નીચે રમે રાડાંની ગાલ્લીની સંગ ઊજમનું બાળ
જુએ કુતૂહલભર્યું
જુએ પરશુના ઊભા ઘાએ પડતી ચીતળ
આડે ઘાએ એના થાય લઘુ ખંડ.
દિગંતનું અવકાશ ધરે શબ્દછાયા 'ક્રીક ક્રીક કિરર્‌ર્‌ર્ !'
સામેની વનરાઈમહીં થડ પર કઠફોડ
'કરે ક્રીક ક્રીક કિરર્‌ર્‌ર્ !'
ધૂમરભૂરી તે નિદ્રાલસ હવા પર
રવિકરણ મિલાયો એનો લહાય છે સ્પર્શ.

નજરની સાથે મળે શિશુની નજર
ફૂટે દૂધિયા દાંતનું મીઠું હાસ્ય.
ચીલાહીન તૃણ પર છોડીને વાહન
આવે કને
આવે
ધીરે ધીરે ડગ એનું મંથનમંથર બન્યું મન..
અપલક પરશુને લહે
એની શકિત નિજ હાથમહીં ચહે.
કપાળના સ્વેદબિંદુ લૂછવાને મૂકું બાજુ પર હથિયાર;
ઊજમના બાળને ન લેતાં લાગી વાર,

ટિક્
સુકાયેલી છાલ મહીં છેદ નહીં તો ય ને ઘા હતો ઠીક ઠીક.
ટિક્ ટિક્
પોતાના જ બોલને શ્રવણુ પ્હેલવ્હેલું મુગ્ધ બાળક જે
ફરી ફરી કરે કિલકાર
ઉપરાઉપરી એમ બેઢંગ પ્રહાર.

કરચે ન પડે પણ પાનો બહુ ચડે
એવા ઉછાહના વેગે લીધું લોહ
બાજુ પર ઊભો રહી જોયા કરું,
જોયા કરું શિશુ નહિ
ભડ જવાંમર્દ
ઓછો જોયાનો ન મોહ.

માટીમાંથી મ્હોરે કેવા રંગ!
ક્યારે ક્યારે હરિયાળીમહીં નવા ફણુગાની રતુમડી રેખ

કરે આંખ

પેલી મેર દૂર તરુકુંજમહીં કૂવો:
ધોરીજોડ લઈ આવી છે ઊજમ કરે સાદ
સૂરજ ઊંચેરો આયો
કોશનો સમય.
બાળને મેલીને મસ્તીરત, જાઉં
મારે બીજાં ઘણાં ય તે કાજ.

બપોરનો ભાત ઘટાની હેઠળ
પાંદડે ભરાઈ ધીરો વાય છે પવન.

જેમ નાની છાયા તેમ વિસ્તરતું વનઃ
નીરવતા નેત્રમહીં આંજે કંઇ ઘેન,
ઘેન ચડે એવું બોલે ક્યાંક કોઇ હોલું
છાયામહીં
થાકઢળ્યું પોઢેલ છે ઊજમનું બાળ, પરશુ સંગાથ.

પરશુની ધારે લાગ્યો લીલો લીલો રસ, લીલી છાલઃ
ભેલાણુને અનુમાન
આંખમાં અગન ધસી આવી લાલ લાલ.
ધસી જાઉં પેલા ક્યારાઓની કને...
આવતી કાલનો
–પાંદડી ફૂટે ને જાણે સોનાનું કિરણ–
એવો ફાલ
એના કેડભાંગ્યા હાલ.

અવાક્ અંગ અંગ...
નીતરતી વ્યથા...
નવોદિત રાષ્ટ્રની સત્તાનું શસ્ત્ર ધરે કોઇ બિનઅધિકાર
અકારણ ખેલાય સંહાર
એવો લોહીને ઉછાળે પડેઊપડે પ્રસંગ

નિશ્વાસની જોડે નવો શ્વાસ

ક્યારા પર બેસી ફરી આરંભું હું કામ
લઉં છોડની સંભાળ;
પાછળ આવીને ઊભું ઊજમનું બાળ.

## અજંપાની આણ

લીમડે લાગી માંજરની મ્હેક પીતી :

કાળવી કોયલ

બોલતી બેફામ

કોઈથી યે નહિ બીતી...

મ્હેકને મળે મનમોજીલો પવન :

આભઝિલાયાં

વેણુની છોળ્યું

વાગતી વનેવન...

અજંપની આણ ફરે જગ જીતી:

લીમડે લાગી માંજરની મ્હેક પીતી.

કોઈ બોલે ને કોઈનો ખીલે રંગ :

નજરું મારી

ગેલમાં આવી

રમતી સકલ સંગ...

ટહુકે રેલ્યો જીવતો, બીજો કાળ મૂગો જાય વીતી;

કાળવી કોયલ

કેસરિયાં વેણ બોલતી બેફામ કોઈથી યે નહિ બીતી.

•

## નીતિન મહેતા

### મકાન અને શહેર

( જ્યોતીન્દ્ર જૈનનાં ચિત્રો જોઇને )

(૧)

હડપ્પાની આંખો નીકળી છે ફરવા
શહેરનાં અંધારિયાં મકાનોમાં.
શ્વસે છે આકારવિહીન શહેર
મારી કાંડાઘડિયાળની નસોમાં.
બે આંગળી વચ્ચેના અવકાશમાં
ડૂબે છે રંગની મૌન રેખાઓ.
ચતુષ્કોણોમાં ડૂબી ગઈ છે ટાંકણીઓ
માથોડાં...માથોડાં...અને...અને...
નીકળ્યાં છે બહાર તેમાંથી મકાનોનાં
લાલ લીલાં રંગબેરંગી છાપરાંઓ
લપેડા કરી શહેર આજે શબ્દની
દુનિયામાં પાપા પગલી રહ્યું છે માંડી.
હું તેની આંકણીઓથી
ઝંકૃત થઇશ......પછી ? ?

## અજંપાની આણ

ધીમડે લાગી માંજરની મ્હેક પીતી:
કાળવી કોયલ
બોલતી બેફામ
કોઈથી યે નહિ બીતી...

મ્હેકને મળે મનમોજીલો પવન:
આભઝિલાયાં
વેણુની છાબ્યું
વાગતી વનેવન...

અજંપની આણ ફરે જગ જીતી:
ધીમડે લાગી માંજરની મ્હેક પીતી.

કોઈ બોલે ને કોઈનો ખીલે રંગ:
નજરું મારી
ગેલમાં આવી
રમતી સકલ સંગ...

ટહુકે રેલ્યો જીવતો, બીજો કાળ મૂગો જાય વીતી;
કાળવી કોયલ
કેસરિયાં વેણ બોલતી બેફામ કોઈથી યે નહિ બીતી.



# નીતિન મહેતા

## મકાન અને શહેર

( જ્યોતીન્દ્ર જૈનનાં ચિત્રો જોઇને )

(૧)

હડપ્પાની આંખો નીકળી છે ફરવા
શહેરનાં અંધારિયાં મકાનોમાં.
શ્વસે છે આકારવિહીન શહેર
મારી કાંડાઘડિયાળની નસોમાં.
બે આંગળી વચ્ચેના અવકાશમાં
ડૂબે છે રંગની મૌન રેખાઓ.
ચતુષ્કોણોમાં ડૂબી ગઈ છે ટાંકણીઓ
માથોડાં...માથોડાં...અને...અને...
નીકળ્યાં છે બહાર તેમાંથી મકાનોનાં
લાલ લીલાં રંગબેરંગી છાપરાંઓ
લપેડા કરી શહેર આજે શબ્દની
દુનિયામાં પાપા પગલી રહ્યું છે માંડી.
હું તેની આંકણીઓથી
ઝંકૃત થઇશ......પછી ? ?

## એક કાવ્ય

ચાલ હાથમાં રાખી હાથ થોડી વાર
પલળીએ ઝરમરતા વરસાદમાં સાથ
ભીની ભીની તારા ગુલાબી શ્વાસની
ખુશબૂમાં શ્વસી લઈએ
પવન પણ ગૂંગળાય છે આપણા બેની વચ્ચે
વરસાદમાં તેને ય પલાળી દઈએ
શબ્દ શબ્દનાં બિન્દુઓથી
ભીંજાય છે સંગોપિત ક્ષણો
બે હાથ ઊંચા કરી ચાલ ને
ઝીલી લઈએ તોફાની આકાશને
સમાવી લઈએ આપણી આંખોમાં
મેઘધનુષના સપ્ત રંગો

ને

બધું ભૂલી થોડું રડી લઈએ વરસાદમાં
પ્રશ્નો બધા ઓગાળી દઈએ
આપણા ખુલ્લા હાથના આકાશમાં
વહેતા ઝરણમાં ઝબોળી દઈએ
આપણા નાના નાના અવસાદ
ચાલ ને પલળી લઈએ
ઝીણા ઝરમરતા આકાશમાં
પલળી ને ચાલને થોડી વાર
વરસાદની ફૂંક મેળવી લઈએ સાથમાં
આજ તો બસ વરસી લઈએ વરસાદમાં

## એક કાવ્ય

મને કેમ આજ બધું ગમે છે
બધું ગમે છે
પ્રશ્નોથી ઊભા થતા વૈતથ્યો વિશે
રહેવું ગમે છે
સહેવું ગમે છે
ઝૂરવું ગમે છે
ક્ષણમાં થતા વિગલિત શબ્દો
શબ્દ શબ્દના પહાડ
પહાડમાં ઊગે શબ્દ શબ્દનાં ઝાડ
ઝાડ ઝાડ પર શબ્દ શબ્દનાં પર્ણ
પર્ણ પર્ણ પર ફળે છે
શબ્દોની આંખો
આંખ આંખમાં ટળવળે છે મૃગજળોની છાયા
છાયા છાયામાં ઘૂમે છે
સૂરજનાં પાણીપોચાં પગલાં
પગલાં સંગાથે બંધાઈ છે મને માયા
માયાની કાયા સાથે પ્રીત કરીને
શમણાં સજાવવાં ગમે છે
શમણાં ભુલાવવાં ગમે છે
શમણાંમાં ઝૂરવું ગમે છે
શમણે શમણે ઝૂલવું ગમે છે
શમણે શમણે ઘૂવડની આંખોની નીરવતા
નીરવતામાં ઉચ્છ્વાસિત શ્વાસોની શૂન્યતા
શૂન્યતાનાં ત્રણ ડગલાંમાં પરિવર્તિત કાળ

કાળ કાળની હસ્તરેખામાં છુપાઈ છે કંઠનાળ
કંઠનાળ પર મીણુ બળતું મીણુ બળતું
મીણુ બળતું ને યજ્ઞવેદીમાં ઇચ્છાઓનું
શબ બળતું—શબમાંથી આવે એક
ડાઘિયો કૂતરો બહાર—તેની જીભમાંથી
ટપકે છે જ્વાળામુખીની લાળ
ટપક ટપક લાળમાંથી ખડો થઇ જાય છે કડો પહાડ
પહાડમાંથી પાછા શબ્દો
શબ્દોમાંથી સરી પડતું
ઇચ્છાઓનું વન.
વનમાં ઊઠે દાવાનળ... ...
દાવાનળમાં સળગવું ગમે છે
સળગી સળગી શેકાવું ગમે છે
શેકાઇ શેકાઇ મિષ્ટ માંસ થવું ગમે છે
ગમે છે......ગમે છે ગમે છે
ના ત્રણુ ધ્વનિમાંથી પૂર્ણ વિરામ બનીને હું છટકું
છટકી છટકી આકાશે અલ્પવિરામ થઈને હું અટકું
ને સરી પડું સમયના રણમાં
રણમાં જઇને ઊંટની આંખે બેસું
આંખમાંથી દડદડે જો મૃગજળોનાં ટોળાં
ટોળાં સંગાથે એકલવાયો થઇને ભટકું
ભટકી ભટકીને થાકું ત્યારે મારું
હું શોધું નામ
નામ શોધી નામ શોધી
'હું કોણુ?' 'હું કોણુ?' એ પૂછવું ગમે છે
પ્રશ્નો નિરુત્તર રહે છે તો તેનો વિષાદ ગમે છે

વિષાદમાં પીગળતી રાજાની એકની એક કુંવરી
કુંવરી તો છે નાની
ને તેના કોડ તો છે ઝાઝા
    તેની ના આવે કાંઇ માઝા
કોડ બધા સોળ બનીને વાંસામાં પટકાય
કુંવરીની ચીસે નગર આખું અળવાય
નગર નગરના કાંગરેથી ઊમટે લોકોનાં ટોળાં
ટોળાં.....ટોળાં......ટોળાં
બારી જેવા આવે
બારણા સંગાથે લાવે
ને – =.–
ટોડલે બેઠેલો લાકડાનો એક પોપટ
પોપટ બોલે જયસીતારામ
મારે ના ગંધાતા ઇશ્વરના શબનું કામ
મેં તો માંડી છે હરાજી તેની
મારે ના ખપે તેના ઝાઝા દામ
ત્યારે બોલાવો કોઇ
ડાહ્યુ જેવા કવિને
'હું'ના અવતરણચિહ્નમાં
પુરાયેલો કવિ આવી શકે ના બહાર
તેને લાગે તેનું જ મૃત્યુ
                    થયું છે ગમખ્વાર
શબના પડછાયે...પડછાયે
શોધે કવિ કવિતા......
કવિતા એ......કવિતા એ શોધે
નિજની અખિલાઈ......

તેની અખિલાઇમાં
વિભક્તતામાં
હું મુક્ત બનીને રાચું......
સ્વતંત્રના બંધને રાચવું મને ગમે છે
જે જે નથી ગમતું
તે તે પણ ગમે છે
છતાં ડરતાં...ડરતાં
હું પૂછું મને
શું મને આ બધું ગમે છે?
બધું ગમે છે?
બધું ગમે છે?
? ? ? ?

## ચિનુ મોદી

### 'સૂર્યને શિક્ષા કરો': એક અનુભાવન

તમિસ્રમય ભેજમાં
હું લીન હતો.
આ તડકાએ પ્રવેશી
મારા એકાગ્ર પિંડને
છિન્ન કરી નાંખ્યો
ક્યારેક

હા ક્યારેક જ
ઊંઘની અંધકારમય ગુફામાં
મારા કોષેકોષમાં
અસ્તિત્વની પ્રતીતિ કરાવતી
શાર્દૂલના ન્હોરની કાળી બળતર
તણખી ઊઠે છે.
અને જાગી જતાં–
બારીમાંથી પ્રવેશેલો તડકો
ટીક ટીક અવાજ
અને પવનમાં ફફડતું છાપું
મારા કોષેકોષ
નિર્જીવ સ્તબ્ધતા અનુભવે છે.
તમિસ્રમય મારા પિંડને
પ્રકાશની ઊધઈ
સતત
ચારેબાજુ
ઊંડે ઊંડે
ખોતરતી ખોતરતી
ખાતી જાય છે
અંદરથી નિઃશેષ નષ્ટ થયેલા
વટવૃક્ષ જેવો
આજે તો હું ઊભો છું.
પણ
કદાચ આવતી કાલે
અચાનક
હું જમીનદોસ્ત થઈ જાઉં

છું અને આથી મારા કોષેકોષ શૂન્યત્વનો સાક્ષાત્કાર કરે છે. હું નિષ્ક્રિય થઈ મારી મથામણ છોડી દઉં છું. સૂર્યથી હું મને ખવાવા દઉં છું. મારી વય વધતી જાય છે પણ હવે હું 'હું' નથી રહ્યો. મારી મથામણ ઓગળી ગઈ છે. હું અસ્તિત્વ ધરાવું છું પણ અંદરથી નિઃશેષ નષ્ટ છતાં ખખડધજ લાગતા પોલા વૃક્ષ જેમ. શીર્ણશીર્ણ વ્યક્તિત્વના વેરણછેરણ ટુકડાઓ પુનઃ એકત્રિત કરવાની મથામણ મૂકી દીધી ત્યારથી જ મનથી મૃત્યુ પામી ચૂકેલો હું, આવતીકાલે જ્યારે મારું સમગ્ર વ્યક્તિત્વ નિઃશેષ થશે, હું પોલા વૃક્ષ પેઠે પૂરો ખવાઈ જતાં જમીનદોસ્ત થઈશ, ત્યારે મને જેણે અસ્તિત્વહીન ગણ્યો નહોતો એવા ઘણાં ય, વૃક્ષ પડતાં નીડ તૂટે એમ, ભાંગી પડશે. 'પ્રકાશથી તો વૃક્ષનો વિકાસ થાય છે' એવું biological truth ત્યારે ખોટું પડશે.

સૂર્યને સાક્ષાત્ શક્તિ ગણનારા, સમગ્ર વિશ્વનો પોષક ગણનારા, મારું પોલું અસ્તિત્વ પણ અંત પામશે ત્યારે જાણી શકશે કે અંધકારહીધું મારું એકત્વ ખંડિત કરનાર સૂર્ય મારી એકેએક ક્ષણને ભક્ષક થઈ ખોતરી ગયો છે. સૂર્યે મને છિન્નભિન્ન કરી નાખ્યો છે માટે તો

> હું કવિ
> તીવ્ર કંઠે ચીસ પાડીને કહું છું:
> 'સૂર્યને શિક્ષા કરો'
> કંઠની નાડી બધીએ તંગ ખેંચીને કહું છું:
> સૂર્યને શિક્ષા કરો.'

•

## GONE

Everybody loved Chick Lorimer in our town.
Far off
Everybody loved her.
So we all love a wild girl keeping a hold
On a dream she wants.
Nobody knows now where Chick Lorimer went.
Nobody knows why she packed her trunk . . . a few old things
And is gone,
Gone with her little chin
Thrust ahead of her
And her soft hair blowing careless
From under a wide hat,
Dancer, singer, a laughing passionate lover.

Were there ten men or a hundred hunting Chick?
Were there five men or fifty with aching hearts?
Everybody loved Chick Lorimer.
Nobody knows where she's gone.

CARL SANDBURG

દિવંગત : ૨૫ જુલાઇ ૧૯૬૭

---



આ અંકમાં : 'ઝહિદ' શિનોરવાલા • રાજેન્દ્ર શાહ
ઉસ્માન પઠાન • સુજાતા પ્રિયંવદા • હેમ હમાલ • અંબાલાલ પુરાણી

આવરણચિત્ર : 'ગિરનાર'-વૃંદાવન સોલંકી

# કવિલોક

## તંત્રી મંડળ

જયંત પારેખ
પ્રિયકાન્ત મણિયાર

## ગ્રંથાવલોકન

ભોળાભાઈ પટેલ
રઘુવીર ચૌધરી

## કવિતાના વિશ્વપ્રવાહો

નલિન રાવળ

## વ્યવસ્થા

મહેન્દ્ર ભગત
મનુભાઈ ત્રિવેદી

## સહાયક

પ્રબોધ પરીખ


કવિલોક : દ્વૈમાસિક        તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા.     લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી, સુદર્શન કેમેન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧માળે, ૬ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૫૮

વર્ષ ૧૦ : અંક ૪ જુલાઇ-ઓગસ્ટ : ૧૯૬૭

'ઝાહિદ' શિનોરવાળા

## અંજન સળી

કોની પ્યાસી આંખને આંખો મળી;
તૃપ્ત થૈ ના થૈ તહીં ઝુલ્ફો ઢળી!

બંધ ના કર આંખ પીવા દે નજર;
આંખને પણ છે તરસ—પ્યાસી મળી!

નજર લાગી જાય ના, ઓ દર્પણો!
પાંપણે વળગી રહી અંજનસળી!

એમને ચૂમી રહ્યા પાલવ લઈ;
કંટકોની આંધળી શ્રદ્ધા ફળી.

આગમનમાં ને ગમનમાં કોણ આ
પ્યાસુ ને પ્યાસુ રહ્યું પાછું વળી!

## પગલાં શોધું તુજનાં!

દ્વાર ઉઘાડે છે મુજનાં?
આવ, કવન તું રજરજનાં!

આંસુ મહીં તણખા ખરતા!
આંસુ થયાં છે સૂરજનાં!

એ પગલાં ચાલ્યાં ય ગયાં!
જે પગલા શોધું તુજનાં!

## ફકીર

મસ્જિદ દેખી, ગાય ફકીર.
કબર નિહાળી, જાય ફકીર.

હોય ખુદાનો યે પયગામ:
એની દુઆમાં, જાય ફકીર

સાથ લઈ ફૂટયું તકદીર
રાહ પરે આ, જાય ફકીર.

બારણિયે વાંચે છ કુરાન:
આખર ખાલી, જાયે ફકીર.

# રાજેન્દ્ર શાહ

## વસતિયજ્ઞ

૧

વીસ વીસ શતકના અંધારપ્રદેશે ક્યાં ય અલોપ વિક્રમ.
મડાં અવ મુક્ત ( નહીં જમ )
-કાળે કિલકાર કરે ઉજવણુશોર,
વિભીષણ ઉપહાસ લાળી વડે ઘોર,
નગર નગર જનપદ ઘેરી રહે;
જાગતાં જાણે, વિદ્રિત કોઇ નવ લહે.

મડાં માંડે વસતિજગન
આહુતિએ રીઝવે અગન.
હામહીન-એને ય તે છિન્નતાનો છંદ
ડાળની કુંપળ કૂણી દૂંપવે ઉમંગ
હા ... હા
હી... હી.

.

હાથમાંનું અન્ન જાય હરી
ફરી ફરી...
ખાલી અહીં પેટ
ખાલી વેઠ
ઉઘાડી નજરથી યે જાણે અણદીઠ
નહીં જેને છાતી, નહીં પીઠ.

કામનાની એજ્ભાળી આપણોનું કીધ આવાહન
હાડધોળા ફૂલને આસન.
કાકલી વાણીની સંગ બજવંત પંડની ડાખલી...
રુધિયા પ્રૂણનો કાચો દેવાય છે બલિ;
- તળિયું ન ખપ્પર ભરાય એની કોઈ નહીં રૂખ -
લબકે લબકે ભૂખ ભૂખ.

૨

મડાં માંડે વસતિજગન
તાલ તાલ ને અંકોડે ગૂંથાઈને વંધ્ય કરે લગ્ન:
આગી ઉજેરે અંખન.
દિશા દિશા ધણુધણી રહે એવા ઉગ્ર નાદે બાજે પ્રચંડ દદામાં.
'પલે પલે સંનિકટ પ્રભવની ઘડી'
અજાતનો હણાય તે બોલ
એનું હણાય ઓજસ્...
વેદનાનો ઝીણો કોઈ સૂર ડૂબી જાય ક્યાં ય નિસાસે આરડી.

હવાને કંપન વહે અશબ્દ વ્યથા જે અવરુદ્ધ
એને
બોધિવૃક્ષ નીચે કોઇ સંવરિત કરણે આસીન સુણે બુદ્ધ.
પિશાચી દાઢમાં જે ઓરાય એની વેદનાએ વિદીર્ણ અંતર
આહુતિનો આડે ધરે કરુણાનો કર...
કરમાં ભોંકાય લોહખીલા.
કાળી કામળીને ઓઢી ધૂણતાં રે' હિંસ્ર પશુ મદમાં હઠીલાં.

૩

મડાં થઈ બેઠા પ્રજાપતિ
મડાં દક્ષ

ચક્ષુ જેનાં અહમીએ અંજાયાં અતીવ જેણે
સદાશિવ પામે અનાદર
સદાશિવ કેવલ અપક્ષ.

મડાંને જગન
ભોગની લાલચે ભેળા મળેલ દેવતા સોમપાને શક્તિહત
ત્યહીં
પોતાની કાયાને પરિહરે અવમાના
દક્ષતનયા શિવની પ્રિયા અન્નપૂર્ણા સતી.

...

વ્યગ્ર નંદિ અવ ખને ઉગ્ર:
એના ખુરાએ દલિત યજ્ઞભૂમિ.
આહુત દ્રવ્યનો ધૂમ નહિ, અવ
ઊડે ભસ્મધૂલિ:
એનાં શીંગના પ્રહારે ત્રસ્ત ભોગલિપ્સુ દેવ
આસવની ટેવ ભૂલી
આઠે દિશામહીં કરે ભાગાભાગ, હાહાકાર ...
નંદિને વિક્રમ
પ્રજાપતિ ઊભા અવનત ગતભ્રમ.
– વિગલિત ગર્વમય ભ્રાન્તિ –
કરે શિવનું સન્માન
પામે સહુ લોક શાન્તિ.



# ઉસ્માન પઠાન

## યાદ આવે રૂપની

વીજનો વરસાદ લઈને યાદ આવે રૂપની !
વાદળીનું દર્દ લઈને આગ આવે રૂપની !

રજકણોના રંગથી મરકી ઊડયાં ધરતીગગન
પાંગરેલી પ્રીતથી વણઝાર આવે રૂપની !

ચૂપકીદીથી નીકળી ચાલ્યું મુલાયમ ફૂલ ક્યાંક,
વાયરાની વાંસળીથી વાત આવે રૂપની !

ધીરે ધીરે ઊતર્યું પગથાર પનિહારીનું દિલ,
ઝીણી ઝીણી ઝાંઝરીથી લાજ આવે રૂપની !

ઊડી ઊડી આંખડીનું મુક્ત જીવન થઇ ગયું,
બ્હારની ભીંતો મહીંથી વાસ આવે રૂપની !

તારલીના તેજને ચૂમી રહી ઉરની કળી,
ભીની ભીની ચાંદનીથી રાત આવે રૂપની !

જાગરણનું એક ઝોકું જિંદગી ચોરી ગઇ,
ક્યાંક બેરંગી હૃદયથી ચાલ આવે રૂપની !



## સુજાતા પ્રિયંવદા

### ધીરે વહો નિરંજના

ધીરે વહો નિરંજના !
ધીરે – અતિ ધીરે :
તવ દુકૂલ છુયેલ
ઉન્મન ઉદાસી વાયુ
સ્પર્શ કરી મહાકાશ
આજ પણ વળી વળી
જવનિકાની
આ મેર
તમિસ્રમાં આણી રહે
આલોકનો નૂતન ઉન્મેષ –
રજની આ થશે અવ શેષ.

દીર્ઘ રાત્રિ.
જે રાત્રિનું ગાન
હજી યે ન પામે અવસાન,
જે રાત્રિનો અંધકાર
કાલનું આહ્વાન
વાર વાર
જીવનનાં જીર્ણ દ્વાર
કરી આડાં
દિયે અવરોધ,
તેની તો તું જાણે સહુ કથા.

# હેમ હમાલ

## રેલના ડબ્બા

માર્ગમાં જ્યારે
કતારબંધ તરુણીઓને
ચાલી જતી જોઉં છું,
મને લાગે છે–
રેલના બંધ ડબ્બા
દોડી જાય છે
ઝફ...ઝફ...ઝફ...
ઝફ...
ઝફ...
ઝફ............!



શ્રી હેમ હમાલ નેપાળના એક આધુનિક પ્રતિષ્ઠિત કવિ છે. એમનાં કાવ્યો ઉડિયા, અસમિયા ઈત્યાદિ અન્ય ભાષાઓમાં પણ અનૂદિત થયાં છે. સ્નાતક થયા પછી તેઓ હાલ કાલીમાટી (ખટમંડુ, નેપાલ)માં આરોગ્ય ખાતાના કુટુંબનિયોજન વિભાગમાં પોતાની સેવા આપી રહ્યા છે.

# અંબાલાલ પુરાણી

## કવિતાનું ભાવિ

### ૧ આજનો યુગ અને કવિતા

તર્કપ્રધાન યુગ, યંત્રોની અને ભૌતિકશાસ્ત્રોની શોધખોળનો યુગ મુખ્યત્વે કરીને critical જ હોય. તર્કવાદી પણ ખરો. એમાં કળા, કવિતા તથા સંસ્કારિતાને ગૌણ સ્થાન જ મળે.

આ આખો જમાનો એટલે reasonના બુદ્ધિ-પ્રાધાન્યનો -તર્કવાદના પ્રાધાન્યનો જમાનો છે. એમાં ભૌતિકશાસ્ત્રોની શોધખોળો, વિવેચનો અને જીવન પ્રત્યે નિરીક્ષણ વૃત્તિ અને ટીકા તથા બહુ બહુ તો મીમાંસક વૃત્તિ જાગ્રત થાય. કેવળ બુદ્ધિપ્રધાનતાથી કાવ્યસર્જન થઇ શકે નહિ. કાવ્ય તો અંતરાત્માની ગહનતામાંથી ઉદ્ભવે-ભલે વિચારશક્તિ કે વિચારશક્તિ વત્તા કલ્પના તેને મદદ કરે.

કવિતાનું સત્ય એટલે વસ્તુનું હાર્દ, તેના અંતરતમ સ્વરૂપનું સત્ય-તાત્ત્વિક કે બુદ્ધિગ્રાહ્ય સત્ય નહિ. કવિતા વિચારશક્તિને પરિણામે જન્મેલ સત્યરૂપ નથી આપતી. તે આપે છે આંતર દર્શન કે લાગણીજન્ય ઐક્યને પરિણામે જન્મેલું સત્યનું રૂપ.

કવિતામાં પ્રગટે છે તે સત્યનાં બે સ્વરૂપો છેઃ ૧. જીવનનું સત્ય અને ૨. જીવનમાં પ્રગટ થાય છે તે વાસ્તવિકતાનું સત્ય, અર્થાત્ અંતરાત્માનું સત્ય.

માનવજાતિની સામાન્ય મનોદશા આધ્યાત્મિક કે આંતર

જીવન પ્રત્યે વળે તો કવિના એ આંતરજીવનના દર્શન પ્રત્યે સફળતાથી મીટ માંડી શકે.

એટલે બુદ્ધિમત્તાની ઉપર સહજોપલબ્ધિ–સહજાવબોધની ચેતના પ્રત્યે જવાની માનવજાતિની પ્રવૃત્તિ હોય એમ લાગે છે. અલબત્ત, બુદ્ધિએ સર કરેલો પ્રદેશ અને તેણે પ્રાપ્ત કરેલા લાભો છોડી દેવાનો પ્રશ્ન જ નથી. માનવચેતનાનો પ્રદેશ વિસ્તારવાનો પ્રયાસ છે. ચેતનાનાં ક્ષેત્રો વચ્ચે સાચો સંબંધ સ્થાપન કરવાનો પ્રશ્ન છે.

જીવનનાં બાહ્ય સ્વરૂપો વિષે કવિતા ઉદાસીન રહે તો તેની પડતી જ થવી જોઇએ એ વિચાર સાચો નથી. ટાગોર, એ. ઈ., યેટસ્ વગેરેને એવી પડતીની નિશાની નથી ગણવાના.

ભાવિમાં એવી અવનતિ–decadence દર્શાવનારી કવિતા થવાની છે એવો ભય રાખવાની જરૂર નથી.

ભાવિમાં જે સહજોપલબ્ધિની ચેતનાની પ્રાપ્તિને પરિણામે જે કવિતા થશે તે અગમ્યવાદી અને સામાન્ય માનવને માટે ગહન અને દુર્બોધ્ય નહિ રહે–અલબત્ત, કેટલીક કવિતા એવી પણ થશે, પરંતુ આજે તો પૂરેપૂરો બુદ્ધિમત્તાનો યુગ છે એટલે એવી અગમ્યતાવાળી કવિતાનું પ્રાધાન્ય નહિ હોય. એમાં તો પ્રેરણા અને દૃષ્ટિનો યુગ જણાવાનો સંભવ વધારે છે એનો વિષય પણ જડવાદ કે પ્રાણપ્રાધાન્યવાદ કે એવો કોઇ એકાદ જીવનનો ખૂણો નહિ હોય પરંતુ માનવની સમગ્ર સત્તાનું, તેની સમગ્ર ચેતનાનું જ્ઞાનદીપ્ત અને સવાદી દર્શન હશે. જીવનનું સમગ્ર ક્ષેત્ર તેની સમક્ષ ખુલ્લું પડયું હશે.

દ્વિજની પેઠે એ યુગ તો માનવના નવજન્મની આગાહી

આપે છે. કારણ કે ચેતનાનું નવું જ પ્રસ્થાન કરવા તે તત્પર થયો છે– નવું જ પ્રસ્થાન તેની આગળ આવી રહ્યું છે.

કાવ્યનો આદર્શ આત્મા–આદર્શ દેહ, કાવ્યની ભાવિ દિશા નિશ્ચયપૂર્વક તો કહી આપી શકાય નહિ કારણ કે એ ક્ષેત્રના દેવતાઓ રહ્યા મનસ્વી. છતાં આપણે અમુક ઈંગિતો પરથી જે નવાં ક્ષેત્રો કે નવી દિશાઓ ખૂલે છે તેના વિષે કાંઇક કહી શકીએ.

પ્રશ્ન એ છે કે જો માનવજાતિ સહજોપલબ્ધિવાળી સંબોધિ ચેતના પ્રત્યે ઉન્નતિ કરે, અર્થાત્ બુદ્ધિપ્રધાન અર્થાત્ મનોમય ચેતનાની ભૂમિકા છોડીને ઊંચે ઉડ્ડયન કરે તો તે કેવા પ્રકારની કવિતા કરશે ?

## ૨ મંત્ર

આગળ 'મંત્ર' વિષે કાંઇક કહેવામાં આવ્યું છે. પ્રેરણા જાગ્રત યા તો દિવ્ય દષ્ટિપૂત દર્શન, યા તો દિવ્ય દર્શન સહિત –સહજાત - જન્મેલ વિચારસ્વરૂપ, જેની સાથે પ્રભુના, માનવ આત્માના. પ્રકૃતિના, વિશ્વના, જીવનના, વિચારના, વસ્તુના કોઈ રહસ્યભૂત સત્યનો સાક્ષાત્કાર કવિને થાય છે–તે મંત્ર. અંતરાત્માના કોઈ મહાન છંદની પાંખોનો પ્રયોગ કરીને જે વિચાર કવના અંતરમાં ઊઠી આવે તે મંત્ર. એની અનુભૂતિમાં મંત્રના સત્યનું દર્શન અને તેનું શ્રવણ બન્ને અવિભાજ્ય હોય છે. અવિભાજ્ય ક્રિયારૂપે અનુભવાય છે.

પરંતુ બધી કવિતા કાંઇ મંત્ર હોતી નથી. અંતઃશ્રીખ સત્યનો તે જયારે અવાજ હોય ત્યારે જ, અને એ સત્ય પોતાની જ વાચા, પોતાનો છંદ લઇને પ્રગટે ત્યારે 'મંત્ર'

થાય. ઉપનિષદ અને વેદના ઋષિઓ 'મંત્ર' ઉચ્ચાર કરવાનો દાવો કરતા કારણ કે એમની એ વાચા માનવના અંતરમાં જાગ્રત થયેલા અગ્નિની વાચા રૂપે તેઓ ગણતા, જોતા અને અનુભાવતા. તેઓ તે અંતરમાં સત્યનું જ દર્શન કરવા મથતા. સીધેસીધા, તીવ્રતમ, ઉચ્ચતમ, દિવ્યતમ અર્થને-સત્યને-વહી લાવતી છંદયુક્ત વાચા તે 'મંત્ર'.

સહજોપલબ્ધિ તથા પ્રેરણાપ્રાપ્ત સત્ય મંત્રની વાચાનું સ્વરૂપ ધારણ કરે છે. જ્યારે મંત્ર જાગ્રત થાય છે ત્યારે એ સત્યનો અંતરને સાક્ષાત્કાર થાય છે, વસ્તુનું અંતરતમ સ્વરૂપ પ્રગટ થાય છે, સત્યમાંથી તેનાં અનેક સ્વરૂપો જેવા દેવો પ્રગટે છે. બીજી રીતે કહીએ તો માનવમાં કાંઇ મર્યાદિત છે, સાંત છે, તેના પર કાબુ મેળવી મેળવી, ને તેના ઉપર અધિકાર જમાવીને જે પરમ છંદયુક્ત વાચા, તેના પ્રત્યેક ભાગમાં પોતાની જ્યોતિ અને અનંતતાની શ્રુતિ વહી લાવે છે તે મંત્ર.

### ૩ આગામી યુગની આગાહી

પરંતુ એ તો માનવજાતિના આદિ યુગમાં જ સંભવે. આપણે તો જડવાદના યુગમાંથી પસાર થઇ રહ્યા છીએ એટલે કવિતાનો એ આદર્શ સમજવો આપણે માટે મુશ્કેલ છે. છતાં આપણે ભાવિમાં જવાનું તો એ દિશામાં છે એમ લાગે છે. જડ જગતને આપણે કાંઇક અંશે જાણીએ છીએ. જીવનમાં પ્રગટતી પ્રાણની જ્યોતને, પ્રાણશકિતને પણ આપણે કાંઇક અંશે અનુભવી છે. આપણે આધ્યાત્મિક વાસ્તવિકતાની ઝાંખી કરવાની છે. હવે આપણે આત્મા, માનવનો અંતરાત્મા, વિશ્વમાં વ્યાપેલ વિરાટ્ વગેરેને જાણવા માગીએ છીએ. અનુભવને પરિણામે

પ્રભુનાં દર્શન પણ કરવા ઉત્સુક છીએ સત્ય, મુક્તિ, એકતા, શક્તિ, પ્રેમ, સંવાદ, શિવંસુન્દરમ્ વગેરે.

પરંતુ હવે આ વસ્તુઓ અસલના કાળની પેઠે દૂર નહિ રહે, થોડા ગણ્યાગાંઠયાને માટે નહિ હોય. આ તો ઉચ્ચમાં ઉચ્ચ કવિતા હશે.

છતાં, સૌંદર્યલક્ષી કવિતા અને સામાન્ય આદર્શોવાળી પણ પુષ્કળ કવિતા થવાની જ. સૌંદર્યના કોઈપણ સ્વરૂપને ભલેને માનવ વાચામાં વ્યકત કરે. એ જ ઉત્તમ છે. પરંતુ ઋષિ એ આદર્શ કવિ રહેવાનો. કવિતાના મહાન યુગોમાં જે મહાન કવિઓ થયા છે તેમનામાં એ દૃષ્ટાપણું કાંઈક અંશે તો જોવામાં આવે છે. પરંતુ પ્રત્યેક જમાનો તેની પોતાની જરૂરિયાતો પ્રમાણે કવિ પાસે માગણી કરે છે એટલે તેને પણ તે પ્રમાણે સર્જન કરવું પડે છે. એટલે ઘણું ખરું સર્જન દૃષ્ટાનું નહિ પરંતુ સામાન્ય જરૂરિયાત પૂરી પાડવા પૂરતું કરવામાં આવે છે. પરંતુ એવો જમાનો આવે જેમાં વધારે ઊંડાં સત્યો માનવજાતિ પ્રાપ્ત કરે અને આંતરજીવન અને આધ્યાત્મિક સત્યોને ને જીવનમાં પ્રત્યક્ષ કરવા મથે, તો કવિઓ પણ વધારે ઉચ્ચ ભૂમિકાને પ્રાપ્ત કરીને મહત્તર છંદો ગાઈ શકશે, માનવરૂપી વીણા પ્રભુના સૂરોને પ્રગટ કરી શકશે.

એવો જમાનો આવવાનાં ચિહ્નો છે. એટલે સર્જકતામાં પણ નવયુગ આવવો જોઇએ. વચલાકાળમાં બન્નેની સંધિ કરે એવી કવિતા થવી જોઇએ. જીવનના એકે એક ક્ષેત્રમાં નવયુગની આગાહી છે. એની સુરખી હાલમાં પણ દેખાય તો છે. વ્હિટમેનનો સભાન પ્રયત્ન, કાર્પેન્ટરનો સૂર, એ.ઇ.ની કવિતાની અર્થ ઘનતા –significance, ટાગોરને મળેલી શીઘ્ર અને સદ્ય કીર્તિ–એ

સઘળી નિશાનીઓ આગામી યુગની આગાહી જેવી છે. કવિ એટલે ઋષિ એ વિચાર પાછો જાગ્રત થયો છે. માનવજાતિ પણ ચેતનાની સપાટીઓથી સંતોષાઈ ગઈ લાગે છે. અને તેણે ઉચ્ચતર લોકો પ્રત્યે દષ્ટિ કરવા માંડી છે. સનાતન દિવ્ય પ્રભુનું ભાવિ કવિતા માનવને દર્શન કરાવશે.

### ૪ પાંચ સનાતન દેવતાઓ

એવી ઉચ્ચ શ્રેણીની ભાવિ કવિતા પાંચ સનાતન દેવતાઓની સંવાદી ક્રિયા પ્રગટ કરશે. એ પાંચ દેવતાઓ તે ૧. સત્ય, ૨. સૌંદર્ય, ૩. આનંદ, ૪. જીવન એટલે કે પ્રાણ અને ૫. આત્મા છે. એમાંના ત્રણની ઉપાસના તો માનવજાતિ આગ્રહપૂર્વક કરતી આવી છે. સત્યનું પરિશીલન જેમ જેમ સત્યના જ્ઞાનનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે તેમ તેમ 'ભૂરિકર્તુમ્—' 'ઘણું વધારે કરવાનું' માનવની દષ્ટિએ પડતું જાય છે. એ પણ કાંઇક સ્પષ્ટ થતું જાય છે કે આત્માની જયોત જાગ્રત થાય તો સત્યની સંપૂર્ણ પ્રાપ્તિ થવી શકય છે. 'ચેતનાની નવી નવી ભૂમિઓ જન્મે છે, એક પછી એક પડદા—સત્યને ઢાંકી રહેલા —જ્ઞાનજયોતિથી જાગ્રત થઈ ઊઠે છે. માતા અદિતિના ખોળામાં આત્મા સંપૂર્ણ દષ્ટિ પ્રાપ્ત કરે છે.'

ભૌતિકશાસ્ત્રોના જ્ઞાનની મર્યાદાઓ પણ માનવે જોવા અને જાણવા માંડી છે.

જેમ સત્યપ્રાપ્તિનો તેમ જીવનના સ્વીકારનો પણ આજે યોગ્ય આગ્રહ જોવામાં આવે છે. એટલે માનવજાતિના જીવનની, માનવના શ્રમની તથા તેના કાર્યની અગત્ય આજે વધુ પ્રમાણમાં પ્રગટ રીતે, સ્વીકારવામાં આવે છે. આજે માનવ ત્યાગવૃત્તિ કે સંન્યાસની વૃત્તિ કેળવી પૃથ્વી જોડે ઝઘડી રહ્યો નથી. ઊલટું

પાર્થિવ જીવનને વધારે ઉચ્ચ કક્ષાએ ચડાવવા તે મથી રહ્યો છે. સૌંદર્ય અને શક્તિના ઝરાઓનું પોતાની માતાના સ્તનમાંથી પાન કરવા પ્રયત્ન કરી રહ્યો છે.

આ દૃષ્ટિનાં ભયસ્થાનો પણ છે: જીવન સમગ્રને વ્યાપી રહેનાર આત્મા જીવન કરતાં વધારે મહાન છે आत्मातिष्ठम् दशांगुलम् પેઠે અને આપણે એ સ્વીકારીશું કે તે જીવન કરતાં પણ મહાન છે! અદિતિ પોતાના પુત્ર ઇન્દ્રનો જન્મ થવાનો હોય છે ત્યારે શું કહે છે? 'આ પુરાતન માર્ગ ફરી પાછો હાથ લાગ્યો છે, શોધાયો છે, એ માર્ગે બધા દેવતાઓએ ઊર્ધ્વમાં જન્મ લીધો છે; પરંતુ આ અન્ય અધોમાર્ગે થઇને તારી માતાના પતનનો માર્ગ તું લઈશ નહિ.' કવિતા અને કલા, આત્મા અને જીવન વચ્ચેનો સેતુ સાંધી શકાશે. કારણ કે મીમાંસા અતિ ત્યાગવૃત્તિવાળી થઇને જીવનનો કાણુ ગુમાવે, પરંતુ કલાને તેમ કરવું પાલવે જ નહિ. તે તો જડત્વથી પર તત્ત્વ અને જડતત્ત્વ એ બેની વચ્ચે સંદેશા ચલાવનાર દૂતો છે.

આપણા જમાનામાં સૌંદર્ય અને આનંદનાં બે તત્ત્વો તો છેક ઝાંખાં પડી ગયાં છે. છતાં આપણને તેમની સૌથી વધારે ખોટ અત્યારે છે! એ બે તત્ત્વો બીજાં ત્રણેની માધુરી, તેમનો રંગ અને અગ્નિશિખા પ્રગટ કરે છે. સત્ય અને પ્રાણ, તત્ત્વ અને જીવન બન્ને આવશ્યક છે. પરંતુ એમની પૂર્ણતા ક્યારે? જ્યારે એ બન્નેમાં આનંદની અભિવ્યક્તિ થાય, સૌંદર્યની સુષમા તેમાં ઉષ્મા તરીકે વ્યાપે ત્યારે. આનંદ એ મુક્ત આત્માનું અંતરતમ, મૌલિક તત્ત્વ છે. તે આર્યાવર્તનો સિદ્ધાંત સાવ સાચો છે. કારણ કે અંતિમતત્ત્વ આનંદ છે. કવિતા

અને કળાઓના આત્મા, તેમનું મૂળ પણ સૌંદર્ય અને આનંદ છે. માનવને મુક્ત કરીને જીવનમાં સૌંદર્ય અને આનંદ પ્રગટાવવાં એ કળા અને કવિતાનું આધ્યાત્મિક કાર્ય છે. દરેક શ્રેણીની પેઠે અહીં પણ શ્રેણીબદ્ધ, ક્રમબદ્ધ સરણી હોય છે. ઉચ્ચતમ સત્ય જોડે એકતાવાળો આનંદ અને સૌંદર્ય સૌથી ઉચ્ચ! એટલે જયારે એ પાંચે તત્ત્વોની વિપુલતા અને પૂર્ણતા જીવનમાં પ્રગટાવશે ત્યારે કાવ્ય અને કલાઓ પણ સૌથી ઉચ્ચ સિદ્ધિ-સ્વ સ્વરૂપને પ્રાપ્ત કરશે. પણ એમ થવા માટે ઉચ્ચત્તમ દર્શનની ભૂમિકાને અને આત્માના વિશાળ–વિસ્તૃત–સતને તેણે પ્રાપ્ત કરવું જોઈએ.

આ શકિતઓ અનેક પ્રમાણમાં અનેક શકિતરૂપે પ્રગટ થઇ શકે, કારણ કે માનવના આત્મામાં દિવ્યતા તો સદા –ચિરકાળ રહેલી છે, એટલે કવિતા કે કલા કોઈ પણ રૂપમાં તે આવિર્ભાવ પામી શકે છે. એ બન્ને સ્વરૂપોમાં માનવ આત્મા આવિષ્કાર પામે છે. આ રીતે જોતાં કવિતાનું મૌલિક તત્ત્વ –તેનો સાર કે નિચોડ–એક છે. એમાં પ્રગટ થનાર પ્રતિભાનું ક્ષેત્ર, તેનું ચોકઠું ગમે તે હોય પણ શકિત તો એક જ હોય છે. ભલેને ને ટ્રોયના શહેર આગળ દેવતાઓથી સંચાલિત માનવયોદ્ધાઓનું કાવ્ય ગાતો હોમર હોય કે દૂર દૂરના, ચમત્કારિક બેટોમાં, અંતરમાં પોતાના લુપ્ત કુટુમ્બને હૃદયથી સદા સંભારતો છતાં ભટકતો ઓડીસિયસ હોય, જીવનમાં પ્રગટતા આવેશોના સંગીતની અને ઘેરા રંગોની ઊર્મિઓ ઉપર સવારી કરતો શેક્સપિયર હોય કે નર્ક, પ્રાયશ્ચિત ભૂમિ અને સ્વર્ગનાં દર્શન કરતો સ્ખલનશીલ દાન્તે હોય, કે પછી દેવત્વને પ્રગટ કરનાર માનાદર્શ માનવ અને અહંતાપ્રધાન, આપખુદ, મનસ્વી વૃત્તિવાળો રાક્ષસ બન્ને પરસ્પર જુદાં

બિંદુએથી એકબીજા જોડે મળે, અને દેવતાઓએ નિર્માણ કરેલ યોજના પ્રમાણે પોતપોતાને કેંદ્રથી પ્રેરાઇ અથડાય, અથડામણમાં આવે-એ યુદ્ધનું ગીત ગાતો વાલ્મિકી હોય-કે પછી અત્યારે વિસ્મૃત થઇ ગયેલ કોઈ પ્રાચીન પ્રતીકોનો આશ્રય લઇને દેવતાઓનું કાર્ય અને સત્યની મહાકીર્તિ ગૌરવ ગાતો કોઇ વિશ્વામિત્ર કે વામદેવ હોય, જ્યોતિ પ્રત્યે અધ્વા એવા કોઇ બુદ્ધનું વર્ણન કરતો, અમૃતત્વ પ્રત્યે આત્માના પ્રયાણની કથા કહેતો હોય. ભલે પ્રેરણા પ્રેરિત કલ્પના હોય કે પ્રાણનું તત્ત્વ હોય કે આધ્યાત્મિક સહજોપલબ્ધિ હોય-ગમે તે હોય પરંતુ કવિનો આત્મા તો આત્માના કોઈ એક સત્યને, જીવનના કોઈ પ્રાણ સંચારને, પ્રાણનાં મોજાંને, આત્માની કોઈ શકિતને ગ્રહણ કરીને પોતાની શકિત વડે એવી રીતે પ્રગટ કરશે કે એના અને આપણા બન્નેના આત્માને એનાં સૌંદર્યમાં આનંદ પ્રાપ્ત થશે !

## ૫ કવિતાનું ભાવિ

ભાવિમાં આ પાંચ વાટવાળી દીવી કાવ્યશકિત જાગ્રત કરશે, એટલું જ નહિ પણ એને ઉચ્ચ, ઊર્ધ્વ પ્રદેશમાં લઇ જશે. અત્યારે આપણે જાણતા નથી એવા પ્રદેશોમાં પણ એની જ્યોતિ નાંખીને જ્યોતિર્મય બનાવશે અને એમને સૌંદર્યના માના મંદિરમાં કેવળ દીવીની જ્યોતિઓ જાગ્રત કરશે એટલું જ નહિ પરંતુ પ્રત્યેકનું સૂર્ય તરીકે આકાશમાં સ્થાપન કરશે. એટલે કે આપણા જીવનની વિરાટ વિશાળતા ઉપર અને અંતરતમ ચેતના ઉપર એમની જ્યોતિ પ્રસારશે। માનવના પોતાના આત્માનું, પ્રકૃતિનું અને પ્રભુનું દર્શન એ તેનો વિષય હશે, હજી પણ વધારે ઉચ્ચ માનવતાનું અને દિવ્યતાનું

તે ગાન કરશે—કેવળ કલ્પના, પ્રેરણા વડે નહિ, પરંતુ વધારે નજીક, વધારે ઊર્ધ્વમાં આરોહણ કરીને તેની અસલ જ્યોતિને, શક્તિને શબ્દમાં ઉતારશે. સહજોપલબ્ધિજન્ય એ કવિતા હશે. જ્યાંથી પ્રેરણા જન્મે છે તે ઊર્ધ્વ અધિમનસમાં તે અધિરોહણ કરીને ત્યાંથી કવિતાનાં મૂળને પામશે.

એવી કવિતા તો દૂર સુદૂર, કહો સુંદર અને કોમળ પણ અસ્પર્શ્ય, જ હોવી જોઈએ એમ માનવું એ ભૂલ છે. એવી નહિ હોય એટલું જ નહિ તે એ ઊર્ધ્વ તત્ત્વોને ઊલટી સમીપ લાવશે, દેખાડશે, પરિચિત બનાવશે. સાંતથી માંડીને અનંતમાં આવી રહેલ સર્વ વસ્તુનાં એ ગાન ગાશે, ક્ષણિક અને સનાતનનાં; જાણે નવાં જ બનાવશે, સનાતન છે છતાં. ઊર્ધ્વ આકાશની અનંતતામાં ઊડશે પણ પૃથ્વીને ભૂલી જશે નહિ. પરંતુ પૃથ્વી ઉપર બંધાઈ, જકડાઇ પણ નહિ રહે. બીજી વાસ્તવિકતાઓને પણ તે પ્રાપ્ત કરશે, બીજી શક્તિઓ પણ તે મેળવશે. પ્રાચીન કવિઓના છંદનું રહસ્ય શોધી કાઢશે અને નવા છંદોમાં તે પોતાનું વકતવ્ય વ્યકત કરશે. ભાષાની નવી શક્તિઓને તે પ્રગટાવશે. વેદના દેવ અગ્નિની પેઠે એ પણ માનવજાતિને દોરશે. युवा कवि प्रियो अतिथि आमत्यों मंद्रजिह्वो: ऋताचित्, ऋतावा युवान द्रष्टा, પ્રિય અને અમર અતિથિ, આનંદથી મધુવાળી જિહ્વાવાળો, ઋતાચિત્, પાર્થિવ અગ્નિશિખામાંથી જન્મેલો, પરંતુ અસલમાં તો અમરોનો સ્વર્ગીય દૂત! ●



ગુજરાતી સાહિત્ય પરિષદનું ર૪મું અધિવેશન, તા. ૭-૮-૯ ઑક્ટોબરના ત્રણ દિવસો દરમ્યાન દિલ્હી મુકામે મળવાનું છે. તેના પ્રમુખપદ માટે એકમાત્ર શ્રી ઉમાશંકર જોશીનું જ નામ બંધારણ પુરઃસર સુચવાયેલું હોવાથી તેઓ પ્રમુખપદે બિનહરીફ ચૂંટાયેલા જાહેર થાય છે. પરિષદના હાલના પ્રમુખશ્રી જ્યોતીન્દ્ર દવે દિલ્હી અધિવેશન પ્રસંગે શ્રી ઉમાશંકર જોશીને પ્રમુખપદનો ચાર્જ સુપ્રત કરશે, જે તેઓ બે વર્ષની મુદત સુધી સંભાળશે.

ખાળે નહિ તે

અગ્નિ ઢૂંઢું હું: નભે

તારલા પેખું.

સ્નેહરશ્મિ

સૌંદર્યની તરલ ક્ષણમાં જે કંઇ બની ગયું હોય છે તેને હાઇકુનો કવિ શબ્દોદ્વારા એ રીતે આકાર આપવા મથે છે કે જેટલા સમયમાં એ ઘટના બની ગઇ હોય, તેવી અલ્પાવધિમાં એની ઉક્તિ પૂરી થઇ જાય, શબ્દો ઓગળી જાય ને શેષ રહે ઈમેજ ને સંવેદનાની તરંગાવલિ.

'સોનેરી ચાંદ રૂપેરી સૂરજ'માંથી.

---

## આ અંકમાં



●

બલરાજ કોમલઃ–(ઉર્દૂ કવિ) જન્મ ૧૯૨૮, સિયાલકોટમાં. અભ્યાસ અનુક્રમે ફિરોઝપુર, જલંદર અને ન્યૂ દિલ્હીમાં. અંગ્રેજી સાહિત્યના સ્નાતક. અત્યારે દિલ્હીમાં ગવર્નમેન્ટ હાયર સેકન્ડરી સ્કૂલમાં આચાર્ય. 'મેરી નઝમે' અને 'રિશ્તા–એ–દિલ' એમના પ્રસિદ્ધ કાવ્યસંગ્રહો. 'નારિયલ કે પેડ' પ્રગટ થવામાં. કાવ્યેતર સાહિત્યમાં ટૂંકી વાર્તા અને વિવેચના.

શુદ્ધિ:–પાનું/પંક્તિ: ૧/૧૬ છબી, ૬/૭ અશ્રુનું, ૧૨/૬ જરા રહી જાવ. ૧૪/૧૪ બેઠું'તું, ૧૬/૧૪ ભૌતિક-વિજ્ઞાન.

કવિલોક : ત્રૈમાસિક    તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર  વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા.    લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) ચિનાકિન્દ ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી. સુદર્શન એન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧માળે, ૬ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

નવેમ્બર ૧૯૬૭

કવિલોક

૫૯

વર્ષ ૧૦ : અંક ૫ સપ્ટેમ્બર–ઑક્ટોબર : ૧૯૬૭

# શ્યામ સાધુ

## સવારમાં

ધુમ્મસ બનાવી આભ નિતારું સવારમાં;
વીતી ગયેલી રાત વિસારું સવારમાં.

પીગળી રહ્યું છે રૂપ પહાડોની આડશે;
શબનમ્‌ને ફૂલપર હું ઊતારું સવારમાં!

અંકાઈ ગઈ હવામાં કિરણોની રોશની;
ચાલો, સૂરજને ફૂલ શો ધારું સવારમાં!

મ્હેક્યાં કરે સતત હવામાં આપનાં સ્મરણ;
અંધાર તો હૃદયનો નકારું સવારમાં.

વૃક્ષો મહીં ઝૂલ્યા કરે તારાની ઝંખના!
પર્ણોનું મૌન કેમ સ્વીકારું સવારમાં?

લ્હેરો થકી તૂટી ગઇ છે સૂર્યની છબી;
વ્હેતી હવાએ કેમ સમારું સવારમાં?

# પ્રાણજીવન મહેતા

## દરિયો ઉદાસીનો

ગઝલ

સ્મૃતિને કરંડિયે સંઘરી તને,
તું એક સર્પ શી ડંખી ગઇ મને.
હું તો રહ્યો એકલો મારી કને,
હવે તે કોનું ઘર સાંભરે મને ?

અડકો જુઓ તમે જરીક મકાનને,
ફૂલ ફૂટતાં પથ્થરની દીવાલને.
નાવમાં દરિયો ભરી ઉદાસીનો,
આવી રહ્યો છું હું મૃગજળકને.

પછી ભલે એ પ્રેત શો રઝળ્યા કરે,
હું છુટ્ટો મેલી દઉં અવાજને.
તમારી હોવાનો ભાસ પણ રચું,
મારી છાયા માંગી લઇ સૂર્ય કને

શબનમથી ભીની થયેલ ધૂળમાં,
સવારથી શોધ્યા કરું છું પ્યાસને.
પગ માંડું : પડઘા જડે ચાલતાં,
રસ્તો ય ન પૂછતો ક્યાં જવું છે મને.

# સીમમાં સવાર

ભરાઈ બેઠું 'તું જે ઘૂવડ કેરી આંખે,
ઊડયું તે અંધારું સૂરજ કેરી પાંખે.

પરોઢ: એ તો ઘરમાં બળતા દીવાની શગ,
પ્રકાશ: પાંખ પ્રસારી નભે ઊડતું ખગ.

પગલાંને ઓશીકે મેલી પગલાંની વાત,
ઘાસનું ઓઢણ ઓઢી ચીલે સૂતી વાટ.

અંધારે ભીંજયું આકાશ મહેકતું ચોગમ,
સૂરજ પીએ ધીમે ધીમે ધીમે શબનમ.

આભથી ઊતરી સમાય નયણે પરભાત,
તો એ હજુ મનમાં ઘૂંટાય શમણાંની મધરાત.



# સુધીર દેસાઇ

---

## અંધારું

### ગઝલ

ગુલાબી સાંજની ઑથે, જુઓ પડધાય અંધારું
ઊઠીને આપ ચાલ્યા ત્યાં બધે ઢોળાય અંધારું.

નજરની ધાર તીણી છે, ખરે જ! વીંધાય અંધારું;
જરા આગળ વધી પાછળ જુઓ જોડાય અંધારું.

પવનની એ કદમબોસી હતી પણ નાગના જેવી,
અહીં જ્યાં દીપ જલતો' તો હવે વિંટળાય અંધારું.

કળીને પ્રીતની વાતો કહી મલકાય અંધારું;
સુમન થઇ હાથ પકડે તો પછી ગભરાય અંધારું.

રહે છે વિશ્વ ખોળામાં, છતાં લોકો ડરે એથી;
'સુધીરે' રાહ રોક્યો તો હસી શરમાય અંધારું.



## દિવ્યકાન્ત ઓઝા

---

### કવિતા-૮/૨

કિલિમાન્જારોની ઊંચાઇને આંબી,
ખખડતું ખખડતું ખીણુમાં ગબડી જઇ,
બરફમાં બફાઇને
થીજી ગયેલું મારું મન,
કોઇક ક્યારેક રોપેલા બીજમાંથી ફૂટેલા
ફણુગાને સહારે બહાર આવ્યું
ત્યારે
હબસીના લબડતા જાડા હોઠ જેવા
રસ્તા પરથી
'કો'ક પસાર થઇ ગયું છે-'
એ વાતને પોતાની સાથે લઇ
પવન ઝપાટા બંધ જઈ રહ્યો હતો;
અને
એક દિવસ ખખડધજ થઇ જનારા
એ વૃક્ષને જોવા
પછી તો હું ત્યાં જ ઊભો રહ્યો.

## હરીન્દ્ર દવે

---

### સવારથી

આજે સમયને થાક ચડ્યો છે સવારથી,
ગળિયો બળદ બનીને પડ્યો છે સવારથી.

નજરે બધું કળાય, ન કંઇ શોધવું પડે,
વાદળ વિનાનો સૂર્ય નડ્યો છે સવારથી.

અશ્રુનું મૂંઝવણમાં તપી શું થઇ ગયું ?
રેતીનો એક ધોધ દડ્યો છે સવારથી.

કોને ખબર કે સાંજ હવે કઇ રીતે થશે ?
ઝાકળને લાલ સૂર્ય જડ્યો છે સવારથી.

●

# રાજેન્દ્ર શાહ

## હિરણ્યકશિપુ

હિરણ્યશિપુ
ઉગ્ર તપથી પ્રસન્ન બ્રહ્મા કને યાચે એક વર.

મારું
નહિ દિને, ન રાત્રિએ,
ઘરમાં નહિ, ન ઘરબ્હાર,
નહિ અસ્ત્રથી વા નહિ શસ્ત્રે,
મનુષ્યથી નહિ, ન વા દેવદાનવથી ન પશુથી,
તવ નિર્મિત ન કોઇથી યે
હોજો મૃત્યુ.

'તથા...અસ્તુ' વદે પ્રજાપતિ.

અવ નહીં કાલ...
અવ ઐશ્વર્યને મુજ કોઇ નહીં પાળ.

ઇશ્વરોહમ્
અહં ભોગી
સિદ્ધોહમ્
બલવાન
સુખી.
હિરણ્યકશિપુ કને
કોણ અવ બ્રહ્મા, કોણ વિષ્ણુ, કોણ રૂદ્ર?
એ તે
સોનાની આગળ જેમ સીસું...

ત્રણે લોકમહીં અવ એકલ હું
                    ક્યાંય નહિ અવર ઉપાસ્ય.
આઠે દિગ્પાલ માત્ર ઝીલે એક મારું અટ્ટહાસ્ય.

સકલ આ પ્રજા મારે વશ, મારા થકી પૂર્ણકામ.
ઇશ્વરને કાજ અવ ક્યાંય નહીં સ્થાન
        એકાન્તે યે કોઇ ન ઉચ્ચરે એનું નામ.

'રા...મ'

                    ક્યાંથી આવે શબ્દ?
                    કોણ હજી ઉચ્ચરે નિષિદ્ધ?
                    કોને હજી ઈતરનો નાદ?

'આપની જ પ્રજા, પ્રભુ, રટે નામ નાનેરો પ્રહ્લાદ.'

ચૂપ કરો; એનો સૂર પડે નહિ કોઈને ય કાને.

'કેટલાંય વાનાં રોજ વારતા કરાય પણ બાળ નવ માને.'

        બાળ નવ માને...
                            આજ્ઞાનો શો અનાદર?!
ફણીધર સંગ એને મેલી બંધ કરી દિયો ઘર.

        ...'ઉભય રમે છે એકબીજાથી અભય.'
ફેંકો ઊંડી ખાઇમહીં, ગિરિશિખરથી.
                    એનું શોધ્યું યે ન જડે કોઇ અંગ.

    ...'વનદેવીને ઉછંગ ઝિલાઇને ખેલે મૃગશાવકની સંગ.'
હોળિકાને ખોળે એને મૂકો:

ભડભડતી જ્વાલાનું ભક્ષ્ય બને
રહે કાંઇ નહિ શેષ.

...'ભસ્મની ભીતર ધ્યાનમગ્ન બેઠો શિશુ
એના કેશને ય આંચ નહિ લેશ..'

તપ્ત લોહથંભને દે આલિંગન તાત,
તારો છે ને તહીં વિપદભંજન?

આરક્ત પ્રકાશમહીં લહે પિપીલિકાતણી હાર પ્રહલાદ,
હર્ષ પુલકિત થઇ જઈ ભરે બાથ.
થંભ નહિ...નૃસિંહનું રૂપ..

ભયભીત દાનવનો ભૂપ
ક્રુદ્ધ
કરે જુદ્ધ ...

એને –
નહિ દિન, નહિ રાત્રિ,
નહિ ઘર, નહિ ઘરબ્હાર,
નહિ અસ્ત્ર, નહિ શસ્ત્ર,
પ્રજાપતિથી નિર્મિત નહિ કોઈ
મનુષ્ય વા પશુ,
નહિ ધરા
– ધરંત
અંતરિયાળ
કાળ.

## મુક્તિ

બંધુ મારા !
સહધર્મચારિણીને કરી રહે તું પણ્ય-અંગના ?
કિયે રે વ્યામોહ બની રહે અસહાય ?
કશી ભ્રાન્તિ ?

જેને પામવાને કાજ હોડમાં તેં ધર્યું'તું જીવન,
એ જ તારો મત્સ્યવેધ.
મુક્તિની તેં ગળે ધરી હતી વરમાળ ...

મુક્તિ –
તારું યજ્ઞફલ
તારો યમદંડ
તારો મત...
તવ તંત્ર મહીં
તારું સત્
તારું ચિત્
ને આનંદ ...
તારું પાશુપત અસ્ત્ર,
ત્રિસિદ્ધ શકિત –
તારી સહધર્મચારિણી...

બંધુ મારા !
સ્વકીયાની માંડી તેં આ મંડી ?
કયા વૈભવને કાજ ?
કયા અહંકારથી
આ ખેલાય જુગાર ?

કહીં તવ ધૃતિ,
કહીં ક્ષેમ,
નિગ્રહ નિરોધ ?
દૃષ્ટિ કાલાતીત કહીં ?
કહીં ઉપભોગ ?

મુક્તિ ન્હોય પરિગ્રહની શૃંખલા;
વિક્રયની વસ્તુ.
મુક્તિ ન હુંકાર.
સમગ્રથી કરે જે વિચ્છિન્ન
એ ન મુક્તિ
એ ન ભુક્તિ
અમથો આભાસ...—એની
અભાવની ઉગ્ર યાતનાની ભીડાય જે ભીંસ ...

સમ્મુખ છે કયો યક્ષપ્રશ્ન જેનો ઉકલે ન ભેદ ? –
હતપ્રભ જે કારણે પડે તું નિષ્પ્રાણ ?
તવ શક્તિ થકી ક્યાંય વિશેષ ન કશું વિશ્વમહીં.
જેનું પાણિગ્રહણ તેં કીધ તેનો સાહી રહે કર.
ભેદને વિચ્છેદ
બંધુ,
તારે વશ સહુ ચરાચર.



## બલરાજ કોમલ

---

### અકેલી

પરદેશી
જરા તો ઊભા રહો !
જાણું છું હું પરાયી છું તમારે માટે.
તોય ય તે જરા રહી જાય જરા.
આંસુભરી આ કથની સાંભળીને
સાથે લેતા જાવ દર્દનો આ ગુરુભાર.

કોઇ નથી મારું આ દુનિયામાં.
મારે મા નહીં,
મારે બાપ નહીં,
મારે બહેન નહીં,
દૂધિયા દાંતે હસતો નાનો ભાઇ નહીં.
મારા નારીત્વને નહિ ગર્વ, નહિ મર્યાદા.

એ ઘર નથી, જેની સ્નિગ્ધ છાયામાં
હાલરહાલની સ્વરલહરીને સાંભળતી
ફૂલ ચૂનતી હતી
ગીત ગાતી હતી
હસુ હસુ થઇ રહેતી હતી.
આજ એ કાંઇ નથી
આજ એ કાંઇ નથી.

મારી માના, બાપના,
માસુમ ભાઇના ખૂનથી
આતંક છે પીડિત
આજ મારી નજરની ઉજ્જડતા...
થોડી વેદનાભારી યાદથી ભરી છે.
આજ મારા ઉમંગનાં સૂકાં કમળફૂલ
છે દર્દના આંસુથી સિંચિત.
આજ મારા તડપતા સિસકાર
તારતૂટી વીણાની ફરિયાદ છે.
બીજું કાંઈ છે નહિ.
ભૂખ ભાંગતી નથી.
અંગ પર ઓઢણુ નથી.
નથી કાંઈ આશા.
આજ દુનિયામાં મારું કોઇ નથી.
દુનિયામાં આજ મારું કોઈ નથી.

પરદેશી
જરા તો રોકો ચરણની ચાલ.
સાંભળતા જાવ આ
આંસુ ભરી કહાની.
સાથે લઈ જાવ દર્દનો
આ ગુરુભાર.

મારી મા બનો
મારા બાપ બનો
મારી બહેન બનો
નાનો માસુમ ભાઇ બનો

ને કલ્પનનું
અંધકારને કોરી કોરી
ઝળહળ ઝળહળ
નિર્ઝરવું.

•

## નોંધ

ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષ (સને ૧૯૬૭) માટે બે વિભાગમાં વહેંચી નીચેના સમીક્ષકને સોંપવામાં આવ્યું છે.

### પહેલો વિભાગ

કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મતત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળ-સાહિત્ય, પ્રવાસ વગેરે.

### વિભાગ બીજો

વિજ્ઞાન–ભૌતિકવિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીર-વિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીયસાહિત્ય વગેરે.

પ્રો. ચંદ્રકાન્ત ત્રિકમલાલ શેઠ
વિઠ્ઠલભાઈનો બંગલો,
વિઠ્ઠલપાર્કની બાજુમાં, બળિયાકાકા પાસે
કાંકરિયા, અમદાવાદ-૧૭

પ્રકાશકોને આગ્રહપૂર્વક વિનંતી કરવાની કે એમના તરફથી પ્રકટ થતાં પ્રકાશનો પ્રકટ થાય કે તરત ઉપર જણાવેલા સરનામે તે સમીક્ષકને મોકલી આભારી કરે; જેથી સમીક્ષકને સમીક્ષાના કાર્યમાં સરળતા થાય.

‘ કવિતામાં બે જાતનો વિશ્વાસ હોવો જોઇએ : (૧) સૂચન પહોંચાડવાની શક્તિ મારા શબ્દોમાં અને શબ્દરચનામાં છે એ એક વિશ્વાસ; (૨) અને મારા શબ્દોમાં જે સૂચન હશે તે ઝીલવાની શક્તિ મારા વાચકોમાં કે શ્રોતાઓમાં છે એ બીજો. ’

કાકા કાલેલકર

---

સ્થલપ્રદાન

સિંધ આયુર્વેદિક ફાર્મસી

કવિલોક : દ્વૈમાસિક   તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા.   લવાજમ ભરવાનાં સ્થળ

(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) રાજકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧ માળે, ૧ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.



આ અંકમાં

ઉશનસ્

નિરંજી ખૂચ

ભીખુ કપોડિયા

હસિત બૂચ

રાજેન્દ્ર શાહ

યોસફ મેકવાન

જગદીશ ત્રિવેદી

ગીતા પરીખ

ઉસ્માન પઠાન

શ્યામ સાધુ

આવરણચિત્ર:મધુપી-પવનકુમાર જૈન

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૬૦

વર્ષ ૧૦ : અંક ૬ નવેમ્બર–ડીસેમ્બર : ૧૯૬૭

## ઉશનસ્

### અપરાધી પ્રીત

આપણુ બેનું આમ જ, એ પણુ કોઈક પ્રેમ સગાઇ.
હું અપરાધી રીઢો ને તું અનંત ભલમનસાઇ.

તું જે જે કંઈ સ્થાપે નિતનિત, વળી વળી તે હું ઉથામું;
નિરાંતથી તોડી રહું તારું શાસન તારી જ સામું.
એ તારી તો હાર હશે જો જૈશ જરીય ખિજાઇ. –હું

તારી પ્રેમ નીતરતી આંખે અઢળક માફી જોઇ,
ભૂલ ઉપર ભૂલ કરી રહ્યો છું પ્રિયતમ, જાણી જોઇ.
મુજ અપરાધે કસી રહું તવ હેતતણી સરસાઈ. –હું

તવ અપરાધ કરીને તારાં ઢૂંઢું નયનો વત્સલ,
જરીય જો જોઈશ કઠનાઇ, તો આંખે અશ્રુજલ.
તું મુજથી – જેવો છું તેવો – આખર જૈશ જિતાઇ. –હું



# નિઝરી ધૂચ

### ધુમ્મસ

વૃક્ષની શાખાઓના આઘાતે
શતમુખ ખંડિત
સૂર્ય
પૂર્વને ઉંબર ઊભો
વરસાવે આભાસ :
ધુમ્મસ કે આકાશ ?

૨

હાશ !
હરહમેશ ઝૂમતું માથે આકાશ
રહ્યું નથી હવે;
અહીં ઉપર નીચે બધે
નવું જ આકાશ–
ઝાંખું, ભીનું, ધુમાડિયું, નવું આકાશ
આજ રવડે, રખડે.

૩

વાડામાં કોળ્યા શેતુરને પાન,
મારા ટેબલલૅમ્પના બંધ બલ્બ પર,
થોડે દૂર ખડાં ઝાડવાંની આસપાસ
પેલા છજાના કઠેરા પર
સેલતું, ચોર પગલે ઠેકતું–
દેખાય ધુમ્મસ : નર્યું ધૂંધળું આકાશ ?

આકાશનાં જામ્યાં ચોસલાં
સૂરજ અંતર્ધાન,
ધૂંધળા સૂરજનું અંતર્ધાન અસ્તિત્વ
દીવાલ પર ટપકે.
ધુમ્મસમાંથી નીતરતા
વૃક્ષના આકાર
ફરી પાછા સૂર્યના ખંડિત ટુકડા વીણું.
આકાશનાં ચોસલાં
વહી જાય
નદીની વેળુમાં;
નીતરી હવાનો હાશકારો
પડઘો પાડે એકાન્તની ખીણ.

## સ્તબ્ધતા

સમી સાંજે
આંબલીને પાંદડે ટપકતા
અંધકારના અવાજે
આંદોલિત સ્તબ્ધતા,
મધરાતે કોકડું વળી,
અંધકારના નિઃસ્પંદ સરોવર કાંઠે
સૂતી, ઊંહકારો ભરે.

•

## ભીખુ કપોડિયા

---

### તર્જ

સવાર
શાંત, અભિરામ.
    સરોવરની સપાટી પર
    રક્તવર્ણું બિંબ
      -પદ્મશું-
  આદિત્યનું હ્રસ્વ તરવરે.
તરુની
  ડાળે ડાળ
      પર્ણે પર્ણ
  વિહંગના
  મંગલ શબ્દ ઝૂલે.
                    – ગેરુ ગવન
  – કો'ક સુડોળ બદન પરનું –
  હવાની મત્ત લ્હેરખીમાં
      અનવરત
      ફરફરે ...
જલ-સ્નિગ્ધ કાય
    હજુ કંપન
    અલકલટથી
  (તૂટેલ હારનાં મૌક્તિકશાં)
      જલબિંદુ
      ટ...પ...કે...

—જેમ ભીતરમાં
નર્યું સંવેદન—

શાંત ક્લાંત સર્વ
નરી નીરવતા વ્યાપી રહી

નહીં કોઇ ગવન, જલબિંદુ
ન વા સંવેદન કશું
રે મનોગમ્ય કોઇ દિવ્યાલાપની
ત્યાં
પ્રગટી રહી
ઋજુ
—તર્જ.

## સૂરજ

સમી સાંજથી પાંપણમાં સૂતેલો સૂરજ,
સારસનો લઇ કંઠ સવારે ઊડે સૂરજ !
ઘાસઘાસ પર બેસી ઝીણું મલકે ઝાકળ,
તલનો થઇને દાણો તળિએ બૂડે સૂરજ.
ખાવળિયાને ઠૂંઠેથી ફેલાતો જાણે
હોલાનો ઘુઘવાટ સુણીને બીતો સૂરજ !
થાક્યો થાક્યો શ્વાન ખૂણામાં હાંફે એકલ,
જીભ-ટપકતાં ટીપાંને શું પીતો સૂરજ !
સાંજે પડયે આવીને ગોધણ બેઠું પાદર,
ઝાલર ટાણે શીંગ બનીને ઉછળે સૂરજ !
તુલસીના કૂંડામાં આવી પલકે ઝીણું,
રૂપ દીવાનું લઇને કાજળ નીતરે સૂરજ !

# હસિત બૂચ

## જેને

મનગમતી મળતી ક્ષણ જેને
ક્ષણ ક્ષણમાં એ મ્હાલે;
અંધારાના વગડામાં એ
કિરણ કેડીએ ચાલે.

એને આભ દિયે છે મારગ,
ક્ષિતિજ ટૂંકડી લાગે;
અજબ અમલચકચૂર રહી, એ
મસ્ત નિરંતર જાગે.

હમસફરી સહુ હમેશ એની
અમીપિયાલી ચાખે;
ભર્યું ભર્યું હૈયું એનું, ના
કશું ય છાનું રાખે.

દઈ ગગનને તાળી, ભરશે
જગને નૂતન તાલે;
ગીત આજ એ ગાશે, એનો
ધ્વનિ ગુંજશે કાલે.

# શશિર

શિશિર વિરહનો સહું;
તડકે ફરું,
રાતને આજવાળે-અંધારે
એનું સુપત હેત હું લહું.

ભરબપોર હું ફૂંકે યાદની
એકલ એકલ વરું,
શમણુંનો કાવો સવાર ને
સાંજ પિયાલે ભરું;
હવે રહ્યું ક્યાં પિયારકું કંઇ ?
સર્વ આપણું થયું.

આંખ ખિડાતાં, ઊંડે ઊંડે
કોઇ લપાઇ ગયું;
અદબ ભીડું, ત્યાં કોઇ બાહુમાં
રમી ભિડાઇ રહ્યું;
કહું ભલે ના: કોણ! છતાંયે
મૌન કૂજ્યા કરું.

## રાજેન્દ્ર શાહ

### શિવસેના

ક્યારનું યે પૂરું થયું જુદ્ધ –
ક્યાંય નથી દુશ્મનનું દલ
માથાહીન તો ય હજી લડી રહ્યાં ધડ !

વીંઝાય જે શસ્ત્ર
તેની અડફેટે આવી જાય નિજ માત્ર પક્ષ,
મૃતકની શક્તિ અવ આત્મીયઘાતિની.

વસતિનું સ્થાન
નિવારણ વિણ
બની રે' સ્મશાન.

•••

અસંતૃપ્ત વાસનાની નહિ કોઈ ગતિ
પ્રેત્ય બની ઝૂરંત શાશ્વતી.
સદ્ય એને દેવા રહ્યો અગનસંસ્કાર...
જેણે
સ્વધાની સંગાથ એનો રથ
જાય દોડી
જાય દોડી ઈતર ભુવન તણે પથ.

## માગશરે મેહ

હેમંતની હવાને શિશિરનો લાધ્યો છે સંસ્પર્શ.
વનકુટિરને ઉંબરે બેઠી ઘઉંનાં ખેતર પર ઝૂમતું જોઉં છું
વડીલની છાયાસમું મધ્યાહ્નનું તેજ.
અવાચક હેતની સભરતા... ઝીલી
ઢળી ઢળી જાય જરા નેણ.

એવે
દૂરને ગગન- સીમની એ પાર થકી આવી રહ્યો
લહુ શ્વેત રથ.
ધી...રે ધી...રે
આવે અહીં કને
ક્લાન્ત મેહ
ભૂલ્યો નિજ પથ.
ઝરી ઝરી જાય એનાં ઝરમરજલ.

મયૂરિણી ભૂમિ એનું પાન કરી ભીંજવતી હૃદયનાં દલ.

## રાજેન્દ્ર શાહ

---

### શિવસેના

ક્યારનું યે પૂરું થયું જુદ્ધ –
  ક્યાંય નથી દુશ્મનનું દલ
    માથાહીન તો ય હજી લડી રહ્યાં ધડ !

વીંઝાય જે શસ્ત્ર
  તેની અડફેટે આવી જાય નિજ માત્ર પક્ષ,
    મૃતકની શક્તિ અવ આત્મીયઘાતિની.

વસતિનું સ્થાન
  નિવારણ વિણ
    બની રે' સ્મશાન.

...

માથાંહીન ધડ
  આહુત જીવનતણી અફલ આકાંક્ષા
    ધરે વૈતાળનું અપાર્થિવ બલ.
રણ નહીં ઘરાંગણે ઘાવ ઝીકી ઘૂમે
    એને કરવાં વિવશ.
ઘડીભર દિયો અવકાશ રિક્તિ
    ( અવકાશ રહે અણુછેદ )
ઘાવના આધારહીન આવેશ તે ઢળી જાય ધરાને શયન.

અસંતૃપ્ત વાસનાની નહિ કોઈ ગતિ
/ પ્રેત્ય બની ઝૂરંત શાશ્વતી.
સદ્ય એને દેવા રહ્યો અગનસંસ્કાર...
જાણે /
સ્વધાની સંગાથ એનો રથ
જાય દોડી
જાય દોડી ઈતર ભુવન તણે પથ.

## માગશરે મેહ

હેમંતની હવાને શિશિરનો લાધ્યો છે સંસ્પર્શ.
વનકુટિરને ઉંબરે બેઠી ઘઉંનાં ખેતર પર ઝૂમતું જોઉં છું
વડીલની છાયાસમું મધ્યાહ્નનું તેજ.
અવાચક હેતની સભરતા... ઝીલી
ઢળી ઢળી જાય જરા નેણ.

એવે
દૂરને ગગન- સીમની એ પાર થકી આવી રહ્યો
લહું શ્વેત રથ.
ધી...રે ધી...રે
આવે અહીં કને
કલાન્ત મેહ
ભૂલ્યો નિજ પથ.
ઝરી ઝરી જાય એનાં ઝરમરજલ.

મયૂરિણી ભૂમિ એનું પાન કરી ભીંજવતી હૃદયનાં દલ.

ઝિખરે બેઠી હું લહું
    ઉઘાડાં લોચને કશી ભાનવની ? !
        –વહી વેળા...
            –ક્યાંય નહિ મેહ.
આંહિ
ભૂમિનો સોડમભીનો દેહ.
નમતા બપોરતણી . છે નમણી છાયા.

ઘઉંનો બંધાશે કેવો ગર્ભ ?

વનરાઇમહીં કોઇ ગભીર હલકે બોલે હોલું.
માણી એનો મર્મ
પાતળી રેખાનું પેલું, હોલઓલ નાચે, લીલું શેઢે ઊગ્યું દર્ભ.

o

# યોસેફ મેકવાન

## સમકાલિનોને

સમકાલિનો હે !
ચાલો, આપણા હાથ-પગ-આંખમાં શબ્દો વાવીએ !
ઊગશે વૃક્ષો
બનીશું આપણે જ તેનાં ફળ.
ભાષણોના બગીચાઓમાં
માઇક પંખીઓનો કલબલાટ
અસહ્ય - અસહ્ય - અસહ્ય-
એથી ભલું પુસ્તકોનું વન
વનના જંગલી પ્રાણીઓનો ડર ઓછો લાગે-

સમકાલિનો હે !
આવતી કાલનો આયનો તોડો
જૂઓ-આપણામાં જ ભડકે બળે છે વિયેટનામ
પ્રકાશિયા અંધારમાં ઘેરાયેલાં આપણે
મૌનના મંદિરમાંથી બ્હાર આવી
સૂર્યને શ્વાસે શ્વાસે પીએ-

સમકાલિનો હે !
થરકાટ કરતી આ સમયની ટ્યુબલાઇટના
તેજનું
કરી ઓપરેશન
બહાર કાઢીએ કંઇક-
સમકાલિનો હે ચાલો !

## જગદીશ ત્રિવેદી

---

### બારીના બે સળિયા વચ્ચે

બારીના બે સળિયા વચ્ચે
શૂન્ય સાંકડું
ઝપટ વેગથી ભીતર ધસવા
અજાણ્યું બ્હાવરું કોઈ વિહંગ
(ક્યાં ક્યાંના એ તરતા તરતા રંગ)
ગોથ મારતું
ઓલાં ખાતું-હૃદય હાંફતું
અડધું અંદર-અડધું બ્હાર!

સવેગ સરતો–
કેટકેટલા કાળ પછી ત્યાં વિહંગ રંગે–
અડક્યા મારા હાથ!

નભને ક્યાંથી અડક્યા મારા હાથ!



# ગીતા પરીખ

---

## ફૂલ

ફૂલ, તમે હૈયાને હારે ગૂંથેલ છો,
ફૂલ, તમે ફૂંણી ફૂંણી લાગણીની હેલ છો.

ફૂલ, તમે મમતાળુ આંખડીનું નૂર છો,
ફૂલ, તમે ભર્યોભર્યો ભાવભીનો સૂર છો.

ફૂલ, તમે વ્હેતી સુગંધની લહેર છો,
ફૂલ, તમે માટીમાં ઇશ્વરની મ્હેર છો.

ફૂલ, તમે પારણિયે પોઢેલું વ્હાલ છો,
ફૂલ, તમે અંતરિયે ઊડચું ગુલાલ છો.

ફૂલ, તમે પાંખડિયે ખીલી કુમાશ છો.
ફૂલ, તમે બાગબાગ રમતી સુવાસ છો.

## ક્ષિતિજે

ક્ષિતિજ વરસે રૈન ઝીણુરા દીવા ઝલમલ થાય,
કાળી-ભમ્મર તો ય તેજથી આછી મરકે છાંય.

,

ભરખી તાપે સીમ, હવા પણ ભડકે બળતી જાય,
દૂર સમંદર પાર અદીઠી વાદલડી બંધાય.

ઝંખાયાં ચખ-તેજ, નયન બે અંધારે ઘેરાય,
ઝંખું અંતર-જ્યોત વાયરા જ્યહિં ન જગના વાય.

•

કાળે કીધો ગ્રાસ, ડૂસકાં અંતરમાં રૂંધાય,
કદી ન સ્પર્શ્યો ક્લેશ તેહને ઓળખવા મન ચ્હાય!

•

---

## લવાજમ અંગે

આ અંક સાથે કવિલોકનું દશમું વર્ષ પૂરું થાય છે. આગામી વર્ષનું આપનું લવાજમ (ગત વર્ષનું બાકી હોય તો તેની સાથે) મોકલી આપવા અમારી નમ્ર વિનંતી.

મહેન્દ્ર ભગત
મનુ ત્રિવેદી

---

# ઉસ્માન પઠાન

## જવું છે ક્યાંક

જવું છે ક્યાંક મનને તરવરીને !
હસે જો ખુદબખુદા ઉર પર કરીને !
ઈરાદો આંખનો જાહેર કરું છું,
ઘડીભર હાથમાં મહેંદી ભરીને !

ચરણની રાખમાં પુષ્પો છવાયાં,
નજર રાજી થઈ ખુશબો હરીને !
અડે છે આભને છોગાં નયનનાં,
કોઈની જિંદગીનાં ઘર કરીને !

સુમન મારગનું હૈયું છાવરે છે,
નમે છે કંટકો મુજરા ભરીને !
પ્રતિમા રંગને પગભર કરે છે,
હથેળી આયના સામે ધરીને !

વહે છે આભમાં આરસનાં ફોરાં,
પ્રતિબિંબોના ટુકડા પાથરીને !
આ અશ્રુ નહોય મખમલનું હૃદય છે.
કિનારે આવે છે વૈભવ તરીને !

તંત્રી મંડળ
જયંત પારેખ
પ્રિયકાન્ત મણિયાર
ગ્રંથાવલોકન
ભોળાભાઈ પટેલ
રઘુવીર ચૌધરી
કવિતાના વિશ્વપ્રવાહો
નલિન રાવળ
વ્યવસ્થા
મહેન્દ્ર ભગત
મનુભાઈ ત્રિવેદી
સહાયક
પ્રબોધ પરીખ

આ અંકમાં



આવરણ : ગિરનાર, વૃંદાવન સોલંકી


કવિલોક : દ્વૈમાસિક    તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧માળે, ૧ ભાસ્કર લાઈન, ગામદેવી, મુંબઈ ૭.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

# કવિલોક

## ૬૧

વર્ષ ૧૧ : અંક ૧ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૬૮



જગદીશ ભટ્ટ


### વૃદ્ધની નજર

નજર બિચારી રસ્તા વચ્ચે
સાવ એકલી, આજુબાજુ
ઊભી થાતી હારમાળમાં
કૈંક અદીઠાં રૂપ ધરીને,
છળતાં જાતાં નીર સમયનાં,
પડઘા ઊઠે પડઘા ભાગે.
એકલતાનું ભુત આવરે,
અંધકારનું શૂન્ય સાંપડે.
કરાળ ગરજે ત્રાડ પવનની !
ગત સમયનાં ગાત્રો ગળતાં,
ગળતાં ગળતાં વરસો ગળતાં,
પાણી જેવી પળ પળ સરતી.
પાંપણમાંથી કાજળ ઝરતી.
કરાળ ગરજે ત્રાડ પવનની !
નજર બિચારી...સાવ એકલી...

## સંભારું તુંને

ખોરડાની ભીંતો કાં મલકે છે આમ આજ ?
મીં નીંદરમાં વાતું કીધી નથી.
ઊગતા સૂરજની હામે
હેલ ઝબકારું તી શેણુ ?
કી આ લીલા થુવેરની ડાળે
ગઈ કાલનો કાગડો બેઠો નથી.
તડકાને મેલી આંખ્યુંની ઓસરીમાં
ને કીધાં કમાડ બંધ;
પછી સીમની હાવ સુકી તેં ભરૂ વાટ ફેંદી વળી,
પણ મીં તો તારો પડછાયો દીઠો નથી.
પોટકી છોડીને બેઠી સંભારું તુંને.
ઓલ્યા સૂરજના હમ
હેઠ બેસીને મીં સંગ તારી સૂંઘ્યો'તો
પીપળની ડાળે તી છાંયડો ફેર ફૂટયો નથી.

## ખેતરમાં પગ મેલું ને

ખેતરમાં પગ મેલું ને
મને તું તરસની જેમ વીંટળાય.
તારા હાસ્યનું એક મોજું
ફરી વળે ખેતરમાં ને
પાડયા ચાસ તો વેંતે'ક ઊંડેરા ઊતરી જાય.
ટહુકાની જેમ
તારા કંઠમાંથી શબ્દો
દાણો દાણો થઈ

ખેતર વચ્ચે વેરાઇ જાય.
તું ઓરી આવે ને
તારા પગની પાનીએ ખાંધ્યા શેઢામાં
આખી ય સીમ રણુકતી થાય.
વણખોટી વીરડી જેવી
તારી આંખોમાં મને
ખેતર તરતું દેખાય.

## તમારું નામ

સાંકળ પર બેઠેલા તમારા મૌનને
ખખડાવી આખી રાત
તમારા દ્વારથી
હું પાછો ફર્યો છું સવારના.
અસ્તવ્યસ્ત પથારીના જેવું
ચોમેર પથરાયેલું આકાશ
મને દેખાય.
વાદળના ઢગલાઓ
ઓઢી લેવાનું મન થાય.
(ઝાકળ જેવા ભીના શબ્દોનો ભાર
આંખથી કેમ ઊંચકાય ?)
તમારાં પગલાં જેવું આંગણુ
દૂર દૂર સરકતું દેખાય.
તમારું નામ
નીંદર થૈને મને વીંટળાય.



## નલિન રાવળ

### બે દારૂડિયા : (પવન જૈનનું એક ચિત્ર)

આકાશી કાગળના કોરા ટુકડા
ઉપર
પવનપીંછીએ આંક્યું,
ઇવની છાતીમાંનાં સફરજનોના વનના જેવું
ઝૂલતું મોહક અંધારું.
એ
અંધારામાં ઊછળે
રાતરાણીનો કુંતલદરિયો;
દરિયે તોફાની વડવાનલ.
ઊગ્યાં વડવાનલમાં કાળાં મ્હોળાં તીવ્ર ચમકતાં ઝાડ,
ઝાડ બે
હાથ મહીં બે હાથ નાખીને ડોલે,
એ બે એકબીજાના કાન મહીં કૈં બોલે,
બે નયન મત્ત ઘેઘૂર ઘૂમવી દોડે,
પડે આખરે ભટકાતાં;
જઈ ક્ષિતિજ ઉપર પછડાતાં;
ઊછળી તારકઝૂમખા તોડે,
પીએ,
ચંદ્ર નશામાં ચૂર
ગરજતું ગીત ગાઈ એ
કોઈ મનમાં સ્વપ્ન બનીને સૂવે.

# જ્યોત્સ્ના મિલન

## એક કાવ્ય

ટહનીકી નસોંમેં
દબતા સિકુડતા
એક આકાશ !
આકાશમેં ઉડનેકા આકુલ
પાંખોંકા વન
　　　　બંદ... !
સુબહ દિખા
ટહનિયોંસે નિકલ નિકલ કર
વૃક્ષકે ચારોં ઓર
　　　બહ રહી હૈ અવકાશનદિયાં
ઔર ટહનીકે પોર પોર
ખસ ગએ હૈં પાંખી
ઉજલે લવેન્ડર રાગ
　　　કઇ આકારોંમેં......
શાખાન્તરાલોંમેં
　　　ડૂબતે ઉતરાતે
　　અપના આકાશ રચતે...!
'લાતા હૂં મૈં કુછ પાખી તુમ્હારે લિએ'
　　　કહ ગએ થે વે...
આએ તો બિછા દી હથેલિયાં મૈંને...
ખોલે

હાથ ઔર ડાલકે ખીચકી
નન્હીસી દૂરી
કિ હિલા પંખવન
ઔર
એક એક કર
ઉડ ગએ સબ ફૂલ પાંખી
દૂસરે આકાશ તક!
કાંચનારકી આંખે રીતી,
ફૈલ ગઈ સૂની હોકર
એકાંતકો દો કિનારોંમેં બાંધતી
રંગારંગ શૂન્યકે પાંખી
રચતી, ઉડાતી, થામતી
કાંચનારકી યે
રીતી આંખે......

મન

કિસી બડે મકાનકા
એકાકી વાતાયન.
ક્ષિતિજ કે ઉસ પાર તક
લહરાતા જલવન,
ઉડનેકો આકુલ.
પાખોંકા સિહરતા તન
શૂન્યકી પાંખુરીકો
કૈંપા જાતા
આલોકિત ક્ષણ
યહ મેરા મન...!

# ભીખુભાઇ કપોડિયા

## સાયુજ્યમાં

શીળી પ્રસન્ન નભથી ઝરતી સુમંદા
શી અમૃતા મદિલ ચોગમ ઇન્દુ કેરી !
કે સ્પર્શથી કિરણ ઝંકૃત પોયણીશી
ખીલી રહી દયિત ! તું અવ જેમ ચંદા.
કો કન્યકા સમ ધરી કર વાદ્ય ઊભી
જો યામિની ગહન ગાનપયોધિ ડૂબી !

ને વાયુને લહર તાલ ધરી સુમંદ
તું કંઠથી દયિત, છેડત દિવ્ય છંદ.
વ્હેળા વિષે મધુર શો ધ્વનિ મંદ ઊઠે
ને વૃત્તિના મુજ સુકોમલ બંધ તૂટે,
સાયુજ્યમાં નિમિષ સૃષ્ટિનું ભાન ભૂલ્યાં,
ને નેહથી ઉભયનાં દગ બે ય ઝૂલ્યાં.

આ સૃષ્ટિ ગાનરસસિંધુ મહીં વિલીન.
જંપેલ તે જલધિ, આપણ એક મીન.

## આભ ઝરે અંધાર

આભ ઝરે અંધાર
રહી રહી આભ ઝરે અંધાર...
સાગરના નીલ જલમાં ડૂબી બીજની સોનલ ધાર.

વંનવાયુને વ્હેણુ
ભળી જ્યાં રાતરાણીની મ્હેક,
કોઇ લીલેરી ડાળથી
ખરે મોરલા કેરી ગ્હેક.
શમતી અવ હિલચાલ વનેવન, રેણુ વહે મંદાર...

દૂર અંકાશે તારલ
એકલ, પલકે એનાં નેણુ.
તમરાં કેરા તાલે
ઊઠે રણુકા માઝમરેણ,
એકલતામાં ઝૂરતી દ્વારે આંખડીઓ સંધાય...
આભ ઝરે અંધાર...

## આખું યે વંન લઈ

આખું યે વંન લઇ ઊડચું વિહંગ...
ટહૂકા ઝરે છે કાંઇ લીલા કે આભમાં
અંકાયા રઢિયાળા મેઘધનુરંગ...

કાળુંડિબાંગ આભ દૂઝ્યું દખ્ખણુમહીં
મોકળું મેલીને કાંઈ મંન,

પંખીના નીડ થકી છટકચો, પેઢેલ જરી,
રોકચો રોકાય ના પવંન.
લાખલાખ શમણુાંનો રંગ ધરી અંગ
હવે ઝીણું એકલ કોઇ ભમતું પતંગ...

ઊંડું આકાશ ભરી આવ્યો આંગણુ
મોર, ખેરવીને જાય એક પીંછું,

હળવેથી ફૂલશું ઉપાડું, શમણાંની કોઇ
તાણી લકીર નેણ મીંચું:

ટહૂકો મેલ્યો ને આભ કોળ્યું કે કલગીમાં
ફરકે છે આખા યે વનનો ઉમંગ...

હજી ય...

ગલૂડિયાની
ગોળ ગોળ આંખોમાં
ઝીણું મલકે મારું મન;
કે રંગીન આનંદ મારો
-વ્હેતો રાખે
વાડીમાંનો પતંગિયો પવન!

વડલાની વડવાઇ મહીંના
દૂધ સરીખું
ધસમસતું મુજ નસમાં યૌવન
-ચડતું ઝોલે;

હજી ય તો ય
ખિસકોલી તો
આવીને મુજ શૈશવને આંદોલે!

•

# શકુર સરવૈયા

## વાયરે બેસી

વાયરે બેસી ઊડતું મારું મન.
પીપળપાને અટવાતું ને તડકાની જેમ લાગતું પીવા ઘાસ,
શેઢે હોય તો ગોતીએ એને વેરાઇ જાતું, ખેતરે ફૂટ્યાં ચાસ,
આંખમાં મારી ગોપવે આખું વન.
વાયરે બેસી ઊડતું મારું મન.

ગામથી દોડે વનમાં ત્યારે રસ્તે ઓઢેલ ખેંચતું આવે ઢાળ,
બોલ સૂડાના ઝીલવા આવેલ આભને બાંધી ઝૂલવે ડાળે ડાળ,
બોલથી વનને લીંપતું મારું મન.
વાયરે બેસી ઊડતું મારું મન.

તળાવકાંઠે સૂઈ જતું ને શેવાળ સાથે કરતું મીઠી વાત,
તણખલાના પડછાયાની જળની ઉપર ગૂંથતું ઝીણી ભાત,
જળનાં ઊંડાણ ઝીલતું મારું મન.
વાયરે બેસી ઊડતું મારું મન.

ફરતું ફરતું ડુંગરે ચઢી કોઈ ભેરુને પાડતું લાંબો સાદ,
પડઘા પાડી ડુંગરા હસે, એકલા મનના આવડા તે હોય નાદ !
પડઘા વીણે એકલું મારું મન.
વાયરે બેસી ઊડતું મારું મન

•

# લિલિયન મોરિસન

---

## મીન

હું છું લાવણ્ય, પ્રલોભક, વંચક
મૌક્તિકે આસીન.

લોચનમહીંનું લક્ષ્ય,
ક્યારે ય નહિ ગ્રાહ્ય.
જે મને સાહે છે એનું જ છે અસ્તિત્વ.
મને ધારી રહે જલ. જલ જે ઠારે છે

સૂર્ય અને સળગંત તંત.
રતિ મારી શીતલ અગન.

## અનુબંધ

અહીં
કોણ કોને બાંધનાર
હે મીન, બંદી તું
કે વશીભૂત હું ?

ખરેખર અધીન હું તને,
તારી અશબ્દતાને,
તારી પ્રભામય પાંડુરેખાને.

મૌનને છંદ
આપણો અન્યોન્ય વિલાસ.
લહર નીરવતાની
લહર ઇહાની.

## પેલા તળાવ પર

નિતાન્ત છે શાન્તિ
પરિસર મહીં
કાલની ભીતર
જયહીં એક મીન
તરે વિહરે ધુતિમંત
જાણે એક સર્વકાલીન
સ્મિત.

અનુવાદ-હ.

•

## રાજેન્દ્ર શાહ

### પૂતનાનો પ્રેમ

માતૃત્વથી પરું ન શાસન
ઉછંગમાં દોલે એનો પ્રેમ
સ્તન્યપાને પુષ્ટિ;
નજરની આવરણરેખા મહીં
શિશુ રે' અભય.

ધરિત્રી –
વત્સલ
કામધેનુ –
કને ખેલી રહ્યું બાળ
બજવી રે' આનંદની વેણુ.

કાલની વિચિત્ર
કોઈ ચાલ
રાજવીને કરે રંક
કારાગારે બંધ !
એનું અસુરને આલી દે આસન.

માયાવી
મોહિનીરૂપે
નવયૌવનનું લાડ
ધરી રહે

તંત્રી મંડળ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

ગ્રંથાવલોકન

ભોળાભાઈ પટેલ

રઘુવીર ચૌધરી

કવિતાના વિવિધપ્રવાહો

નલિન રાવળ

વ્યવસ્થા

મહેન્દ્ર ભગત

મનુભાઈ ત્રિવેદી

સહાયક

પ્રબોધ પરીખ

આ અંકમાં

રાવજી પટેલ

રમેશચંદ્ર શાહ

પ્રાણજીવન મહેતા

ભીખુભાઈ કપોડિયા

ગીતા પરીખ

મુખપૃષ્ઠ : 'સૂર્ય અને બ્રહ્માંડ'

પવનકુમાર જૈન

કવિલોક : ત્રૈમાસિક તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર, વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર પ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) રાજકુમાર લોધા. સુદર્શન બેન્ક કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, રાજસદન, રૂમ ૭, ભાસ્કર લાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

# કવિલોક

## ૬૨

વર્ષ ૧૧ : અંક ૨ માર્ચ-એપ્રિલ ૧૯૬૮


# રાવજી પટેલ

## મણિલાલ

તું કવિતા થઇને
લયલોલું દિલ ખોલ
ડાંગરના ખેતરમાં તડકો થઇને તું પ્રગટેલો
અષાઢના પહેલા વાદળનો રેલો
પીળાં બાવળનાં ફૂલ થઇને મારું શૈશવ ગાતો
અંધારામાં ઊકલી પડતો
કોયલનું ટોળું થઇ મારી આંખે ઢળતો
અડતાં અડતાંમાં તું તડાક દઇને ઊઘડી પડતો
તું મારી માટીનો જાયો માટીના સ્તનમાં
ક્યાં સંતાયો
મીઠા લયના સર્પ-મણિધર
ડસવાનું તું છોડ
હું ક્યાં છું દુર્ભાગી માતા
કે ફરી ફરી
મારા મનમાં જન્મી જન્મી શ્વાસ છોડતો

•

## શકુર સરવૈયા

### એક રાત્રે

સૂનમૂન થઇને બેઠો છું ઘરમાં.
ગરોળીની ભીંટમાં અફળાય દીવાલો.
શગની ઉપર ઉતરડની જેમ બેઠેલા
તમારા શબ્દો મને દેખાય છે.
ત્યાં મારી નજર ચોંટી ગઇ છે.
હવાનાં પડદા પાછળ છુપાયેલો
સમય અડી જાય છે શગને.
શગ હસે છે.
ખણખણાટ કરતા પડી જાય છે શબ્દો.
તૂટી જાય છે શબ્દો.
એનો અવાજ
મને હચમચાવી મૂકે છે.
રાતમાં પડઘાય છે અવાજ.
અને આખી રાત હું
પડઘાનાં સરી જતા ટુકડાને વીણ્યા કરું છું.



# રમેશચંદ્ર શાહ

## બે કાવ્યો

દિન ભટકાતા હૈ
રાત સુલા દેતી હૈ
પ્રકાશ છિતરાતા ઔર
અંધેરા
          ડૂબાતા હૈ

દોનો હી મુઝે મુઝસે
જોડના તો દૂર
ઉલ્ટે ઘટા દેતે હૈં.
ઊંચાઇયાં સોખ લેતી હૈં
          મેરી પરછાહીં તક

ગહરાઇયાં મુઝે ખુદ
એક પરછાંહ બના દેતી હૈ.
ઔર...સમતલ ?–વહ સીમિત હૈ
રેંગનેવાલોં તક

ઔર મૈં
ખડા હૂં
નીચે જો ધરતી હૈ ઔર ઊપર જો આકાશ હૈ
દોનોં સે
અડા હૂં

ફિર ભી યહી પાતા હૂં કિ
ચલના
ભટકના હૈ ઔર સોના
સટકના
મૈં
ભૂલ નહીં પાતા–
એક ક્ષણ કો ભી કભી
કિ જિસ પર મૈં ચલતા હૂં
વહ ખુદ ગોલ હૈ.
વહ ખુદ ચક્કર ખા રહા હૈ.

ઔર સચ પૂછો તો
મુઝે ભી યહી લગતા હૈ
કિ મૈં ભી ગોલ હૂં
કિ મેરી લમ્બાઇ, ચૌડાઇ, ઊંચાઈ
સબ ભ્રમ હૈ
કિ મૈં સિર્ફ ગોલ હૂં
ઔર અપની હી ધુરી કે ગિર્દ
અનવરત
ચકરાતા રહતા હૂં
બિના યહ જાને કિ વહ ધુરી કહાં હૈ?

સચમુચ–મુઝે લગતા હૈ–મૈં
પૂરબ યા પશ્ચિમ
કોઇ ભી દિશા નહીં
કોઇ ભી અક્ષાંશ હૂં
કોઇ ભી દેશાંતર

યા ફિર મૈં
કહીં નહીં
યા
ફિર મૈં વહાં ભી નહીં
યા,
ફિર મૈં માત્ર એક ગ્રહ હૂં
અ
વાં
ત
ર
•

ચઢી ચાક પર
અગ્નિયાં વિશ્વકર્મા
તો
સૂરજ બના

પિણ્ડ ઘૂર્ણ મેં જો
સ્ખલિત, લુંજ હોકર
અધરમેં
અસંજિત
ઝરી
રહ
ગઇ–

ઠંડા કર
સંઝા કર

સિમટ કર
ચિમટ કર–
વે
ધરતી
બની.

સહનશીલતા કા
યહી મર્મ
ક્યા તુમ
સિખાતે રહે
જિન્દગી ભર
મુઝે ?

•

## સમાનધર્માઓંસે

મૈં અપની
બખિયા ઉધેડ કર
ફિર સીના ચાહતા હૂં

ઉસ ખતરનાક મોડ તક
વાપસ લૌટના ચાહતા હૂં
જહાં મુઝે અક્ષરારંભ
કરાયા ગયા થા.

મૈં
કુત્તોં ચૂહોં ઔર ગદહોં કે સાથ હોના
નહીં ચાહતા.

મૈં
ગૂંગા ઔર બહરા હો જાના ચાહતા હૂં
તાકિ
સ્વરોં ઔર વર્ણોં કી
પહચાન કર સકૂં.
ઔર અપને બચ્ચે કો
બારહખડી પઢા સકૂં.

બડે બડે શબ્દરથી આતે હૈં
ઔર ઘર્ઘરાતે ગુજર જાતે હૈં

ભૌંચક્કા
સંજ્ઞાહત મૈં
ખડા રહ જાતા હૂં

ઔર ધૂલ સા બદહવાસ
પીછે પીછે રેંગતા હૂં
ઔર
ફિર બૈઠ જાતા હું
પસ્ત
ઔર લાચાર

મૈં
સોચના ચાહતા હૂં
સમઝના ચાહતા હૂં
કિ મૈં
કયા ચોચત્તા હૂં
કયા સમઝતા હૂં

મૈં સારી અભ્યસ્તિયોં કો
તાશ કે પત્તોં કી તરહ
ભરભરાતે દેખના ચાહતા હૂં

મૈંને કહા થા—
સિર્ફ ઇતના ભર કહા થા
"મુઝે શબ્દોં સે મત ચુનો.
શબ્દોં કો
ચુનને દો
અપને લિએ."

મગર
કોઇ નહીં સુનતા
મેરી
કોઇ ભી નહીં.

હર કોઇ જબ દેખો
મુઝે હર લેના ચાહતા હૈ.
બેચ ખાના ચાહતા હૈ.
ઔર
હર કિસીકે સાથ
અનુપસ્થિત રહને કી
અમાનુષિક વ્યર્થતા
ઢોતે
ઢોતે
મુઝે

ડર લગતા હૈ. મુઝે
બહુત ડર લગતા હૈ

કિ કહીં ઇસ તરહ મેરી નબ્જ હી
મેરે હાથોં સે કભી
છૂટ ન જાય
અબ
સિવા ઈસકે
કોઇ ચારા નહીં
કિ મૈં
ફરાર
હો જાઉં
અબ સિવા ઇસકે મેરે પાસ
જીને કા કોઇ ભી સહારા નહીં
કિ મૈં ફરાર હો જાઉં
ઔર ઈસ તરહ
અપને
આઝાદ હોનેકા
ભ્રમ હી
કમ સે કમ
રચ
પાઉં.

## ખજુરાહો

તેંતીસ કરોડ દેવતાઓં કી કલ્પના
ખચા નહીં સકી એક
સોમનાથ

કટી જીભ
કટે હાથ
મુસ્કાતા રહા કિન્તુ
ઓ રે ઓ કલાકાર
તૂ સદા તુંગમાથ

કૈસી થી ભંગ
જો પચા સકી ઇતિહાસ કા સબસે
સંગીન વ્યંગ

યહી થા પ્રત્યુત્તર ક્યા તેરા ?
—પડી હૈ લૂટેરે કી લૂટને—ખસોટને
તોડને ફોડને
કી ટેવ,

પડી રહે......હમકો ક્યા ?—
શિખર પર શિખર ચઢે. જાતે હૈ અપને તો
કંદરિયા
મહાદેવ !

હાય ! શંકરાચાર્ય !
તુમને બનાઇ સડક ચાર ધામોં કે લિએ
ચાર દિશાઓંકી

કિન્તુ નહીં સોચા—
બિના એક પહિએ કે
ધર્મમય રથ

હોગા કૈસે કૃતકાર્ય
હાય રે હાય ઓ પ્રખર મેધાવી આર્ય !
બંકિમ ચટ્ટોપાધ્યાય
પ્રથમ ઇતિહાસ-ચક્ષુ ! સૃષ્ટા ! (નિરુપાય ???)

તુમને તો કર દિયા
આખિર કિસી તરહ
આનંદમઠ કા

ઉપસંહાર

થોપ ગએ માથે પર કિન્તુ તુમ હમારે ક્યોં
નીરદ ચૌધુરી
પત્રકાર !

# પ્રાણજીવન મહેતા

## એકાન્ત

દીવાની સ્થિર જ્યોતમાં
મારી ઇચ્છાઓ અફળાય.
ભીંત કે છત પર જામેલા
મેંશના થર ઉવેખતો
હું બેઠો છું સૂનમૂન.
તૂટેલાં નળિયાં પાછળ બેસી
ડોકાયા કરતું ચોરસચોરસ આકાશ.
વૃક્ષની
નમી પડેલી એક ડાળ પર કૂંપળ તો
વર્ષા બાદનાં જલબિંદુ શી લહેરાય.
તમારાં પડી રહેલાં પગલાં ઉપર
સાંજ સવારે
તેતર મોર કબૂતર
બેસે ઊડે...
દીવાલ પાછળ દીવાલ પાછળ ... દીવાલ
ક્ષણ તો ચારખૂણે ચકરાવો લઇ ઘૂમ્યા કરતી
ને પથ્થરના પોલાણે
ઘરનું ઘૂઘવતું એકાન્ત.

# તુલસીક્યારા જેવો દિવસ

સાંજ ઢળે ને
તૃણને ઝાકળ પીવાનું મન થાય.
સમયનાં પીળાં પર્ણ ખરે.
( છૂટાંછવાયાં સપનાંઓથી
ખંડેરની એક દીવાલ ઊભી થાય. )
સમડીઓની પાંખે બેઠું આકાશ
વૈશાખી વાદળ થઈને
મારી આંખમાં થંભી જાય.
તમારા ઘર તરફ પગ માંડું ને
ડાબે જમણે હાથ રસ્તાઓ ડોકાય.
તમારે મૌન
મારો શબ્દ ગભરાય.
તુલસીક્યારા જેવો દિવસ
સૂર્યના પડછાયામાં મ્હોરે, કરમાય.

## ભીખુભાઇ કપોડિયા

### સ્વપ્નિલ તું, પ્રિયે...!

સ્વપ્નિલ તું, પ્રિયે !
શાંત છાયામયી.

સ્નિગ્ધ, મુલાયમ ચાંદની રાત્રિએ
કોકિલ શા કંઠથી તું
કદીક છેડતી દિવ્ય રાગિણી,
ને આસોપાલવની ફૂટતી
રતૂમડી પાંદડી શી
તું સુકોમલ અંગિની,
આભઝબોળ્યું ઝીણું
નીલ ગવન ધરીને અંગ
ક્યાંક ધીમે ધીમે થતું તવ પ્રયાણ
– સહ મુજ પ્રાણ

તવ તો
તુજ રૂપ આછું ધુમ્મસી, પરમ મુદામયી.
સ્વપ્નિલ તું, પ્રિયે !
શાંત છાયામયી.
મુગ્ધ, વનકન્યા જેમ તું
મળે પથ મહીં,
સમયની ત્યાં થાય હાર......ને
બે હસ્તના આપણ
ક્ષણ પરોવેલ તૂટે પછી અંગુલિબંધ.

ડોકને તું, પ્રિયે! મયૂરી શી
દઈ મચક પથ વળોટી જતી ત્યાં
શા દૃષ્ટિના રેશમી દોર પ્રલંબ...?
ને—
ધુમ્મસ જેમ તું
ઓગળી જતી જનપ્રવાહે
ક્યાં ય......
ક્યાં...ય...
તુજ કીકી સ્વપ્નભર શાંત, અજબ માયામયી.
સ્વપ્નિલ તું, પ્રિયે!
શાંત છાયામયી

## ડાળથી ફૂટયો

ડાળથી ફૂટયો તડકો ઝીલે ઝરણું ઝીણી ભાત,
જલના ઝીણા પડછાયામાં અટવાતું પરભાત.

આભલું કોરું કટ
કે હવા હળવે હેલે વહેતી
સૂરજની લખપગલી
ઝાકળઝજલમાં ઝિલાઇ રહેતી
તડકો રાતું ફૂલ કે એ તો ગુલમહોરની જાત!
જલનાં ઝીણા પડછાયામાં અટવાતુ પરભાત.

આંખલે બેઠી મંજરી
દલેદલથી ફૂટે વાણી,
પાંદડાં પાડે પડઘા કોયલ
ક્યાંય ના રહે છાની.
ટહુકે ભળ્યા આભમાં ભીના પડઘા, ભીની વાત!
જલના ઝીણા પડછાયામાં અટવાતું પરભાત.

## ગીતા પરીખ

---

### મળી દૃષ્ટિ......!

મળી દૃષ્ટિ ત્યારે સઘન ગરજ્યો મેઘ નભમાં,
અનેરા આષાઢે સભર છલકી ધન્ય ધરણી
અને તેજીલી શી ઝબકી ચમકી વીજ ગગને,
અહો મસ્તીઘેલાં સજળ ઉમટ્યાં પૂર સઘળે!

પછી આ વેગો ને ધસમસ પ્રવાહો કંઈ ઠર્યા
અને ફેરે ફેરે ઝરમરસ્વરે શ્રાવણ ઝર્યો,
હજી ઝંકારે શા સરવરજલે મુગ્ધ ધરણી
ભર્યાભાવે ગુંજી ઋજુ જલતરંગે મધુમયી.

હવે ના ફેરું કો, નહિ ગગનમાં વાદળી ય તે,
દિશાને ઓવારે નહિ જલભરી લ્હેરખી ય તે,
બધું શાંત સ્તબ્ધ, સ્વર ન સુણું એકકે મયૂરનો,
હવા વાગોળે છે ગત સમયનાં ફક્ત સ્મરણો.

છતાં છાયા સ્નિગ્ધા સજલ હૃદયે શી પ્રસરતી
મળી 'દૃષ્ટિ' હાવાં શરદશુચિ જ્યાં શાશ્વત થતી!



## 'કવિલોક' પારિતોષિક

★

કવિલોકમાં પ્રગટ થયેલાં કાવ્યોમાંથી દર વર્ષે શ્રેષ્ઠ કાવ્યને રૂા. ૫૧/- નું પારિતોષિક આપવાની જવાબદારી પાંચ વર્ષ માટે એક કાવ્યરસિક સજ્જને સ્વીકારી છે. ૧૯૬૭ના પારિતોષિક અંગેનો નિર્ણય આપવાની વિનંતિ અમે સર્વશ્રી રામપ્રસાદ બક્ષી અને અમૃતલાલ યાજ્ઞિકને કરી હતી. એમના નિર્ણય અનુસાર 'કવિલોક પારિતોષિક' પ્રિયકાન્ત મણિયારને એમના 'ઊંઘ ભાંગી' કાવ્ય (કવિલોક અંક ૫૫) માટે મળે છે. પ્રિયકાન્ત મણિયારને અભિનંદન.

★

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ)
રૂલ્સ ૧૯૫૬ અન્વયે

# કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશનસ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

૨ પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક

૩ મુદ્રકનું નામ : જયંત પારેખ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.

૪ પ્રકાશકનું નામ, રાષ્ટ્રીયતા, સરનામું : ઉપર મુજબ

૫ તંત્રીનું નામ : જયંત પારેખ, પ્રિયકાન્ત મણિયાર
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.

૬ જે વ્યક્તિઓ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરોનાં નામ તથા સરનામાં : કવિલોક

હું, જયંત પારેખ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૯-૨-૬૮

સહી : જયંત પારેખ
પ્રકાશક

તંત્રી મંડળ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

ગ્રંથાવલોકન

ભોળાભાઈ પટેલ

રઘુવીર ચૌધરી

કવિતાના વિશ્વપ્રવાહો

નલિન રાવળ

વ્યવસ્થા

મહેન્દ્ર ભગત

મનુભાઈ ત્રિવેદી

સહાયક

પ્રબોધ પરીખ

આ અંકમાં

ઉશનસ્

કમલ વૈદ્ય

રાજેન્દ્ર શાહ

સુજાતા પ્રિયંવદા

જયોત્સ્ના મિલન

આવરણ : પવનકુમાર જૈન

કવિલોક : દ્વૈમાસિક તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ–દેશમાં રૂપિયા ચાર; વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી. સુદર્શન એન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧ માળે, ૧ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ. મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૬૩

વર્ષ ૧૧ : અંક ૩ મે-જુન ૧૯૬૮

# ઉશનસ્

## વ્યાકુલ વૈષ્ણવ

(૧૬ ગીતિઓનું ગુચ્છ)

૧ અવ બોલ્યા ચાલ્યા વિણ મૂગા કર્યે જશું તમ કામ,
ભલે તમારે સ્મરણે, જીભે ચઢે નહીં અમ નામ.

નહીં તમારી નજરે ચઢવા મથશું દીર્ઘ કતારે,
અરે, અમે દેખા પણ દેશું નહીંને તમ સિંહદ્વારે;
અમે તમારું વાળ્યા ઝૂડ્યા કરશું પાછળ ધામ...અવ૦

નહીં ઢૂંકશું તમે જયહીં દો પ્રસાદ કેરું દાન,
તમ વાડે સંજવાર્યાં કરશું ખરિયાં સૂકાં પાન,
ગૂંથશું નહીં પ્હેરો તે માળા કોક ખૂણાને ઠામ...અવ૦

તમને નહીં ગમતું નહીં કરીએ, એ જ હવે અમ પ્રીતિ;
કરો હવે વિજયોત્સવ-યાત્રા, પૂર્ણ ગયા છો જીતી.
પૂજી રહીશું તમ પગલાં જે પડી રહેશે અહીં ગામ...અવ૦

૨ આટલી ઓછી કરુણાએ તો નહીં ચાલે મુજ સાથ,
વિશ્વવત્સલ આ ખૂબ ત્રસ્ત છે–લઇ લેજો જી બાથ;
–આટલી૦

ગ્રહી લઇને તમ ચરણો બે શિર ઢાળી ત્યાં સૂતું,
અંગ અંગ પર ઉઝરડાયલું જંપ્યું શોણિત ચૂતું,
એનું મસ્તક ખણો, વ્રણો પર પંપાળો હજુ હાથ;
–આટલી૦

આશ્વાસનની ખૂબ જરૂર છે, ચૂમો કે ઊંઘી જાય,
ઉપાલંભ નહીં, પ્રેમ; અનર્ગળ પ્રેમ જ એક ઉપાય;
દિયો પ્રતીતિ, અનંત પ્રીતિ એ જ હજી છો, નાથ!
–આટલી૦



૩ પડવાની ઝીણી વાટ પાતળી મૂકી કોડિયે બાંકી,
વિરહિણી કોઇ દીપ પેટવી સ્નેહની કરી લે ઝાંખી;

બીજ ત્રીજના ખરે મોગરા,
રાગ સંકોરે પ્રીતિ,
'અંધારાનાં વ્રત ફળજો મુજ,
મિલનની મળજો મિતિ;

દેવ, જજોજી, પૂર્ણ ચંદ્રનું વલય કોડિયે આંકી'

૪ કરમાં મુજ કરમાઇ ચાલી પિયુ રે, આ વરમાળ;
કઈ પંગતમાં તમે બિરાજો છો મુજ હૈયાહાર?

કોઈ અજાણ્યા વનપંખીના મુખનાં સુણી વિખાણ
દઇ બેઠી છું કે દ્હાડાની તમને રુદિયા દાન,
વણઓળખની આંખડીએ ઘો રખે મને જાકાર;
—કરમાં મુજ૦

દેવ હોય તે બધા ય ગારે મન બંધુ ને બાપ,
રજવીગણુ સામે જોઉં તો યે હો મુજને પાપ;
તટપર મીન મરે, લો બેંચી સિંધુ હે, મઝધાર;
—કરમાં મુજ૦

દરસ હવે તો દાખો વ્હાલા, તરસ પારખી મારી,
આરતની ના ઘટે હસારત, બળું વ્રેહની બાળી;
પ્રીતમ, પ્રીતના ભર વગડે છું અરધવસ્ત્ર આધાર;
—કરમાં મુજ૦



૫ પ્હો ફાટે કે ફક્ ફૂટે, ટપ સાંજ પડે ગરી જાયે,
સાંજ પડયે પ્રિય, વાસર ફૂલની પાંખુરીઓ ખરી જાયે.

યુગયુગથી આ યજ્ઞ ચલે, આ તપ કો આકરું કરતું,
અર્ઘ્ય ઊઘડે અણુદીઠ કરતલ, નિતનિત દિનદલ ખરતું,
ખરી ખરીને કિયા અતલમાં દલ દલ સંચિત થાયે?
—સાંજ પડયે૦

સમય છોડ પર નિત ફૂલ ખીલવી-ખેરવી નાખી સાંજે
બેઠા કોણ ગણે રે વિરહિણી, કોના આગમ કાજે!
ઉજાગરે ભારે રે પાંપણ પલ પણ ના પલકાયે
—સાંજ પડયે૦

કોણ અભાગણ વંધ્ય છોડવે ઉછેરતી અભિલાષા?
પાકાં ગલ ખેરવતી દલ, તે ગૂઢ કંઇ ફલ-આશા!
વૃંત સમી ખાલી રજનીમાં જિંદ ન બાઝે ક્યાંયે.
—સાંજ પડયે૦



૬ દો અમને તમ પ્રીત,
પ્રીતને દિયો વાણીનાં દાન,
વાણીને વરદાન દિયો,
એક કરે આપનું ગાન.

તમ ઓચ્છવ આસન મળ્યું એનો કેવલ હો આનંદ,
ભાર વગરનો ટલનિઝંર શો ટહૂકી ઊઠો છંદ,
લાગણી મુજ ના કરે માગણી, એટલી દીજે આણ;
—દો અમને૦

ભરી સભામાં ભલે ન અમને છેક નિકટ બોલાવો,
આઘેથી ઓળખી કાઢી કંઇ દેજો સ્મિતનો લ્હાવો,
અમો એટલે રીઝું, છેડશું પ્રીતની પાગલ તાન;
—દો અમને૦

૭ જે દિન મારી આંખમાં તારે કારણ પ્રગટચો પ્યાર,
નામ તિહારે પ્રેમ પ્રભુ મેં પ્રીછયો અપરંપાર;

તત્ક્ષણ જાદુ ભોયે'રી ઓર ન છોર ન, રે મઝધાર!
તલ તલાવનું તડાક તૂટી પ્રગટ્યું રે પાતાળ;
એ પૂર્વે મેં કદી ન મુજને દીઠો આમ વિશાળ;
—જે દિન૦

અંગ અંગ ઓગળિયાં, અમરતમાં ગળિયો આકાર,
ભેદ બધા ભૂંસાયા, ભૂમામાં ભળિયો 'હુંકાર;
અનહદની કંઇ ભાળ મળી, તે પ્રિય, તારો આભાર;
—જે દિન૦

તે દિનથી એક વાત મઝાની બની આવી છે પ્રીતે,
ભળી ગયો છું દુનિયાભરનાં દર્દ ભરેલાં ગીતે,
કાન હશે તો તરત તું મારો પકડી પાડીશ તાર;
—જે દિન૦

•

૮ ઇચ્છા મારી સૌથી સાચી આખર મુજને જડી,
તે તો તું છો, તું છો પ્રીતમ, મુજને પતીજ પડી;

કાળ સાગરે ઘડીક ઉપર, ઘડીક પાછાં તળિયે,
સંતાકૂકડી ખૂબ રમાઇ અળગાં પડીએ, મળીએ;
પકડી છેવટ હે પ્રિયતમ, મેં હાથ લીધો અખઘડી;
—ઇચ્છા૦

ફળ ફંફોસ્યું પાછે પગલે, મળી આવ્યું રે બીજ,
ભાગ્યું, બાદ કર્યું ને છેદ્યું તો યે શેષ રહી જ;
મેં મુજને પાયો—તે તું છો, હું છો શેષ વડી.
—ઈચ્છા૦



૯ એક ધ્રુવે હું, અવરે છેડે તારો પ્રેમ અબોલ,
વિરહ ભારથી ઠીક ચલે છે જીવન આ સમતોલ.
કોણે કહ્યું કે 'વિરહ એટલે કેવળ શૂન્ય, અભાવ?'
નરી સભરતા માણું છું તવ, રતિના સઘળા ભાવ,
ઘણી વેળા તવ આંગણ ઝૂકયો છે શમણા-હિંડોલ.
—એક ધ્રુવે હું૦

દાંડી કોકને અણદીઠ હાથે, ને આપણ બે બાજુ,
એ ગમ ફૂલ ખરે કે અહીં મુજ કંપે ભાગ્ય તરાજુ;
ડળક એક ડળે આંસુ કે તરત જ અટકે ઝોલ;
—એક ધ્રુવે હું૦

તારી મનની વાત મને અહીં કહી દે એ કાનોમાં,
તારી ન્હાની શી ધડકન પણ ભળતી મુજ પ્રાણોમાં.
એવું સ-જીવ થઈ બેઠું છે નભઘુમ્મટનું પોલ...
—એક ધ્રુવે હું૦

૧૦ ઘરનું કામ કરે કર મારા, પણ મન જમુના આરે;
ભલે આંખથી અળગા છો, પણ જીવું તમ આધારે;

જે ક્ષણથી પનઘટ પર મુજ શિર તમે ચઢાવી હેલ,
જમના જળ આખે ઘર રસ્તે છલકછલક છલકેલ,
ગતિ ચરણની ઘરભણી મેળે, ને મતિ શિરને ભારે.
—ઘરનું કામ૦

ઘરમાં કયહીંથી આવી ધરપત દે વાંસળીના સૂર,
વીંટે બિસની તાંતે મુજને કોઈ હયાતી દૂર,
સૂની બપોરો સીવતી બેસું તમ તંદ્રાને તારે.
—ઘરનું કામ૦



૧૧ આથી દૂર જશો મા પ્રિયતમ, આથી જરી ય વધારે,
એક ભર્યું પગલું જો આગળ, હું અહીં અંતરિયાળે;

પાદર ભાદરવે ભરચક તું તલાવના ઓ તીરે,
ને અહીં હું ન્હાની બોળીને બેઠી એકલ નીરે,
એકલતા પ્હોંચે મુજ તુજને સ્ખલતી તરંગ માળે,
—આથી દૂર૦

આટલું છેટું પડી ગયું છે વાંકી કાળને વાટે,
નેળ ઉપર કો તરુની છાંયે ઊભા રહો મુજ માટે,
ઊભા રહેજો, આવી મળું છું આગળને જનમારે.
—આથી દૂર૦

૧૨ સબ સૂનકારે,
તંબૂર તારે.
હું તારી ગમ આવ્યા કરું છું ઝણકારે ઝણકારે;

હું વિરહાકુલ
ગ્રહી બંસી સૂર
ઘાટ પરે ખેંચાઉં જલના હલકારે હલકારે.

હે સામા તટ !
હું તવ નિકટ
સરી રહ્યો કાચો ઘટ તરતો મઝધારે મઝધારે.

તવ અભિસારે
તિમિરની ધારે
દોરાતી આવું તવ દગના અણસારે અણસારે.



૧૩ જયમ ત્યમ સમતલ વહી આવ્યો છું છલકતા જીવન-જામ,
તણુ ચરણે આ લઈ આવ્યો છું જયમ ત્યમ મૂકુ પ્રણામ.
ઉઘાડ-મીંચ લોચનની કલબલ છેક જ હમણાં જંપી,
રિક્ત કરો જોડયા પણ રહી રહી કામ રહે મહીં કંપી,
શ્રાંત જીવન અવ શાંત કરી દો, હે શાશ્વત સુખધામ!
જયમ ત્યમ૰

સરસ ઘડી છે; ઓગળી જાઉં તમ ચરણે નિઃશેષ,
અલગ રૂપ ઉકેલી નાખું, થઉં તમ રેખે રેખ;
આંખ ખૂલ્યે-જો જો-નવ હોઉં, હોય નહીં મુજ નામ.
જયમ ત્યમ૰

૪ જે આનંદ તને સ્મરવામાં તે નહીં બીજે ક્યાંહી,
હે પ્રિયતમ, મારું આટલડું સુખ હરી લીજે નાહીં;
કોઇ દિયે નીકળી આવે તું રૂમઝુમ મારે દ્વારે,
મને ગમે: પકડાઇ જાઉં અઁસવનના શણગારે,
જે આનંદ તને મળવામા એવી કો ક્ષણ માંહીં.
—જે આનંદ૦

તું સૌથી મોહક છો પ્રીતમ, તું હી સૌથી અભિરામ,
નામ તિહારું 'રૂપ સુદુર્લભ' 'તરસ' અમારું નામ;
જે આનંદ રહ્યો ઝૂરવામાં જનમ-મરણ લયવાહી
—જે આનંદ૦

વિરહ નામની પ્રીત તિહારી મળી છે, હું ભડભાગી;
હું વ્યાકુલ વૈષ્ણવ તવ અવિરત નામ જપન અનુરાગી;
જે આનંદ મને મરવામાં અખઘડી, આમ જ, આંહીં
—જે આનંદ૦



૧૫ ચાલ જવા દે, આપણ રાતનું પાડવું નામ ન કાંઇ,
નામ દીધે શું ઝાઝું, ઊલટી, કંઈક જશે નિંદાઇ;

એ તો કેવળ આગ પવિતર, નહીં ઇંધન, નહીં કુંડ;
એ તો કેવળ ઝાળ ઊડતી ઊર્ધ્વ ઊંચે વ્રમંડ;
મરુ પથની એ પ્યાસ, ન ક્યાંયે વીરડી કે ક્યહીં છાંઈ;
—ચાલ જવા દે૦

દર્દ તણો આ છોડ ખીલ્યો છે કાંટાળો અભિરામ,
મૂળિયાં ખૂબ ઊંડાં ને ઉપરે કોઇ નહીં પરિણામ;
કાતર જેવું નામ નહીં ને કાળજું રૂહે કતરાઇ.
—ચાલ જવા દે૦

•

૧૬ નથી લેવું ને શીદ આવે ચિત, એ નિષ્ઠુરનું નામ?
અમથું ઉપર તરી આવે ને કરતું ચેન હરામ.

અહીં અમારે જેમ હશે ત્યમ, કોઈને શી પંચાત!
રોઈ રોઈને મરી જાશું પણ કરશું નહીં ફરિયાદ.
એ દિશાનું શીદ નામ જ લેવું, ગયાનું જ્યાં નહીં કામ?
નથી લેવું૦

એને કશું ના તો મારે પણ, એના નામની બાધા,
શ્યામની જો હઠ તો મારે પણ; હું મ પછી હું રાધા;
મૂઈ ટેવ આ; વઢવા મિષે અભાવમાં પણ આમ...
—નથી લેવું૦

•

# કમલ વૈદ્ય

## છવિ

તારી નિહાળું છવિ...
એ છવિની પ્રસન્ન
ઝીલું હું દૃષ્ટિ, ત્યહીં તો ઘર આ ન ક્યાંય.
હું તારી સંનિધિમહીં રમું અન્ય લોકે.

ત્યાં સૌમ્ય તેજ તવ મારી રગે રગે આ
રેલાય, એની ગતિનો લહું વેગ મર્મે.
મારું સહસ્રદલ પદ્મ પ્રફુલ્લ પૂર્ણ.

ને પુષ્પરેણુમય વાયુની લ્હેર જેવી
સ્પર્શું તને રહી રહી, ટહુકંત કંઠે
એકાન્તના નિલયથી ભરું કુંજ કુંજ.

ન્યાળું :
ઘડી ઘડી પરંતુ નિહાળવામાં
ખોવાઈ તે હું જતી ક્યાંય ન ભાળ લાગે
એવી : લગીર પણ ઊણપ ત્યાં ન જાણું.

ને એથી તો અરવ આ ઘર એકલીનું
આનંદનાં મધુર કંપનથી ભરેલું.



કવિલોક : દ્વૈમાસિક    તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા બાર; વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા.    લવાજમ ભરવાનાં સ્થળ
(૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી, સુદર્શન એન્ડ કંપની, ૧૦. આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧માળે, ૬ ભાસ્કર લાઈ લેન, ગામદેવી, મુંબઈ ૭.



આ અંકમાં



માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.
(ઑકટોબર)

# કવિલોક

૬૪

વર્ષ ૧૧ : અંક ૪ જુલાઇ–ઑગસ્ટ ૧૯૬૮


## સ્વ. રાવજી પટેલ

### આભાસી મૃત્યુનું ગીત

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...
મારી વેલ્ય શંગારો વીર,
શગને સંકોરો રે અજવાળાં પહેરીને ઊભા શ્વાસ !
મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...

પીળે રે પાંદે લીલા ઘોડા ડૂબ્યા;
ડૂબ્યાં અલકાતાં રાજ, ડૂબ્યાં મલકાતાં કાજ
હણહણતી મેં સાંભળી સુવાસ !
મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...

મને રોકે પંછાયો એક ચોકમાં;
અડધે બોલે ઝાલ્યો; અડધો ઝાંઝરથી ઝાલ્યો
મને વાગે સજીવી હળવાશ !
મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...

[ કૃતિમાંથી સાભાર ]

## ભીખુભાઇ કપોડિયા

૧૦-૮-૬૮

તું રુગ્ણાલયથી
આજ અચાનક હળવે હૌલિયે
થયો ચાલતો !
લીલી પીળી ઝાંય સીમની
ઓઢીને પાંપણમાં તેં ક્યાં...
ક્યાં જઇને પાડયાં આડાં દ્વાર ?
ક્યાંક ઝૂલતાં ફૂંડાં કેશ અધપાક્યા ને
દૂધ ભરેલા દાણે
કૂણા શબ્દો થઈ ફૂટયો'તો
તે આજ અજાણી ઝંઝાની ઝાપટમાં આવી
ઢળી પડયો તું...
હવે પણે તો ચાંદ આવીને
પરસાળે સુનકાર સૂંઘશે,
ને ઝગડુ કન્યાની સામે
વઢશે તારું મૌન !
અંગત તારા તારીખિયાનાં પાનાંને
તેં એકસામટાં ફાડયાં
એ તે કેમ કરી પામીશું ?

ભલે રાવજી !
હોણીમાં તે દડ્યું એટલું ઝાઝું માની
જાળવશું એ પ્રથમ શેડનો રણકો ..

સદા કોસની ગરગડીઓમાં
ગીત બનીને

રહે ઊ...ક...લ...તો..

## શમણું

'શમણું આવ્યું'
શમણું 'આવ્યું'
રાતરાણીનું મ્હેક મ્હેકનું રૂપ
ભરેલી કાયા
લઈને માયા
દગમાં વ્યાપ્યું થઇને ધૂપ
ધીમે ધીમે પીગળ્યો ધૂપ
આંખો મારી અમૃત–કૂપ:

ઊંડાં ઊંડાં એનાં પાણી
ઊછળે પારેવાંની વાણી
શમણું પાંખો લઇને ઊડે
મારી આંખોના ઊંડેરા જલમાં
ભીના ભીના પડઘા એના બૂડે……

શમણું: પરીલોકની જાત,
શમણું: તારલિયાળી ભાત,
શમણું: જોજન દૂરની વાત,
પેલા કેવડિયાની ટશરે ટશરે સર્પ બનીને વીંટળાયેલું
સટકે શમણું–ચળકે શમણું,
કોડીલી કન્યાને સેંથે ચાંદ, શમણું.
કરની લાલીમાં મેંદીનું પાંદ, શમણું.

મીઠાજળનું મીન, શમણું
નીંદર કેરું ખીન, શમણું

અંધારાનો મોલ, શમણું
ચાંદરણાનો પોલ, શમણું.
ઝાકળની કીકીમાં બેઠું સૂરજનું સોનેરી શમણું
કપાસના કાલામાં મ્હોર્યું ખેડૂતનું સુંવાળું શમણું
પતંગિયાની પાંખ, શમણું
અંધાજનની આંખ, શમણું
ક્ષણમાં લાધ્યું ચેન, શમણું
શમણામાં બેચેન, શમણું.
શમણું મારું આગ
શમણું ફાગ
—આવ્યું શમણું

૯

# પ્રાણજીવન મહેતા

---

## આસપાસ

સમય થોથવાઇ થંભી ગયો છે
જીભની ટોચ પર.
પવન સાંકડી શેરીઓમાં
સૂસવતો વહ્યા કરે
દિવસ રાત, રાત દિવસ વણથંભ્યો
-નસમાં વહે જતા રક્તની જેમ.
તમારી વયનાં અજાણ્યાં વર્ષોની જેમ
આવતી કાલે આથમવાનો
ને ફરી પાછો પરમ દિવસે ઊગવાનો સૂર્ય
અત્યારે કદાચ મધ્યાહ્ને તપતો હશે
કોઇ અજાણ્યા વ્યોમમાં.
સિનેમાગૃહના પ્રેક્ષકોની દૃષ્ટિ જેવો
અંધકાર
એક દિશામાંથી બીજી દિશા તરફ વંકાય;
વળી થંભી પણ જાય ક્યાંક.
મારા ઘરની છત ઉપર
હું આભ ચીતરું છું
જેથી કરી...જેથી કરી
હું જરી વિસ્તરી શકું.
આ કોલાહલો
આ કાનોમાતર વગરના અવાજ સહુ
શબ્દ થવા મથે મારી આસપાસ
અને હું મુઠ્ઠીમાં વળેલ પ્રસ્વેદમાં
ઓગળી જતો જોઉં મને.

# સુજાતા પ્રિયંવદા

## સૂર્યપ્રણામ

પ્રશાન્ત સાગર સમ સુનીલ આકાશ:
કંપી રહે
ઝાકળને જલ સ્નાત દુર્વાદલ.
ઉપવન પ્રાન્તે
ઊઘડંત
શેફાલિકાની પ્રવાલને લજવતી કળી,
એનાં અંગે અંગે રેલાય
પ્રભાતી કિરણ તણાં હાસ્યોજ્જ્વલ પૂર,
ઝળહળ ઉષાનો આલોક.

પ્રણામ
નિરંજનાની નીરાંજલિ-અર્ચના
સવારના સૌમ્ય સૂર્યને.
પોશભર્યાં પુષ્પ
એ જ શૂન્ય માર્ગના ઉદ્દેશે...
આનંદની જ્યોતિધારા
જે પથે
આવે પ્રતિનિત્ય
અવારિત અવ્યક્ત આભાનો
ધરી સૂક્ષ્મ દેહ

## પાંડુલિપિ

જે કંઇ મૂર્તિ પ્રતિમૂર્તિ
ડૂબેલી છે હૃદયને ઊંડાણ
આશ્ચર્યભ્રૂણની જેમ—
સૌન્દર્યની નિખિલ વારતા
વસેલી છે વક્ષમાં—
રક્તમાં રમી રહે
નિશ્વાસે પ્રશ્વાસે
જન્મ ને મૃત્યુનું ઋણ—
સહુ ચિત્રરેખાના ગણિતે
અવ્યય અન્વયથી છે બદ્ધ:
જીવને યૌવને
વાર્તિકની લહર લહર જાય અડી
મૌન વેળાભૂમિ.

પાંડુલિપિ પડચે જતી...
અતિ તીક્ષ્ણ નિકષ અક્ષર;
આણે માત્ર નિર્જનતા, નિઃસંગતા
દિન રાત્રિ કરી એકાકાર.

## સંધ્યા

દૂર ક્ષિતિજ પર
દશ્યમાન
નીલિમાવલયિત નર્મદા;

સંધ્યાની પગલી પડે છે
નિશાઅભિસારે.

નર્મદાનાં શાંત જલ પર
સોહી રહ્યું નભતારલીનું એક પ્રતિબિંબ:
એક સ્પર્શ આશ્લેષચુંબન:
બસ
જલરેખાની શાંતિ વિચંચલ,
ખીલી રહી કંપન,
કંઈક તરંગ,
ને
ઊંડે ઊંડે
ગયું ડૂબી
સંધ્યાનું કૌમાર્ય.

(ઊડિયા કવિતા)



## કેદારમાન વ્યથિત

### સૂક્ષ્મબિંદુ-વિરાટ્ સૃષ્ટિ

હું ચાહું છું
ઊર્ધ્વમુખી સંપૂર્ણ સૃષ્ટિ
ઘૂમતી રહે ઉદાત્ત
મારા અસ્તિત્વની ચારેમેર
આલોકનો બની આદિ સ્રોત.

સમષ્ટિ માંહિ મારી વ્યષ્ટિ
કોઇ શુભ સમયે ફેલાવા લાગી.
જીવનના વિરાટ પૃષ્ઠમાંથી
નિસૃત થઈ રહી છે જાણે
પ્રકાશસ્ફુલિંગની અનંત કથા.

મારી ઉદ્દીપ્ત સાધના દ્વારા
વરેણ્ય દ્યુલોક
યદિ સૃષ્ટિનું બને મહાકેન્દ્ર
તો અસ્તિત્વવિસ્મરણ નિષ્ક્રિયતા-
ની રાત્રી
થશે પરાસ્ત.

સ્વયં મારામાંથી અનંત દિશાઓ
વિસ્તૃત થતાં જ
સ્વભાવત:

પ્રત્યેક નેત્રમાં 'વિલસતું' જણાશે
નવું નવું નક્ષત્ર.

તદર્થે પ્રત્યેક સૂક્ષ્મ વિરાટને
આકાશ-
અનાવરણને કાજ
નિમંત્રુ છું હું
આગત અને અનાગતને
અમૃત મંત્રમુખર પ્રભાતમાં.

(નેપાળી કવિતા)



## રાજેન્દ્ર શાહ

---

### ઝૂકી જરા

ઝૂકી જરા
મંજરિભારથી લચી
લીલી સળી વેતસની સુકોમલ :
એ સ્પર્શને માર્દવ
શાન્ત નીર તે
તરંગની લ્હેર થઇ
કિનારનું આકાશ –
કોઈ કલમંદ કંપને...

આકાશ મારે ઉર તે હવે નદી
સપુષ્પ જે વેત્રવતી
તરંગિણી...

### વર્ષા

(ત્રિપદી)

નીલ ગગન ગ્હેકે
ગોરંભે પીંછ:
મોરલા રિમઝિમ.

વ્યોમ ઝળુંબે
નીચે જલ...જલમાં
ઝૂબેલું વ્યોમ.

જલનું ફોરું
અડે ધરાને; સીસી
પ્રગટે જ્વાળા.

## પડળ

કાન – મારી આંખનાં પડળ!
યોગમથી ઘેરી રહે અમૂર્ત આ શબ્દ –
    દૃષ્ટિને પથ
    દુર્ગપરંપરા…
    ગતિ
    શ્વાપદથી રુદ્ધ…
અસીમને કરંત સીમિત.

અશબ્દને નહીં આવરણ
અતીત અન્યૂન થકી
    હૃદય સંલગ્ન

સ્વેચ્છયા
    જો
કર્ણ પણ થાય નિમીલિત…

## આ વિરહે

પ્રિય હે !
આખર ધાર્યું કર્યું સખત
આ વિરહે.

ભર્યાં ભર્યાં ઊભરાતાં વાદળ,
ખરે એક ના ફોરું;
હવા લહરતી ભીની, નયણે
ઘેન, રૂંએ રૂં કોરું;
પ્રિય હે !
શમણું ઠાલું ધર્યું સતત
આ વિરહે.

હવે કશો ના ફેર; દ્વાર હું
ખોલું યા ના ખોલું !
મધરાતે જાગું, કે આવી
જાય ખપોરે ઓલું !
પ્રિય હે,
સાર વિનાનું કર્યું જગત
આ વિરહે.

મીટ માંડતાં દૂર, થાય કે
વસ્યું, રહ્યું એ ઓરું;
હોઠ હસુંહસું થાય ત્યાં જ રે,

જતું આગળી મ્હારું !
પ્રિય હે !
મૌન બ્હાવરું કર્યું ફક્ત
આ વિરહે.

## જળ વહે

જળ વહે વહે,
ઘટ લઇ અલી,
તટ પર કેમ બેસી રહે ?

જળ કિશોરને હૈયે તરતી
તોરી મૂરત મીઠી;
હશે કોઇની એ પર ઝરતી
સૂરત શું તેં દીઠી ?
ગગન ચડ્યો એ, સૂરજ તારીજ
વાત ઘરેઘર કહે !

ખળખળતાં પાસે જળ ભૂલી
દૂર કાન કાં માંડે ?
થયો હવે ઘટ અધીર, ને તું
ગયો સાથ ના ભાળે !
જસે કાચ કમખાના; તું કાં
એ ય મરકતી સહે ?

૯

# હેમન્ત દેસાઇ

## પ્રશ્ન

તમોને ના સ્હેજે ડગથી કથતાં વાર, ઉરની
બધી રાતીભૂરી રમણીય દશાઓ, અવનવી
વળી આશાનીથી સ્મિતથી સરકાવી દઈ તમે
ન ફ્હેવાતી વાતો થકી થઇ જતાં મુક્ત, વદને
લહું એવી ઘેરી ભરતી ઉભરાતી; સહજતા
સ્વયં આવી જાણે સુભગ તમ વ્યક્તત્વ લઇને !

મને...હા, મારું તો અવ ન પૂછશો કાંઇ અથવા
તમે શું ના જાણો વિવશ મુજ યાત્રા જીવનની !
સમીપે આવું છું સુરભિત ઘણા શબ્દ રટતો–
રચ્યાં સ્વપ્નાં કાલાં મિલનરસનાં લોચન દ્રયે
દબાઇ રહેતાં ને અરુંપરું અસબદ્ધ લવતો
નિહાળી રહેતો વા કદીક બનીને મૂક તમને !

અને...એવા એવા કતિપય પ્રસંગો ભજવતો
તમે એ જોયા કે પ્રણય ઉજમાળો થઇ જતો ?

૦

## મણિલાલ દેસાઇ

### કવિનો પુનર્જન્મ

આ સૂર્યને કો શાંત પાડો
ને ચંદ્રને કોઇ ડુબાવો અંધકારે
તારલા પર કોઇ તો ઘો ફેરવી
મેશનો કાળો પીંછો.
ને તો ય...
ને તો ય આ ધરતી ઝગે, ગ્રહ ટમટમે
તો એને ય દાટી ઘો.
આજે
મારે ( અરે, મારે જ શા માટે ? બધાએ બધાએ)
અંધકાર માણવો છે.
પ્રસવ પહેલાં મા તણા ઉદરે રહી
જે ભોગવ્યો
ને જ્યાં થકી
આ હૃદય ધબકાર લાવ્યું, ગીત લાવ્યું,
આંખ જ્યાં શીખી ટમકવું,
તે સૌ ભુલાયું.
બુઝાવી ઘો, બુઝાવો, બુઝાવો,
આજે ફરીથી આ સૃષ્ટિ પર
મારે, કવિએ જન્મવું છે.

|

કોઇ જાગી જાય એવી બીકથી
બારણું ઉઘાડવા કરતાં
સંકોરીને મારું શરીર હું
જ્યાં સરું
મારા ઘરે
ત્યાં કોણ ધક્કો મારતું ?

## નગર

હવે સળગતું સઘળું ભડભડ
હવે તૂટતું તડતડ
હવે તણાતું ઘોડાપૂરે
હવે ગબડતું દડબડ દડબડ
હવે વરસતું ઝરમર ઝરમર
હવે ઊડતું ફરફર
હવે લસે છે ધીરે ધીરે
હવે હસે છે ખડખડ
( હવે નગર આ શ્વાન સરીખું હાંફે )
હવે ટપકતું ટીપે ટપટપ.

## રાતભર

હવા પડી ગઇ.
દૂર ઝાડની ડાળ ઉપરનું
છેલ્લું પીળું પાન જરા કંપીને જંપ્યું.

હવે ન કોઇ આડો અવળો કરે ઇશારો.
શાંત ધરા;
સૂતાં છે દરમાં ડોકું ઘાલી
પ્રાણી; પંખી
આભ એકલું મૂકી નીડમાં પેઠાં.
ધીરે ધીરે અંધારાની ધાર
સરાણે ચડતી.
રાત ઊતરતી ધીરે ધીરે.
ને
ઘુવડ ઊડ્યું.
વનને વીંધી
કોઇ અજાણી ધરતી પર જઇ
પગ જ્યાં મૂક્યો,
પાંપણ ઊઘડી.
પછી
ઘુવડની પાંખોનો ફફડાટ
રાતભર !

## અમાસ

નિસ્સહાય ચાંદની
ડામરની કાળી સડકો પર આળોટે;
એક બાજુના અંધારામાંથી
ભારથી લાદેલી લારી
ઘર્રર્ર ઘર્રર્ર કરતી પસાર થાય,
અને એની પાછળ એક કૂતરો
દાંતમાં

ચાંદનીનું શબ પકડી
પસાર થાય
દર અમાસે !

|

તમે જેની પૂજા કરો છો એ ભગવાન
કાલે રાતે
મંદિરની ભીંતમાં પડેલી તડમાંથી
ભાગી છૂટ્યો.
પાછલી વાડના કાંટામાં
ભેરવાઇ રહેલું પીતાંબર
હજુ યે ફરફરે છે.

## હું

તારલામાં
કોઇની ટગરટગર જોઈ રહેતી આંખ શોધું
એટલો હું કવિ નથી.

શિયાળાની ઠંડીથી
સગડી સળગાવી હું બચી જાઉં છું
પણ
એ રાતની એકલતા પર કવિતા રચતાં મને હજી
આવડ્યું નથી.

તમારી જેમ હું પણ
ઘડિયાળમાં છ વાગેલા જોઇને સવાર પામું છું;

ક્ષીણ થતી રાતરાણીની ગંધમાં
સવારનું આગમન મારાથી કળાયું નથી.

કોઈના ઇશ્મીશ જેવા પ્રેમને
આરસમાં કંડારી શકું એટલો ધનાઢ્ય નથી.
અને તેથી...
તેથી જ તો હું મણિલાલ ભગવાનજી દેસાઇ છું

## આમંત્રણ

સૂસવાટ કરતી
આવતી ભીની હવામાંથી
એકાદ બે જલબિન્દુ લઇ
ડાળે
સવારે ડોકિયું કીધું.
કીધું ને હાક મારી:
આવ વર્ષા.



## મઘમઘે

ન-સિઘેડેલ કળીની સુવાસ મઘમઘે;
પલેપલતણો રૂડો પ્રવાસ મઘમઘે.

કાલના ઉરે સ્ફુરંતી આશ મઘમઘે;
કોણ આવતું હશે ? -ભીનાશ મઘમઘે.

કો ગુલાબી પાનીનો પ્રકાશ મઘમઘે;
કો નહીં નિહાળી નમણાશ મઘમઘે.

આગને પીધેલ આ પલાશ મઘમઘે;
સૂર્યમાં સુવર્ણ અમલતાસ મઘમઘે.

રંગ રંગ ભર્યો આ ગુલખાસ્ મઘમઘે;
પાનખર ક્યાં ?-આ વસંત-શ્વાસ મઘમઘે !

આજ શું થયું છે ? બધું ખાસ મઘમઘે;
સાવ શુષ્ક શુષ્ક પીત ઘાસ મઘમઘે.

ચન્દનની સાવ સૂકી લાશ મઘમઘે;
અહીં, તહીં, બધે, આસપાસ મઘમઘે.

ના-દીઠેલ-ક્ષિતિજ આસપાસ મઘમઘે;
મધુ ભર્યો-ભર્યો શું મધુમાસ મઘમઘે.

આજુ આજુ કો'નો આભાસ મઘમઘે ?
ઉજ્જ્વલ કો સૌરભના શ્વાસ મઘમઘે.

એ સુદૂર ? - સાવ મારી પાસ મઘમઘે;
ભીતરમહીં; - કે આસપાસ મઘમઘે ?

ખીલતી નિશા-નું શુભ્ર હાસ મઘમઘે;
ચન્દ્રતણા ચન્દન - આવાસ મઘમઘે.

થાકી સાંજતણી જરી 'હાશ!' મઘમઘે;
કાલતણી આજે હળવાશ મઘમઘે.

રજની - રાણીના કેશપાશ મઘમઘે;
બીજનો નવો નવો વિકાસ મઘમઘે.

ચન્દનાગ્નિનો સુભગ સમાસ મઘમઘે;
ગાઢ અંધકારમાં પ્રકાશ મઘમઘે.

ઝાકળનો સૂર્ય - પરિહાસ મઘમઘે;
મૃત્યુ - મુખે જીવન - ઉલ્લાસ મઘમઘે.

## હું મને ગમતો નથી

હું મને ગમતો નથી.
ઊભો રહીને આ અરીસા સન્મુખે
જેને નિહાળું,
તે જરી ગમતો નથી!

કાળના તીણા ઉઝરડા મુખ પરે જોતાં,
ઉઝરડાતું હૃદય!
'આ હું?'
મને ગમતો નથી!

સાંભળ્યું, દેવો સદા સુન્દર અહો,
ને, અજર યૌવનભર્યા !
ઇન્દ્ર સોહે છે અજન્તાની ગુફામાં,
શા યુવાન, સુરૂપ શા, શી સ્ફૂર્તિ, કેવી યે છટા !
રજત-ગિરિ સરખા સદાશિવ !
વિષ્ણુ પુરુષોત્તમ સ્વયમ્ !
કૃષ્ણ તો કેવા મહાકર્ષક !
પ્રશાન્ત, પ્રસન્ન, ને ગંભીર, બેઠા બુદ્ધ યે...

–ને, ઠીક એ તો, બ્હારની એ વાત તો !
પણ, વાત ભીતરની, ખુદા જાણે !
મુજને ય ક્હેવી, એ મને મુશ્કિલ ઘણી !

વેદનાનો અગ્નિ આ, નિત્યે ભભૂકત હૃદયમાં ભારી, ફરું !
( બ્હાર આ જગ સાથ, સ્હેજ હસું, રમું. )
મારા હૃદયમાં,
એ સદાયે જાગતો;
કાષ્ઠ સૂકાં માહરાં, દિનદિનતણાંને ભક્ષતો,
વધતો જતો......

લાહ્ય આ લાગેલ પર છે તો ખરાં,
ઝીણું ઝમંતાં,
શીતળાં, શાતા-કણો......

છે એક, ભીતરની ય ભીતર માહરી,
મારી બધી ય અ-પૂર્ણતાની પર વસ્યો,
આ જિન્દગીના ઘોર ઘૂઘવતા મહાસાગરતણી મધ્યે,
પ્રશાન્ત પ્રશાન્ત કૈં,

ગ્રેનાઇટ-નક્કર બેટ શો,
બેઠેલ કો.

એને કશું સ્પર્શે નહીં, મુજ બ્હારનું.
જોયા કરે, જે કૈં થતું;
આંખે ઉઘાડી, નિત્યની:
રેખ એના મુખતણી ફરકે નહીં;
બેઠેલ અ-વિચલ આસને.

કો પરમ આત્મીયતાથી,
સાવ હળવે
કાનના યે કાનમાં મુજ,
એ વદે:
'આ તું નહીં:
આ કોચલું તુજ
ઘસાશે જ ક્ષણે ક્ષણે,
ફૂંફાળ હાથે, પરમ કાલ સખાતણા;
ને, સોહશે સાચે, ફરી,
તું છે જ તે:
કેવો?
-નહીં હમણાં કહું!'

•

સાંભળ્યું, દેવો સદા સુન્દર અહો,
ને, અજર યૌવનભર્યા !
ઇન્દ્ર સોહે છે અજન્તાની ગુફામાં,
શા ગુમાન, સુરૂપ શા, શી સ્ફૂર્તિ, કેવી વે છટા !
રજત-ગિરિ સરખા સદાશિવ !
વિષ્ણુ પુરુષોત્તમ સ્વયમ્ !
કૃષ્ણ તો કેવા મહાકંઠ !
પ્રશાન્ત, પ્રસન્ન, ને ગંભીર, બેઠા બુદ્ધ વે...

—ને, ઠીક એ તો, બ્હારની એ વાત તો !
પણ, વાત ભીતરની, જુદા લક્ષે !
મુજને ય કહેવી, એ મને મુશ્કેલ ઘણી !

વેદનાનો અગ્નિ આ, નિત્યે ભભુકત હૃદયમાં બાળી, ફરું !
( બ્હાર આ જગ સાથ, સહેજ હસું, રમું. )
મારા હૃદયમાં,
એ સદાયે વસતો;
કાષ્ઠ સૂકાં માહરાં, દિનદિનતણાંને ભક્ષતો,
વધતો જતો......

હાથ આ હાજેલ પર છે તો ભલાં,
ગીણું ઝમંતાં,
શીતળાં, શાતા-કણો......

છે એક, ભીતરની ય ભીતર માહરી,
મારી બધી ય અ-પૂર્ણતાની પર વસ્યો,
આ જિન્દગીના ઘોર ઘૂઘવતા મહાસાગરતણી મધ્યે,
પ્રશાન્ત પ્રશાન્ત દ્વૈ,

ઍનાઇટ-નક્કર બેટ શો,
બેઠેલ કો.

એને કશું સ્પર્શે નહીં, મુજ બ્હારનું.
જોયા કરે, જે કૈં થતું;
આંખે ઉઘાડી, નિત્યની:
રેખ એના મુખતણી ફરકે નહીં;
બેઠેલ અ-વિચલ આસને.

કો પરમ આત્મીયતાથી,
સાવ હળવે
કાનના યે કાનમાં મુજ.
એ વદેઃ
'આ તું નહીં:
આ કોચલું તુજ
ઘસાશે જ ક્ષણે ક્ષણે,
ફૂંફાળ હાથે, પરમ કાલ સખાતણા;
ને, સોહશે સાચે, ફરી,
તું છે જ તે:
કેવો?
-નહીં હમણાં કહું!'



સાંભળ્યું, દેવો સદા સુન્દર અહો,
ને, અજર યૌવનભર્યા !
ઇન્દ્ર સોહે છે અજન્તાની ગુફામાં,
શા યુવાન, સુરૂપ શા, શી સ્ફૂર્તિ, કેવી યે છટા !
રજત-ગિરિ સરખા સદાશિવ !
વિષ્ણુ પુરુષોત્તમ સ્વયમ્ !
કૃષ્ણ તો કેવા મહાકર્ષક !
પ્રશાન્ત, પ્રસન્ન, ને ગંભીર, બેઠા બુદ્ધ યે...

–ને, ઠીક એ તો, બ્હારની એ વાત તો !
પણ, વાત ભીતરની, ખુદા જાણે !
મુજને ય કહેવી, એ મને મુશ્કેલ ઘણી !

વેદનાનો અગ્નિ આ, નિત્યે ભભૂકત હૃદયમાં ભારી, ફરું !
( બ્હાર આ જગ સાથ, સ્હેજ હસું, રમું. )
મારા હૃદયમાં,
એ સદાયે જાગતો;
કાષ્ઠ સૂકાં માહરાં, દિનદિનતણાંને ભક્ષતો,
વધતો જતો......

લાલ આ લાગેલ પર છે તો ખરાં,
ઝીણું ઝમંતાં,
શીતળાં, શાતા-કણો......

છે એક, ભીતરની ય ભીતર માહરી,
મારી બધી ય અ-પૂર્ણતાની પર વસ્યો,
આ જિન્દગીના ઘોર ઘૂઘવતા મહાસાગરતણા મધ્યે,
પ્રશાન્ત પ્રશાન્ત કૈં,

ગ્રેનાઇટ-નક્કર બેટ શો,
બેઠેલ કો.

એને કશું સ્પર્શે નહીં, મુજ બ્હારનું.
જોયા કરે, જે કૈં થતું;
આંખે ઉઘાડી, નિત્યની:
રેખ એના મુખતણી ફરકે નહીં;
બેઠેલ અ-વિચલ આસને.

કો પરમ આત્મીયતાથી,
સાવ હળવે
કાનના યે કાનમાં મુજ.
એ વદેઃ
'આ તું નહીં:
આ કોચલું તુજ
ઘસાશે જ ક્ષણે ક્ષણે,
કૂંફાળ હાથે, પરમ કાલ સખાતણા;
ને, સોહશે સાચે, ફરી,
તું છે જ તેઃ
કેવો ?
–નહીં હમણાં કહું !'



સાંભળ્યું, દેવો સદા સુન્દર અહો,
ને, અજર યૌવનભર્યા !
ઇન્દ્ર સોહે છે અજન્તાની ગુફામાં,
શા યુવાન, સુરૂપ શા, શી સ્ફૂર્તિ, કેવી વે છટા !
રજત-ગિરિ સરખા સદાશિવ !
વિષ્ણુ પુરુષોત્તમ સ્વયમ્ !
કૃષ્ણ તો કેવા મહાકપંઠ !
પ્રશાન્ત, પ્રસન્ન, ને ગંભીર, બેઠા બુદ્ધ વે...

–ને, ઠીક એ તો, બહારની એ વાત તો !
પણ, વાત ભીતરની, ખુદા જાણે !
મુજને ય કહેવી, એ મને મુશ્કિલ ઘણી !

વેદનાનો અગ્નિ આ, નિત્યે ભભૂકત હૃદયમાં ભારી, રહું !
( બહાર આ જગ સાથ, સ્હેજ હસું, રમું. )
મારા હૃદયમાં,
એ સદાયે જાગતો,
કાષ્ઠ સૂકાં માહરાં, દિનદિનતણાંને ભક્ષતો,
વધતો જતો......

લાખ આ લાગેલ પર છે તો ખરાં,
ઝીણું ઝમંતાં,
શીતળાં, શાતા-કણો .....

છે એક, ભીતરની ય ભીતર માહરી,
મારી બધી ય અ-પૂર્ણતાની પર વસ્યો,
આ જિન્દગીના ઘોર ઘૂઘવતા મહાસાગરતણી મધ્ય,
પ્રશાન્ત પ્રશાન્ત કૈં,

ગ્રેનાઇટ-નક્કર બેટ શો,
બેઠેલ કો.

એને કશું સ્પર્શે નહીં, મુજ બ્હારનું.
જોયા કરે, જે કૈં થતું;
આંખે ઉઘાડી, નિત્યની:
રેખ એના મુખતણી ફરકે નહીં;
બેઠેલ અ-વિચલ આસને.

કો પરમ આત્મીયતાથી,
સાવ હળવે
કાનના યે કાનમાં મુજ.
એ વદેઃ
'આ તું નહીં:
આ કોચલું તુજ
ઘસાશે જ ક્ષણે ક્ષણે,
ફૂંફાળ હાથે, પરમ કાલ સખાતણા;
ને, સોહશે સાચે, ફરી,
તું છે જ તે:
કેવો ?
-નહીં હમણાં કહું!'



## શકુર સરવૈયા

---

વર્ષોથી એક જ રસ્તા પર
સૌભાગ્યવતી ચકલીની નિષ્ઠાથી ચાલી રહ્યો છું.
મારા કાને
સાબરનાં શિંગડાંમાંથી બનાવેલી
આ કડી તમે જોઇ?
હવે
આંખલીને પીળી ઝાંઈ વગરના
સફેદ ફૂલો આવે છે.
ખી થતાં નથી,
અને હું ભૂખ્યે પેટે ચાલ્યા કરું છું.
તમને કહું છું કે
તમારું ઓર્કિડનાં ફૂલો જેવું
સ્મિત મને રોકી નહીં શકે.
મારાં સ્વપ્નાં કોઈ ટાચખાનાં
છડાં નથી કે સૂર્યનાં કિરણોથી
સેવાઇ જાય.
કૃપા કરીને મને આગળ જવા દો.
મારી સાથે ચાલતા ગલેરાઓ તો
ક્યારના સુગરીના માળામાં
ખોવાઇ ગયા છે.

## ઉસ્માન પઠાન

---

### વાત તારલીની

આકાશમાં ઊડી ગઇ છે વાત તારલીની !
શાયદ હશે મિલનની શરૂઆત તારલીની !

એકાંતની પળોના વૈભવની વેલ ઉપર
અંધાર ગોઠવે છે મુલાકાત તારલીની !

રેશમની દોર વીંટી ગૂંથ્યા છે ખ્વાબ મનમાં,
આશાઓ લઇને આવી છે રાત તારલીની !

વેરાનની નજરના દર્શકની દીવડી થઇ
સળગી રહી છે પથ પર ખુદ જાત તારલીની !

ભીની હવામાં ઊડતી વાદળની ઓઢણીમાં !
આભાસ થઇ હસે છે સોગાત તારલીની !

અંતરની ઓટલી પર બેસી ગઇ છે એકપળ,
નહિ તો વીતે ના જાગરણમાં રાત તારલીની !

ખંડેરમાં પડેલા અરમાનના મમીને
ઢંઢોળવા મથે છે રજૂઆત તારલીની !

•

# શકુર સરવૈયા

વર્ષોથી એક જ રસ્તા પર
સૌભાગ્યવતી ચકલીની નિદ્રાથી ચાલી રહ્યો છું.
મારા કાને
સાબરનાં શિંગડાંમાંથી બનાવેલી
આ કડી તમે જોઇ ?
હવે
આંબલીને પીળી ઝાંઈ વગરના
સફેદ ફૂલો આવે છે.
બી થતાં નથી,
અને હું ભૂખ્યે પેટે ચાલ્યા કરું છું.
તમને કહું છું કે
તમારું ઓર્કિડનાં ફૂલો જેવું
સ્મિત મને રોકી નહીં શકે.
મારાં સ્વપ્નાં કાંઈ કાચબાનાં
ઇંડાં નથી કે સૂર્યનાં કિરણોથી
સેવાઇ જાય.
કૃપા કરીને મને આગળ જવા દો.
મારી સાથે ચાલતા ચહેરાઓ તો
ક્યારના સુગરીના માળામાં
ખોવાઇ ગયા છે.

## ઉસ્માન પઠાન

---

### વાત તારલીની

આકાશમાં ઊડી ગઇ છે વાત તારલીની !
શાયદ હશે મિલનની શરૂઆત તારલીની !

એકાંતની પળોના વૈભવની વેલ ઉપર
અંધાર ગોઠવે છે મુલાકાત તારલીની !

રેશમની દોર વીંટી ગૂંથ્યા છે ખ્વાબ મનમાં,
આશાઓ લઇને આવી છે રાત તારલીની !

વેરાનની નજરના દર્શકની દીવડી થઇ
સળગી રહી છે પથ પર ખુદ જાત તારલીની !

ભીની હવામાં ઊડતી વાદળની ઓઢણીમાં !
આભાસ થઇ હસે છે સોગાત તારલીની !

અંતરની ઓટલી પર ખેલી ગઇ છે એકપળ,
નહિ તો વીતે ના જાગરણમાં રાત તારલીની !

ખંડેરમાં પડેલા અરમાનના મમીને
ઢંઢોળવા મથે છે રજૂઆત તારલીની !

•

## 'ઝાહિદ' શિનોરવાળા

### શું કરું ?

મેં મીનાકારી કરી લીધી ઉપર;
દિલ! મળ્યા છે ઘાવ એવા શું કરું ?

બાજી આપે છે એ જીતવા, હારમાં?
કિસ્મતે છે દાવ એવા શું કરું ?

એ નજર વાળી લઈ ચાલ્યાં ગયાં!
સાંપડયાં દેખાય એવા શું કરું ?

દર્દ જે મળતાં રહ્યાં લીધાં કર્યાં;
મૂક આદરભાવ એવા શું કરું ?

ધૂળ ભેગાં થૈ ગયાં મુજ અશ્રુઓ!
ઊતરે ઢોળાય એવા શું કરું ?

## ઉસ્માન પઠાન

### અવળાં કારજ કીધાં

મેં તો અવળાં કારજ કીધાં
ડાંખળા ડાંખળાં વીણી લઈને પાંદડાં ફેંકી દીધાં !
મેં તો અવળાં કારજ કીધાં !–(૧)

મૌનની માંજર ઉપર છાંટચું પાંપણુધોયું પાણી;
ખાબોચિયામાં ખૂંપી જઇને નજરો અદ્ધર તાણી,
ઝાંખરે ઝીંટચું ઝાકળ ઝૂડી ઝેર અગનનાં પીધાં !
મેં તો અવળાં કારજ કીધાં !–(૨)

છેલછબીલી છાપરી ઉપર ચીંથરાં મનનાં વેર્યાં,
ટોડલે ઝૂલતું તોરણું બાંધી વાયરા વનના પૂર્યા;
કાંગરે કાંગરે ઘુઘરિયોના છણકા વેઠી લીધા !
મેં તો અવળાં કારજ કીધાં !–(૩)

કેસૂડાની કૂણી કૂંપળ કોરી કાળજું પીંખ્યું,
વરણાનું વરણાગી શમણું વગડે વગડે પીંજ્યું;
સીમમાં શળનાં તોરણ બાંધી આગને છોગાં દીધાં !
મેં તો અવળાં કારજ કીધાં–(૪)

જે જે સામો મળિયો એણે ફૂલડાં વીણી લીધાં,
ડાળે ડાળે કોયલડીને અંતર ટહુકા દીધા,
હૈયે હૈયે અરમાનોનાં સરજ્યા સોનલ ફૂબા !
મેં તો અવળાં કારજ કીધાં–(૫)

*

ટાવરનાં ઘડિયાળે જઈને બેઠી,
કાંટાઓ બે અડકી જાતા
સૂરજની છાતીથી ઝરતો
મઘમઘતો આ તડકો લૈને
બાવળિયાનાં પીળાં ફૂલે હળવે હળવે ઝૂલી.
બાવળિયાની ડાળે બાઝયું કરોળિયાનું જાળું,
આછો એનો કંપ હવે હું ભાળું
અળગાં આઘાં તળાવ-સૂતાં જળમાં.
જળનો આછો કંપ હવે તો

ઘણુબેઠેલી ગાયું કેરે અંગે ફરકી જાય.
ઘાસલિયાં સપનાં વાગોળી ગાયું ઓલાં ખાય.
વડલાના ચંદરવા હેઠળ.....

હાઈકુ કાવ્યો

ગામપાદરે
કુળજોગણી થાપો
કંકુ ઝરતો!

સાગરપંખી
નાળિયેરીના ઝૂંડે
છાંટે ભૂરકી.

એકલવાયો
કૂવો ખાલી: વચ્ચે
કો પડછાયો.

તંત્રી મંડળ

જયંત પારેખ

પ્રિયકાન્ત મણિયાર

ગ્રંથાવલોકન

ભોળાભાઈ પટેલ

રઘુવીર ચૌધરી

કવિતાના વિશ્વપ્રવાહો

નલિન રાવળ

વ્યવસ્થા

મહેન્દ્ર ભગત

મનુભાઈ ત્રિવેદી

સહાયક

પ્રબોધ પરીખ

કવિલોક : ત્રૈમાસિક તંત્રીઓ : જયંત પારેખ - પ્રિયકાન્ત મણિયાર

લવાજમ—દેશમાં રૂપિયા ચાર : વિદેશમાં શિલિંગ આઠ. છૂટક નકલના સિત્તેર પૈસા. લવાજમ ભરવાનાં સ્થળ (૧) કવિલોક, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઇ ૨. (૨) એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. (૩) પિનાકિન ઠાકોર, ઠાકોર બ્રધર્સ, જર્મન સિલ્વર માર્કેટ, રતનપોળ, અમદાવાદ. (૪) શિવકુમાર જોષી. સુદર્શન ઍન્ડ કંપની, ૧૦, આર્મેનિયન સ્ટ્રીટ, કલકત્તા ૧. (૫) વિનસ સબસ્ક્રીપ્શન એજન્સી, શામસદન, ૧માળે, ૧ ભાસ્કર ભાઉ લેન, ગામદેવી, મુંબઈ ૭.

## આ અંકમાં



આ અંક સાથે 'કવિલોક'નું અગિયારમું વર્ષ પૂરું થાય છે. આગામી વર્ષનું તેમજ પાછળનું બાકી હોય તો તે લવાજમ મોકલી આપવા સૌને વિનંતિ.

માલિક કવિલોક સંસ્થા વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ મુંબઇ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.

કવિલોક

૬૬

વર્ષ ૧૧ : અંક ૬ નવેમ્બર-ડીસેમ્બર ૧૯૬૮


# ભીખુભાઇ કપોડિયા

## કેટકેટલાં સપનાં

દીવાલ પરના
તારીખિયાનાં પાનાં પર બેઠેલી
પેલી મોરપીંછના જેવી
ખરી ગયેલી 'ગઇકાલ'નાં
પગલાં લઈને વહી ચાલતી 'આજ'.

ઊડે ફરફર ફરફર
પાન 'આવતીકાલ' તણું પણ ઝાંખું ઝાંખું
ધુમ્મસ આડે સૂરજ જેવું લાગે.
બારીથી ભીતર આવીને ફૂલ
હવાના દરિયે તરતું,
ફરી ડાળને ઓલે
જઇને બહાર સરપ શું ડોલે
(ડાળ પાન ને મૂળિયાંના
સગપણને તે કેમ કરીને ભૂલે!)

હું મારા ટેબલથી હળવે
પુસ્તક એક ઉપાડું:
પવન તણો કલશોર
અરે કલશોર કશો આ... !!
પાન પાનથી
પતંગિયાંની પાંખો
સહસા આમ તેમ વેરાઈ,
મારી આંખ વીણવા લાગે.

સમયની પાર હવે તે
કેટકેટલાં સપનાં એમાં ઊડે... ?!
ભીના રંગરંગની છાયાઓમાં બૂડે...?!

## કમલ વૈદ્ય

### મૃત્યુ

વિરહ સાલે છે સ્મૃતિ હોય ત્યાં સુધી જ.
        સ્મૃતિવિલોપન મૃત્યુ
        અભિનવ ભવ
નહિ નહિ, પ્રિય, એની કથની જુદી જ.

આખરની ઘડીયે ય તું નિકટ નહિ એની ઊંડી હતી વ્યથા.
પ્રત્યેક કરણમાંથી પ્રાણનું ઉત્ક્રમણ હું લહું
                                        અસહાય
                તારા નામના અબોલ ઉચ્ચારણ સાથે...
મિલનની સહુ શુભ ક્ષણનું યે બહુતંતુ બળ
કોઇ પ્રકર્ષણે જતું તૂટી...
ખેંચાઈ જતી હતી દૂર દૂર
દૂરને અંધાર...

પેલી પાર –
        વૃષભને યાન નહિ,
        નહિ રે વિમાન,–
હોય તો અગનનો આધાર.

જે અંધારની મેં ધરી હતી ભીતિ
એની તો જણાઈ નહિ ક્યાં ય અવસ્થિતિ !
ઉજ્જ્વલ અજ્રાંય એક સીમહીન આભા..

આભામય કંઇ અગણ્ય આકાર
સમીપ દૂરનું પણ નહિ પરિમાણ ...

તારા નિઃશ્વાસની મને લાગી રહી ઉષ્મા
એટલી હું હતી તારી કને.
દૃષ્ટિ તારી ઝીલતી'તી કેવલ આકાશ,
મને વીંધી જતી તો ય જોતી નહિ મને.
નિમેષવિહીન ઉદાસીન તવ પ્રીતિ ...

ધીરે હું ઉચરું તવ નામ.
મારા નામનું જ પણ ગુંજરણ કશું મારે કાન!
અવકાશદેહા લહું
        સરી જતો જાણે કોઇ ભાર – આવરણ:
દેખતી હું તો ય મારાં બિધડે નયન!

કરણનાં લાધે પરિમાણ
દૂર દૂરને ભવન ...

○

# શ્યામ સાધુ

## કો'ક દી'

પાંપણે બાંધી પૂનમ ફરતો રહ્યો,
આગિયા જેવી હતી મારી સફર.

કોણ સૂરજને દિલાસો આપશે ?
આ તિમિર ટહુક્યા કરે છે રાતભર.

લઈ પીળાં ફૂલ હાથમાં વેરાનનાં,
આંગણે ઊભી હજીયે પાનખર.

રણમહીં પામ્યો છું મળવાનું વચન,
કેમ હરિણાળું ન હો મારું ય ઘર ?

દ્વાર ગીતોનાં ઊઘડશે કો'ક દી',
કો'ક દી' લયમાં ડૂબી જાશે નગર.

○

# પ્રાણજીવન મહેતા

## ત્રણ કાવ્યો

### ૧

વંટોળીઆને ફૂંક મારવા જેટલી જ હિંમત
આપણે બતાવી શકીએ છીએ;
પણ
વંટોળીઓ કદી સર્જી શકતા નથી.
બે હથેળીઓ વચ્ચે
ભીની થયેલી હવાને
મસળી શકીએ છીએ ક્યારેક;
કે ક્યારેક
આંગળીઓના વધી ગયેલ નખને
દાંત વડે બેઠા બેઠા ખોતરીએ છીએ આપણે
પણ
પથ્થરની ગુફાઓના પોલાણમાંથી
સમયને સંભોગી
બહાર આવેલા શહેરોની વચ્ચે
અકળાતા નથી આપણે.
આપણે જાણીએ છીએ કે
લાઈફ ઈન્સ્યુરન્સના મકાન પર
આવી બેઠેલા ગીધનાં ટોળાંને
કોઈ ઉડાડી શકતું નથી;

છતાં આપણે
ચાંદીના સિક્કાઓને
ગલોલમાં ભરી એ તરફ ફેંકીએ છીએ–

૨

ધ્વનિવર્ધક યંત્ર જેવા આપણે
અવાજને
ફેલાવીએ છીએ ચારે કોર.
ચારેકોર
ઊડતા અવાજની સમડીઓની પાંખોથી
વિંઝાય છે આકાશ,
ધવાય છે અવકાશ
અને રક્તની નદીઓ વહી આવે છે
આપણી તરફ
સૂર્યની ફૂટી ગયેલી આંખમાંથી.
સૂર્યની ફૂટી ગયેલી આંખમાંથી
છૂટો પડેલો અંધકાર
આપણા અવાજમાં
ભળી જાય છે પછી
અને પછી
આપણે શોધીએ છીએ આપણા અવાજને.

૩

પીરામીડની ટોચપર
ખણુગાં ફૂંકતી સંસ્કૃતિ
ગબડી પડે છે
અને
એ જ પીરામીડના
પથ્થરીઆ પાયામાં
ધરબાઇ પડેલ
શબનાં હાડકાં સાથે
સંઘર્ષાઈ સળગી ઊઠે છે
ત્યારે
સર્વત્ર
પ્રકાશ ફેલાઈ જાય છે.

૦

# રાજેન્દ્ર શાહ

## વનપ્રવેશ

પ્રિયે !

નેપુરની અલક્તક અંકૃતિની સ્મૃતિ

અળગું કરી દે છે તારા અંગ પરનું સમયનું આવરણ.

ઊઘડતા પદ્મની વર્ણમધુર સૌરભ

લજ્જાઢળી આવી'તી આ ઘરની ભીતર

— ઘર જેનાં દલની અંદર ગયું વસી.

મંગલફેરાની મધ્યની વિધિનું પુનરાવર્તન કરે છે આજ

તે સમયની તારી વયના અંક:

એમને ચરણ તારો 'વન'માં પ્રવેશ.

સમગ્ર સમયનું આ ક્ષણે આકલન...

સદ્મનિવાસિની તું

—કુંકુમઅરુણ તવ પ્રીતિ

અહરહ

જાગરણે અંગને ઉમંગ, સુપ્તિમહીં શાન્ત

રેલી રહી સાયુજ્યની ગીતિ

પ્રીતિ જાણે નહિ કો અભાવ

પ્રીતિ કામધેનુ

નાનેરે આવાસ એની

તરંગ-વલયે કલમુખર લહું છું ભરી સૃષ્ટિ-

સદ્મનિવાસિની તું. તું વનાવિહારિણી

ભૂમાને આનંત્ય

પૂર્ણ વિકસિત પુષ્પ પરહરે વૃન્તનો યે સંગ
બની રહે કેવલ સુગંધ.
–ક્ષિતિજની  સાન્ધેય  તું  દ્યુતિ,
–અવ નહિ ક્યાંય અપહ્નુતિ;
સોહામણાં જે રશ્મિએ લોક લોકાન્તર.
–અવકાશમહીં
શ્રુતિહીન ગુંજરણે
તવ આનંદનો સ્પંદ...

પ્રિયે !
હું તો મને જોઉં નહીં ક્યાંય
જેને લહું
તેમાં હું અભિન્ન.

# બલાકાની વાણી

એક વાર શ્રીયુત ડૉ. સુબોધચંદ્ર સેનગુપ્તાએ કવિવર રવીન્દ્રનાથના અગમવાદ (mysticism) ઉપર કંઇક લખવા મને જણાવ્યું હતું. રવીન્દ્રનાથની દૃષ્ટિ અને અનુભૂતિનાં એટલાં બધાં પડ છે કે એની આધ્યાત્મિક અનુભૂતિનો પરિચય એક જ લેખમાં કરાવવો સંભવિત નથી. રવીન્દ્રનાથનું અંતર અનંત વૈભવે પૂર્ણ છે. એના આધ્યાત્મિક ભાવોનું પૂર્ણ રીતેપૃથક્કરણ કરવું મારે માટે સંભવિત નથી. એમની કાવ્ય પ્રતિભા એટલી વિપુલ સંપદે શ્રીમંત છે, કે એનો પરિચય આપવા જતાં પુસ્તકો લખવાં પડે. અહીં અવલોકનને સુગમ કરવા માટે રવીન્દ્રનાથના સમગ્ર સાહિત્યનું અવલંબન ન કરતાં માત્ર 'બલાકા'માંથી સાંપડતી દૃષ્ટિ અને અનુભૂતિનું સ્વરૂપ લઇ આલોચના કરીશું.

કવિની પ્રતિભા આપણી પાસે સત્યનાં રૂપને સ્પષ્ટ કરે છે, સૌંદર્યના રૂપને તેના ત્રિનેત્રદ્વારા પ્રકાશિત કરે છે. સાધારણ બુદ્ધિ ઉચ્ચ–સ્તરિત કવિત્વમાં વિલસતા એક પ્રકારના અશરીરી ભાવના અર્થ અને સૌંદર્યને ઝીલી શકતી નથી. છતાંય કવિની પાસે એ અત્યંત સુગમ બની જાય છે કારણ સાચો કવિ દૃષ્ટા છે, અનૂમતા કવિ સત્યને જુએ છે, સત્યનો અનુભવ કરે છે. જ્યાં આ દૃષ્ટિ છે ત્યાં ભાવધારા અનુરૂપ ભાષાના ઉપકરણો સહિત ઊતરી આવે છે. કવિતાનો પ્રાણ ભાવ ને છંદથી જ રચાયો છે; જ્યાં ભાવ સ્વચ્છ ને ગતિશીલ, ત્યાં ભાષા પણ સુસ્પષ્ટ ને યથોચિત હોય છે. સાચો છંદ તો ભાવની માફક એની મેળે જ સ્ફુરે છે. મહાકવિ કતર્વ્ય–બોધ દેવાજ તે સર્જન કરતો નથી. પરંતુ સર્જનધારાનું અવલંબન લઇ એ ઉતરી આવે છે. ભાવનો વિકાસ ને છંદનું રૂપ અનુભુતીનાં કોઈ સ્તર થકી ઉતરી આવે છે.

"અનુભૂતિ" કહેતાં આપણે સહજ "નિશ્ચયજ્ઞાન" સમજીએ છીએ. છતાંયે અનુભૂતિનાં અનેક સ્તર છે. મનુષ્યનું સ્વાભાવ જ એવું છે કે જેમાં નાના વિધ [આંતર-નાદ] આવી રહેલાં છે. અને આજ આંતર-નાદ અનુભૂતિના અનેક રૂપ લે છે. ઉપનિષદના ઋષિઓએ માનવ-જીવનને [અસ્તિત્વને] પ્રાણના સ્પન્દને, વિજ્ઞાનની અનુભૂતિએ, આનંદના છંદે અને સત્યની દૃષ્ટિએ પૂર્ણ જોયું છે.

તૈતરીય શ્રુતિમાં માણસની અનુભુતિનું પૃથ્થકરણ ક્યાંય મળી શકે એમ નથી. બ્રહ્મ-અન્ન, બ્રહ્મ-પ્રાણ, બ્રહ્મ-મન, બ્રહ્મ-વિજ્ઞાન, બ્રહ્મ-આનંદ-આ ઉત્તરોત્તર સ્તરીત તત્વાનુભૂતિ આપણા જીવનના [અસ્તિત્વ] આંતર સાથે ગુંથાયા [અનુસ્યુત] હોય છે. માનવની નીકટ ક્યારેય કોઇ સ્તરીત છંદ જાગી ઉઠતાં તેને તેજ તત્વની સાથે પરીચય કરાવી દે છે. પ્રત્યેક સ્તરની એક રમણીયતા સંસવિત છે. કારણ પ્રત્યેક તત્વની ગતી તેને અનુરૂપ વિશ્વતત્વ પ્રતી થાય છે; પ્રાણ વિશ્વપ્રાણ સાથે અને જ્ઞાન વિજ્ઞાન સાથે પરીચય કરાવી દે છે. આ પ્રમાણે અધ્યાત્મ તત્વની અનુભૂતિ સાથે આધિદૈવી તત્વનો મેળ આવી રહેલો છે.

ઉપનિષદ્ મુજબ આજ આંતર બાહિર એક તત્વના ધ્યનદ્વારા એક પ્રકારની ગંભીરતર સંવેદના જાગ્રત થાય છે. જે ઉત્તરો-ઉત્તર ગંભીર સ્તરે ડુબકી ખવડાવી અખંડ પ્રજ્ઞામાં પ્રતિષ્ઠિત કરે છે; એથી જોઇ શકીએ છીયે કે ઉપનિષદ્નું અવલંબન કરી ભારતીય સાધનાએ અખંડ તત્વાનુભુતિનું રૂપ લીધું છે. એજ સત્ય કેન્દ્રે ગભૂરની ગુહામાં જ્યાં જીવાત્માં ગંભીર થઇ પરમાત્મા સાથે મળે છે. ત્યાં જ કાંઇક આ અનુભૂતિનાં હિમાદ્રિ શિખરે પરમ-ચેતના ને વિશ્વ-ચેતનાના સમિશ્રણ દ્વારા આ એકતા [યોગ] પુષ્ટિ ભાવ પામે છે. . . .

રવીન્દ્રનાથ એમના Hibbert Lectures માં એક સ્થાને આ પ્રકારના ભાવને અવલંબી પ્રથમ અધ્યાત્માનુભૂતિને અતિમાનસના સ્તરે સ્થાપે છે અને મનોધર્મથકી પૂર્ણરૂપે મુક્ત કરે છે. મન આ યોગનું અધિકારી થઇ શકતું નથી. મનનક્રિયા સ્તબ્ધ થઇ જાય ને સમગ્ર વિશ્વ આપણી અનુભૂતિનાં સંવેદનથી દૂર જાય એવી જ અવસ્થામાં આત્મા પરમાત્માનો સંયોગ અને સંવેદન સંભવિત છે.

ભારતીય બ્રહ્મવાદમાં શ્રેષ્ઠ સ્થાન શંકરનાં અદ્વૈતાનુભુતિના આત્મસ્વારાજ્ય અને વૈષ્ણવ આચાર્યોના આત્માપરમાત્માના મિલને લીધું છે. રવીદ્રનાથ પોતાના વિવિધ આલેખનમાં આપણા અસ્તિત્વના (જીવનના) ગંભીર સ્તરે સંયોગની શકિત છે એવો ઇશારો કરે છે. વસ્તુતઃ એમના મત પ્રમાણે યોગને ઉપાસના આપણને એક એવા સ્તરે લઇ જાય છે કે જયાં આપણને સત્યનું વિશ્વાતીત રૂપ જે મન ને પ્રાણથી અતીત છે એ સાંપડે છે; જયાં ધીરે ધીરે મનનો સંવેગ સ્થિર થતાં બૃહત્તર જ્ઞાન અને અનંદ સાથે પરિચય થાય છે. એમના સર્જનમાં બ્રહ્મ (cosmic being) આનંદ રૂપે, અમૃત રૂપે વિલસી રહ્યું છે. પરંતુ એ સ્વરૂપે શાંત અને અદ્વૈત છે. આ અદ્વૈત શંકરનું અદ્વૈત નથી, એ તો બહુને ધારણ કરતું અદ્વૈત (એક) છે. અનેકમાં પ્રકાશિત હોવા છતાંય સ્વરૂપે પૂર્ણ ને અખંડ છે. રવીન્દ્રનાથ દાર્શનિક ભાષા ન વાપરે તોય આ વિષય એમના આલેખનમાં ઘણે ઠેકાણે ખૂબ સ્પષ્ટ છે. એમણે એકવાર મને લખી જણાવ્યું હતું કે સીમાને સીમાબધ્ધ કરી જોવું એજ એનું મિથ્યાત્વ સીમાને અસીમ મધ્યે પામવું એટલે એના તથ્યને પામવું. તેઓ એ પુરુષને જાણે છે જે एकदेवः सर्वभूतेषु–गूढः આ તત્વને એમણે આનંદરૂપે અનુભવ્યું છે; મનદ્વારા નહિ

ઉચ્ચત્તર અનુભૂતિદ્વારા જે આપણી મનનક્રિયા અર્થાત thinkingની પર જઇ આનંદરૂપી પ્રકાશ અને અદ્વૈતરૂપી અસ્તિત્વ અનુભવે છે. આ યોગ ખરેખર તર્કયુક્તિથી પર છે; એથી સાધારણ દાર્શનિક ભેદ અને અભેદ રૂપે આનું વર્ણન કરી શકાતું નથી; જીવગોસ્વામી એને અચિત્ય કહે છે.

સાધારણ રીતે રવીન્દ્રનાથનો પરિચય આપણને આ જ ભાવમાં થાય છે. બ્રહ્મની સાથે એક રૂપ થવાનું નિત્ય આકર્ષણ આત્માને હોય છે એની ગતિ એનો ઉત્સાહ, બધું જ એને દોરી જાય એ જ દિશામાં રૂપ, રસ, સ્પર્શ, સકલ વેદના આની જ સાક્ષી પૂરે છે.

રવીન્દ્રનાથ તત્વને પામ્યા છે ધ્યાનની ગંભીરતામાં, તત્વના ઐક્યમાં. પરંતુ એટલાથી જ એ સંતુષ્ઠ નથી. અનુભૂતિના આ હિમાદ્રિશિખર તત્વની પ્રાપ્તિ એ આંશિક પ્રાપ્તિ છે શાંતરૂપની આનંદરૂપની નહીં. આનંદ રૂપે પામવું એટલે સર્જનના પ્રત્યેક સ્તરે પામવું. રવીન્દ્રનાથની દૃષ્ટિએ સર્જનમાં આનંદના ફૂવારા ભરે છે. સર્જન આપણને આનંદના સંવાદ નિકટ લઈ જાય છે. વૈષ્ણવ દાર્શનિકોએ આનંદને તત્વના પ્રાણ તરીકે ઓળખાવ્યો છે. માત્ર સૃષ્ટિના વૈચિત્ર્યમાં જ એ નિબધ્ધ નથી, ખરું જેતાં આનંદમાં જ વિશ્વનું અવધારણ થયેલું છે. રામાનુજે આનંદને નિત્યવિભૂતિ અને લીલા વિભૂતિ એમ બે પ્રકારે ઓળખાવ્યો છે. આથી જ સર્જનમાં લીલાનો આનંદ પ્રગટે છે. પરંતુ આ સૃષ્ટિ આનંદસ્વરૂપ આનંદથી ભિન્ન છે. ચિતલોકે પ્રકાશિત બ્રહ્મની નિત્યરૂપ-શક્તિનું પ્રાચુર્ય છે. વિભુતિનું ઐશ્વર્ય છે અને આનંદનો પ્રકાશ છે. ચૈતન્યદેવે સૃષ્ટિના આનંદના સંવેગનું અતિક્રમણ કરી એવા આનંદને પ્રાપ્ત કરે છે, જ્યાં સૃષ્ટિના સંવેગની સંકીર્ણતા નથી. છે માત્ર આનંદનું અનંત

રૂપ. અપ્રાકૃત વિશ્વની છે અપ્રાકૃત રૂપની માધુરી, અશરીરી શબ્દની લહરી અને ચિન્મય વિગ્રહનું માધુર્ય. શ્રીમન્ મહાપ્રભુજીની દૃષ્ટિએ કારણાતીત વિશ્વ પ્રાકૃત વિશ્વની માફક રૂપ, રસ ને છંદથી પૂર્ણ છે. પરંતુ જે કારણે એને નથી આવરણ કે વિકાસની વિભૂતિ એ જ કારણે એ છે નિત્ય અને સનાતન. આ વિશ્વની અનુભૂતિ હોય પ્રાણની તૃષ્ણાને જગાડવાને નહિ; પ્રાણની તૃષ્ણાને તો ચેતનાની દીપ્તિદ્વારા પરિવર્તિત કે પરિમાર્જિત કરેછે. ભગવતાનુભૂતિઃ વૈષ્ણવ આચાર્યોના મત પ્રમાણે આત્મિક આનંદની અનુભૂતિના વિશ્વમાં સર્વવિધ, રૂપ, રસ, ગંધ, શબ્દ, સ્પર્શદ્વારા સ્ફુટ થાય છે. વૈષ્ણવ કવિઓ આવી સંવેદનાને સૃષ્ટિના ઊર્ધ્વસ્તર પર સ્થાપે છે. સૃષ્ટિનો તિરોભાવ છે પણ આ પ્રકારના વિશ્વનો તિરોભાવ નથી. આ છે સનાતન. રવીન્દ્રનાથ જ્યાં સૃષ્ટિની વિપુલતામાં રૂપ રસની દ્વારા આનંદનું અનુસંધાન કરે છે જ્યાં આપણને વૈષ્ણવ કવિગણની જેમ ભાવભૂમિકાનો અનુભવ થાય છે–ત્યાં પણ રવીન્દ્રનાથ વૈષ્ણવ કવિઓની સમગ્ર કથનરીતિનો વ્યવહાર કરતા નથી. એમનાં રૂપ ને રસ ભૌતિકતાથી નિબદ્ધ હોવા છતાં એને વૈજ્ઞાનિક રૂપ રસ કહી શકાય નહીં; કારણ સૃષ્ટિ છે આનંદનો સંવેગ. રવીન્દ્રનાથ વૈજ્ઞાનિકોની દૃષ્ટિનું અતિક્રમણ કરી રૂપ અને રસમાં રહેલી શક્તિનાં સ્પંદન કરતાં આનંદનાં કંપન અને પુલકને વધારે જોઇ શક્યા છે. શક્તિની અનુભૂતિ વૈજ્ઞાનિકની દૃષ્ટિમાં શ્રેષ્ઠતમ અનુભૂતિ છે; પરંતુ આનંદની અનુભૂતિ વિશ્વની અધ્યાત્મ દૃષ્ટિ આપે છે. વૈષ્ણવ દાર્શનિકોએ સૃષ્ટિ દ્વારા શક્તિ મેળવી છે, અને સૃષ્ટિનું અતિક્રમણ કરી આનંદ મેળવ્યો છે. શક્તિની દૃષ્ટિ એ વ્યાવહારિક દૃષ્ટિ છે; આનંદની દૃષ્ટિ પારમાર્થિક દૃષ્ટિ છે, કારણદૃષ્ટિ છે. કારણ વિશ્વમાં જે

આનંદની પુલક છે તે સમસ્ત કાર્ય-જગતમાં રૂપ, રસ, સ્પર્શ અને ગંધે વ્યાપી રહેલી છે. આથી જ વિશ્વનો આનંદ પામતાં જ સમસ્ત સૃષ્ટિ શક્તિના વિકાસ અને આનંદના વૈભવથી પૂર્ણ થાય છે. રવીન્દ્રનાથની આ દૃષ્ટિ આનંદની દૃષ્ટિ છે, આધ્યાત્મિક દૃષ્ટિ છે. રૂપ અને રસના સંવેદનની સાથે જ પરમતત્ત્વના યોગને એ સ્વીકારે છે. ને એથી જ વિશ્વ સૃષ્ટિના સંગીતની મૂર્છનાથી જે આપણને દૂર રાખે છે એના વૈરાગ્યની વાંછના એ કરતા નથી. સહુની સાથેના મિલન દ્વારા, સહુની વચ્ચે એ મુક્તિનો આસ્વાદ પામ્યા છે. સૃષ્ટિ જ્યાં જડ શક્તિની જ રમણા છે ત્યાં મુક્તિનો આસ્વાદ નથી એ ખરું. સૃષ્ટિને ચિન્મનયસ્વરૂપે મુક્તિનો પથ આપ્યો છે કવિની દૃષ્ટિએ. સૃષ્ટિ છે આનંદ યજ્ઞ. આ યજ્ઞમાં આહુતિ આપે છે આપણી પ્રત્યેક વૃત્તિ. યજ્ઞ આપે છે આનંદભોગ. त्यक्तेन भुञ्जीथाः સૃષ્ટિને આનંદ સ્વરૂપે ગ્રહણ કરવાનો આ મૂળ મંત્ર છે. રવીન્દ્રનાથ સૃષ્ટિનો વ્યષ્ટિરૂપે ત્યાગ કરે છે ને સમષ્ટિરૂપે એનો ઉપભોગ ઇચ્છે છે. આ સમષ્ટિસૂત્ર જ એમની સૃષ્ટિને અનવદ્ય સૌંદર્ય અને મહિમા આપે છે. આ સૌંદર્યદૃષ્ટિ કવિને એક એવું સંવેદન આપે છે કે જેનાથી ક્ષુદ્રમાં વિરાટનું એમને દર્શન થાય છે અને રૂપમાં અરૂપનું.

રવીન્દ્રનાથનાં સર્જનમાં આ તથ્ય અનેક સ્થળે પ્રકાશ પામ્યું છે. અદ્વૈત રૂપ, આનંદરૂપ, આનંદ યજ્ઞ-એમની દૃષ્ટિએ આ થયા સત્યના વિકાસસ્તરના ક્રમ. આ વિકાસનું કોઇ આવર્તન વિવર્તન નથી;-કારણ સત્ય રૂપે જ પૂર્ણ છે. અનુભૂતિ પામતાં આપણને દરેકમાં એક પ્રકારનો આત્મબોધ થાય છે. [ક્રમશઃ

ડૉ. મહેન્દ્રનાથ સરકાર

અનુ: જ. નાથ

# ※ કવિલોક ※

વર્ષ ૧૨ : અંક ૧ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૬૯

સળંગ અંક ૬૭

આ અંકમાં



તંત્રી
જયંત પારેખ

મુખપૃષ્ઠ : પુલિનબિહારી
શ્રી. મેઘનાદ ભટ્ટના સૌજન્યથી

લવાજમ રૂા. ૫-૦૦
શિલિંગ-૭-૦૦

શુદ્ધિ : પાનું/પંક્તિ : ૬/૯ અકાય; ૩૦/૧ ભાયાણી



# કવિલોક

। ॐ. वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविर्आवीर्म एधि।

## મકરન્દ દવે

અંતરના સ્નેહથી ઊઘડતી અને વિસ્તરતી
ક્ષણમાં અનંતને લહેરાવતી

### સુગંધનું ગીત

કાળ તણી ડાળખીએ ક્ષણનાં ખીલે છે ને
ક્ષણનાં ખરે છે કૈંક ફૂલ:

ચાલ, એની વિસ્તરતી ભીની સુગંધને
મારગડે મૂકીએ પાય;
સીમની દિશાઓની બીજી શી શોધ ?
એને અણસારે સાચ ઓળખાય:
ઊના તે વાયરાને અંગે ફરકાવતી
ઝીણેરું વ્હાલનું દુકૂલ..

ક્ષણનું અનંત એક ઊઘડે સવાર,
એક ઊઘડે સુગંધની લાલી;
પલકારે આંખને એ પીધી આકંઠ પછી
આખી યે ખેપમાં ખુશાલી:
ચાલ, બસ પાય આમ ચાલ્યા કરે
એની મૌજે અંકાય નહીં મૂલ...

## મનોજ ખંડેરિયા

### ગાન

ઢળતી રે સાંજને ભીને અજવાસ–
નાનકડાં રાતરાણી ફૂલ જરા ઝૂકયાં
કે કાન મહીં કમખાના મોર ફરી ટહૂકયા
ને ફુવારે ઊડતી સુવાસ.

એ ચિતો ટહૂકાનો લીલેરો વાન એ તો આડેધડ વગડે વેરાન
ફરી વળનો શું કિરણોની જેવું !
સળવળતી પાંદડાંની પાંખી બિછાત એમાં તરવરતી નભની રે ભાત
જોઇ મનમાં તો થાય કેવું કેવું !
છલકાની બે કાંઠે નદિયુંમાં નેતરનાં વંન ઊગ્યાં એવાં સઘંન
કે ભૂરા તે નીર તણી તરડાતી જાય રે ભીનાશ.

ખેતરની કાંટાળી વાડયે કાબર જરા ઝૂલી કે ભાન હું તો ભૂલી
અતીતની આખી યે વાત રહી ઉખેળી,
ટેરવામાં ઊગી ગઇ આકાશી આંખ
એનાં પોપચામાં ફફડે રે પંખીના પાંખ,
મારી અંધારે મ્હેકતી હથેળી;
વ્હેતા રે વાયુનો રેશમી ઉપરણો તે વાયો
કે પોઢેલો પ્રાણ ફરી જાગ્યો
ને ચાંદરણાં થાય મારા શ્વાસ.

# રાજેન્દ્ર શુક્લ

## ખડખડતો શ્વાસ

કિચૂડ કિચૂડ બોલે કપાટ
અંદર ને બા'ર કશો મનનાં મિજાગરાંને
વળગ્યો છે વીત્યાનો કાટ.

ચકચકતા આયના ને બારી ને બારણાં
ને આંખોના કાચ બધા આંધળા,
ઠેશ પછી ઠેશ હણુ શ્વાસ પછી શ્વાસના
આ ઝૂલે અવાજ બધા પાંગળા;
ઓળંગે કોણ હવે
ઉંબર કે આંગણુ કે ડેલીના દખણાદા ઘાટ ?
કિચૂડ કિચૂડ બોલે કપાટ.

આસપાસ ગાઉ ગાઉ વિખરાતું ઘેરીને
આખા યે આયખાનું એકલું આકાશ.
મીંચાયાં નેણ, થાકચાં દૂર દૂર હેરીને
ખાલી ખંડેરોમાં ખડખડતો શ્વાસ;
આવવાનું કોણ અહીં
ઉજ્જડ મકાન ગામ શેરી હિરદય ને હાટ ?
કિચૂડ કિચૂડ બોલે કપાટ.

o

## ઉશનસ્

### તું છો સૌથી પ્રિયતમ

તું છો સૌથી પ્રિયતમ, તારો સૌથી પ્રેમ મહાન;
તેથી તો તવ પ્રીતનું અમને ભાગ્યે રહેતું ભાન.

ફર્યા કરું છું મનફાવે ત્યમ છોડીને તવ સંગ,
એમ કે હું તે કયાં જવાનો, હું જે તાહરું અંગ?
સાંજ પડયે તો આખર તારું છે ને નીડવિતાન.
તું છો સૌથી પ્રિયતમ, તારો સૌથી પ્રેમ મહાન.

જે ભણી મારું વ્હાલ અતિશય, તે ભણી વાણી ચૂપ;
નહીં પ્રીતિ ખોવાની ચિંતા, ઉજાગરાનો ધૂપ;
તેથી તો ઘડીએ ઘડીએ તવ થયા કરે અપમાન.
તું છો સૌથી પ્રિયતમ, તારો સૌથી પ્રેમ મહાન.

હે પ્રીતસાગર! તું માં તરીએ; કયાં ય ન અંત, ન આરા
તું ગંભીરતલ, પ્રશાન્ત, નિશ્ચલ, ઉદાર તું મઝધારા
ડૂબીએ તો બેઠો છે તવ કર નિતવચ્છલ આજાન.
તું છો સૌથી પ્રિયતમ, તારો સૌથી પ્રેમ મહાન.

## રાજેન્દ્ર શાહ

### ગાન

મન મારું ડોલે...
સરવર જલ શું ઉચ્છલ છલ
કુલ કુલ
હવાને હિલોળે...

ઊગમણા આભની આ અરુણાઈ ઝીલી
કમલની જેમ ખીલી દલ દલ
પલ પલ
પરિમલ ઢોળે...

મન મારું ડોલે...
વનની અમરાઇ મહીં મંજરીની ગંધ
એને અમલ
કુવેલ જેમ
કલકંઠ ખોલે...

એકલ એકલ એનો હરખ ન માય
વાયુ સમ વહી જાય
ગગનગુહામાં પોઢ્યા
કોઇને ઢંઢોળે!

o

### હિરણ્ય ગગન

અસ્તંગત સૂર્ય
હિરણ્મય પ્રતીચી ગગન

મંત્ર પ્રશમંત

પણ

મંદ ગુંજરણે

અરવ અચંચલ આ હવા

ઊડે ઊડે

અંબરને –

ઉરને – ગહન

અમીટ નયન

આપણે – અંહાય

પ્રિય,

ક્ષિતિને કિનાર

કેવલ

હિરણ્ય ગગન

૦

## પ્રાણજીવન મહેતા

---

### તૂતક પર

તૂતક પર બેઠેલો
ભૂતની આંખ જેવો લાલ સૂર્ય
દરિયાના ઊંડા પાણીમાં
હમણાં જ ગરકાવ થઈ
ઊંડે ઊંડે પાતાળમાંથી
અંધકાર
મને
શાર્ક માછલીની જેમ
મારી તરફ ધસી આવતો દેખાયો.
જળચર પક્ષીની પાંખોમાં
અત્યાર સુધી
ફફડયા કરતું આકાશ
ક્ષિતિજને એક ખૂણે બેસી
ધીમે ધીમે શ્વસવા લાગ્યું.
દરિયો
લીલા નાળિયેરના કોચલામાં ઊછળતા
મીઠા જળની માફક
મારી આંખોમાં
ઊછળવા લાગ્યો.

○

# ભીખુભાઇ કપોડિયા

## ગતિમય ઘેન

મને ભમરડાને
ફેંકવામાં આવ્યો છે સારથી
ફર્યાં કરું છું વેગથી.

અનેક અણીઓ જડ્યા મૃત્યુઓના ઘાવ પર
કલ્પનાઓના રંગે
રંગાયેલ હું
મારા અસ્તિત્વનો બોજ લઈ
સ્થિર તો ય
અનવરત ભમ્યા કરું,
આર લગી કોરેલાં
મારી જિંદગીનાં વર્ષોનાં વલય
લઘુ થતાં જાય
ને
ધરી પર અને કક્ષામાં
યુગયુગથી ફરતી
આ પૃથ્વીથી સંબંધિત હું
મારા મૃત્યુની જડેલી અણીના ટેકે
ગતિમય ઘેનમાં
ગુંજ્યા કરું છું
ક્યારનો...

○

# યશવંત ત્રિવેદી

## તને લખેલી કવિતા

તું કેમ નથી?
જ્યાં બેસી તારી આંગળીઓના સ્પર્શમાં ચંદનવન ઊગતાં
તે દાડમિયા ઝરા પર કોઈએ પુલના ગર્ડરો જડી દીધા છે.

કોઈએ આપણાં પગલામાં ઊઘડતાં બારમાસીનાં ફૂલો પર શહેરો
ચણી લીધાં છે.

ક્રેસન્ટથી ટ્રેનને પાટે પાટે શોધ્યા કરું છું આપણું જૂનું ઘર.

મને યાદ છે:
લલિતના ક્રૌંચતા સૂરો જેવી ઉષા ઊગતી ત્યારે
તારા પ્રેમપત્રોના અક્ષરો જેવાં પારિજાતનાં ફૂલોની માળા ગૂંથી
તું મને પહેરાવતી.

હું તને છાતીએ ચંપી અશબ્દ ઊભો રહી જતો ત્યારે
પોર્ટિકોમાં બકુલના ઉઘાડની શબ્દતા ગજરા બનીને
તારા કંચવામાં બકુલાતી.

હું વાંચવા બેસતો ત્યારે પુસ્તકને પાનેપાને ઊડાઊડ કરી મૂકતાં
તેં હમણાં જ ગાઈને મૂકેલાં
બસંતબહાગના સૂરોનાં કેસરી પતંગિયાં.

'વેર્ને ફાઈન' કહી હું તને ચીડવતો ને છંછેડાઈને તું દીવાલને
પગ ઠોકતી ત્યારે દીવાલમાં અશોકવૃક્ષને ફૂલો ઊગી જતાં.

અગાસીને હીંચકે આપણે હીંચતાં ત્યારે
સામેના કૂંડાના તુલસીદલમાં ગોકુળાતું આખું વિશ્વ.

આપણે વીણેલા મોરપીંછનાં લીલાં લીલાં પાણી પર તર્યાં કરતું
વસંતની હોડીમાં શરદનું આકાશ.

ચરણુરજ લેવા તું નમતી ત્યારનું 'તારું' ઉમાસ્વરૂપ
મેં આપણા અનેક જન્મોની મંજૂષામાં સંતાડી રાખ્યું છે.

તને યાદ છે હોલિકોત્સવ વેળાએ દાદર પર
આપણે રોમેરોમ કિસૂરાઇ ગયાં'તાં વસંતનાં વનવન ?

હવે એ દાદરને એક એક પગથિયે કોણે ખડકી દીધા છે બરફના
હિમાલયો ?

ને એ હિમાલયોની પેલી મેર ભૂરા આકાશમાં ઊડતી દેવચકલીનો
લિસોટો દેખાશે ત્યારે ?

ક્યાં જઇશ હું
હમણાં પાટા પર ગાડી આવી લાગશે ત્યારે ?

તું કેમ નથી ?

०

## લલિત જાટકિયા

---

બે હાઇકુ

નીંદર પોઢ્યો
પ્હાડ, જરા બોલ્યાત્યાં
ટહુકી ઊઠે.

ફૂલ પ્રસારે
ફોરમને, લજાતી
જાય નવોઢા !

# નીતિન મહેતા

## એક કાવ્ય

મારી ઠંડી વાતોનાં છાયાચિત્રોને
તારી આંખમાં અંકિત કરી
હું ફોનના નંબરની જેમ સ્થિર
તારી આંગળીઓ પર ફર્યા કરું છું.
લીલાં તૃણોમાં તારા ચહેરાની
રેખાઓને ઉકેલવાનો પ્રયત્ન
કરું છું ત્યારે મારીતારી વચ્ચેનાં
વિશેષણોને
કોણ પ્રશ્નમાં રૂપાંતરિત કરે છે ?
આપણી બેના હાથ વચ્ચે
અવસાદની તિર્યકરેખા રચી
કોણ પલાયન થઇ ગયું છે ?
પ્રશ્નોનું ભુલામણું મહાનગર
આપણી વચ્ચે ચણી
અજાણ્યા આકાશ નીચે
કોણ મૂકી ગયું છે આપણને ?
આપણી સફરને એકાંત નગરના
ખૂણામાં કણસતી મૂકી કાલે હું
મારી સાથે સમાધાન સાધીશ પછી
તારું શું થશે ?

○

## અંજારામ રાવળ

### –ને

સાચે તું વૃન્દાવન કેરી સારિકા,
રમંત, ઊડંત, ભ્રમંત, કૂજતી;
કાલિન્દીના શ્યામ તટે કદમ્બની
ડાળીથી ડાળી પર સ્વૈર ઊડતી?

સાચે જ, પીધાં યમુનાજલો તેં
વળી વળીને, શિરને નમાવી?
પેલી લહી ગોપજનોની ટોળી
બેસી રહી બે ઘડી જમાવી?

–ને, સર્વ મધ્યે રમતા કિશોરને?
હતી શિરે પીછી મયૂર કેરી?
વાને હતો શ્યામળ એ રૂપાળો?
એની સૂણી બંસરી તેં અનેરી?

–પીધી ખરે, એ સ્વરકેરી નિર્ઝરી!
ક્યાંથી, નહીં તો રસધાર આ ઝરી!

०

Poetry is not a turning loose of emotion, but an escape from emotion: it is not the expression of personality, but an escape from personality. But, of-*course, only those who have personality and emotion* know what it means to want to escape from these things.

—T. S. Eliot

## નિર્ઝરી બૂચ

### હું અને અંધારું

પડું પડું
સૂકી જરઠ ભીંયની તિરાડે;
સરું ઊંડે
ગાઢા સૂચિભેદ્ય અંધારે.
અંધારાને આંખો આવે
જુએ મને
ચકળવકળ ડોળે.

અંધારાને પાંખો આવે
ઘૂમે અરે !
ક્રોધ લઈ મને
દ્રુત ડગે.

અંધારાને વાણી ફૂટે
બોલે અરે !
'રામ બોલો !'
ગંભીર અવાજે.

અંધારું રુએ
પોશ પોશ આંસુડે
બથ ભરી મને
નદીતીરે.

અસ્થિફૂલ પધરાવ્યાં એણે
નદીવ્હેણે,
ને
મરકું હું
નદીની વેણુમાં ફીણે !

પગ નીચેથી સરતી
રેતી,
વેણુમાં ખખડ્યાં
પ્રલયનાં જલ અચિંત્યાં,
કોટે વળગ્યાં એકમેકને
તાણી જાય વહેણુ વેગીલાં.

કોણુ દોડે કોની પૂંઠે !
કોણુ રહે કોની પૂંઠે !

o

## સુજાતા પ્રિયંવદા

### અસંપૂર્ણ

જીવન સાર્થક હોત
જો તેં મુગ્ધ દગે જતાં જતાં
કહ્યું હોત: 'હું છું પરાજિત'
જો તેં મનપદ્મતણી પાંખડી સૌ
ખોલી દીધી હોત
સૂર્યની સમ્મુખ.

એવી તો ન વાત કંઈ બની.
ક્લાન્ત સન્ધ્યા ને શીતલ રાત્રિ
શ્રાન્ત તારાગણુ
સહુ જાય ચાલી

સમય નિઃશેષ થતો આવે
રહ્યાં માત્ર
પ્રદોષપ્રદીપ અને અસંપૂર્ણ ગાન.

o

# સુધીર દેસાઇ

## મન

બંધ કરીને બારીબારણું
ખંડની વચ્ચે આવ્યો
હસી પડી ત્યાં હળવે હળવે મનની જાળી
અણુ અણુ આ ઊઘડે મ્હોરે
હું છલકાતો ચાલ્યો

આસપાસની આડ બધી સાકર સરખી ગળતી
દૂર દૂરની સીમ હવે આ આવી મુજમાં ભળતી

ઝર ઝર ઝરતી ગીત પણે ત્યાં સંધ્યારાણી
હું તો થઇને મુગ્ધ સૂણું જાણે મુજ વાણી
સમય મળ્યો આ મને અચાનક
હું ઊભરાતો મ્હાલું
પાર વિનાના જળની વચ્ચે
ડૂબવું લાગે વ્હાલું

કોઈ અજાણી સૌરભ મધ્યે ટમ ટમ તારા ટમકે
મનડું એને પાન મદિર થૈ ઠમકે
તાણેવાણે સૂર છંદના
હું જ વણાતો મુજથી

બંધ બારણાંબારી ?
એકલના આવાસ મહીં હું જોઉં
મારી સંગાથ ચડેલી રમણે સૃષ્ટિ સારી

## ચન્દ્રવદન મહેતા

---

### ઓ ગાંધી તું

સકળ સૃષ્ટિ સરજાણી જ્યારે મૂળ વાત બે જાણી,
અન્ધકાર ને પ્રકાશ બેની થઇ અલૌકિક કહાણી :
અવકાશના ગાઢ તિમિરમાં ગ્રહમંડળ વળી તારા
ચન્દ્ર સૂરજ પણ, એક નહીં વળી કંઇક રચાયા ન્યારા.

લખલખ તારા ઉપર કેતુ ધૂમ્ર પુચ્છની ફેરી,
સકળ સૃષ્ટિને ચમક આપવા વીજલડી પણ વેરી,
વળી રચાણી મેઘધનુષમાં તેજ રંગની કેલી,
ગગન પંથને ઉજાળવાને નિહારિકાની વેલી.

જાત જાતની તેજકણિકા વિરાટ દીવડા ચોગમ,
ભર્યા ભર્યા બ્રહ્માંડે સરજ્યા તેજદીપ અનુપમ,
માનવ પણ સરજાયો એવો, એને અંતર જ્યોતિ :
એક કિરણ જો એનું પ્રગટે, લાધે અણમૂલ મોતી.

આટઆટલાં અજવાળાંનાં વિધવિધ રૂપ રચાયાં,
તો પણ માનવહૈયે આજે શ્યામ પડ્યા પડછાયા,
હુંપદ અદકું મોટું એથી ગૂઢ ગાઢ અંધારું,
સવારથમાં થયો સવાયો માની મારું મારું.

અરે ગાંધીજી, તમે ફરીથી અંતરને સંકોરી,
જ્યોતિકિરણ ચમકાવી દીધા જીવનમારગ ઘોરી,
અણધાર્યાં કંઈ કામ ઉકેલ્યાં, નવા માર્ગ પણ ચીંધ્યા,
ડુંગર જેવી પડી આફતો, ગિરિગહ્વર પણ વીંધ્યા.

પત્થર પણ પીગળાવ્યા તેં તો વિષયવિષ પણ ધોળ્યાં,
મુગ્ધ કર્યાં તેં કંઈક માનવી અગનશ્વાસ વાગોળ્યા.
હરિનામનો મારગ લીધો પ્રેમપદારથ પીધો,

કથીરમાંથી કંચન કાઢી કાયરને વીર કીધો.
ઘણું કર્યું તે અચરજ એવું, કંઈ દુખિયારા તાર્યા,
પ્રેમળજ્યોતિ તેં બતલાવી, જીવનપંથ ઉજાળ્યા.

આજે તો એ જ્યોતિ માટે, નહીં કોઈ એને ઝંખે,
જો કોઈ શોધે જ્યોતિ એને જઇ ડારવા ડંખે.
અંધારાની કશી બીક નહીં, જેમ વધે અંધારું
કૂપ મંડુકશો નિત્યે માને એ જ જીવનને ન્યારું.

શતક નહીં પણ શતકો વીત્યે, કોક જ જાણણહારો,
માનવહૈયે પ્રકાશ ભરવા વ્યાકુળ કોક થનારો,
આવે અવનિતટ પર વિરલો, એવો એક તું ગાંધી!
આવ્યો ને તું ગયો એટલે ફરી વળી છે આંધી.

આ અંધારું અઢળક આવ્યું, સકળ વિશ્વને ઘેરે,
શતક શતક જો વીતશે પાછા, વીંટળશે શી પેરે.
નથી કળાતું: નવલખ તારા દશવીશ સૂરજ સાથે
કદી ઝગે તો, તો પણ જ્યોતિ કદી ન જીતે બાથે.
માનવકૂળના અંતરમાં પણ ઠરી જશે અંધારાં.
એમ થયું તો ઊગરવાના કોઈ રહે નહીં આરા.

કોણ ભગીરથ આવી એવો આ અંધારાં હરશે?
દેવ હશે તો કશું ન કરશે, દૈત્ય થકી એ ડરશે.
મહામાનવ તે વનરાવનમાં ગિરિડુંગર ડગ ભરશે.
એક અટુલો બેસી નિજની પ્રાણસમાધિ ધરશે.

માનવ તે માનવનાં અંતર પ્રીછી પ્રવેશ કરશે;
ક્યારે ગાંધી માનવ થઈને હવે ફરી અવતરશે?
શુક્ર તારકો ચન્દ્ર સૂરજ પણ તેજવિહોણા થાશે,
સકળ વિશ્વ વીંટળાતાં એને ઉગારવા નહીં ધાશે,
આ પથરાતાં અંધારાં તે હજી વધારે ફાલે,
યુગયુગની જો અવધિ બેઠી, એક ગાંધી નહીં ચાલે.

ઓ ગાંધી ! તું ફરી ન ફરકે કોઈ સ્વરૂપે પાછો,
જગ પર છાયો તિમિરપછેડો જરી ન થાશે આછો.
સત્યઅંશ કે પ્રેમલજ્યોતિ સૌ પરવારી જાશે,
કાળમુખડી હિંસા ભૂંડી ઠેર ઠેર ઉભરાશે.

અભય ત્યાગ ને કર્મ ધર્મ સૌ ભૂતકાળની વાતો,
બંધુભાવના જશે ઓગળી, મદમત્સરથી રાતો
ઠેર ઠેર માનવ ટકરાશે, વિરાટ યાદવટોળી
વિશ્વસ્થળીએ અણુ અણુની હિંસા રોમની હોળી.

શતક શતકના અંતર ઉપર ઓ ગાંધી તું આવે !
બગડી બાજી નવા ધર્મથી કોણ કહે પલટાવે ?
આ છે આંધી વિશ્વ સકળને ત્રિવિધતાપથી દમશે;
ઓ ગાંધી ! તું પ્રાણ પાથરી ક્યારે જગ ઉદ્ધરશે ?

o

## બલાકા ૧૦

હે પ્રિય ! આજે પ્રભાતે
નિજ હાથે
તને હું શું દઉં દાન ?
પ્રભાતનું ગાન ?
એને ક્લાન્ત કરી જાય તપ્ત રવિકર
પોતાના જ વૃન્તની ઉપર:
અવસન્ન ગાન
પામે અવસાન.

હે બંધુ ! શી અભિલાષા ધરી દિનશેષે
આવે મુજ ગેહે ?
શું હું આપી શકું તને ?
સંધ્યાપ્રદીપને ?
એ દીપનું તેજ આંહીં નિરાળા ખૂણાનું
સ્તબ્ધ ઘરમાંનું.
તારી યાત્રાના રાહે, તું
જનગણમહીં એને લઇ જવા ચાહે ?
એ તો હાય
પવનની ફૂંકે હોલવાય !

મારી કશી શું જાયશે તને મારે દેવો ઉપહાર !
ભલે હોય ફૂલ, ભલે વા ગળાનો હાર
એનો ભ.ર
સહેવો કઠિન
જયારે એક દિન
નિશ્ચિત સુકાઇ છિન્ન થાય એ મલિન.
મારું કરી તારે હાથ જે હું દઉં ધરી

એને તવ શિથિલ અંગુલિ
જશે ભૂલી
ધૂળમાં પડીને અંતે બની રે'શે ધૂલિ.

એથી તો હાં
ક્ષણકાલ અવકાશ મળી જતાં
વસન્તે મારા આ પુષ્પવને
વિહાર કરતાં અન્યમને
અજાણી ગોપન ગંધે પુલકી ચમકી
થોભી જાય...
પથહીન એ જ તવ ઉપહાર થાય.
વનવીથિકાને વિચરણ
ઘેનથી ભરાય જ્યાં નયન,
ત્યહીં તું જુએ અચિંત
સંધ્યાની કબરીથા ઝરંત
એક રંગીન કિરણ કંપમાન
સ્વપ્ન પર છૂએ સ્પર્શમણિની સમાન
એ આલોક, અપરિચિત સુંદર સાજ
તારે કાજ.

મારું જે ઉત્તમ ધન તે કેવલ ચમકે ઝળકે,
દેખા દઈ, અંજાય પલકે.
બોલે નહિ નિજ નામ, પથ પ્રકંપિત કરી સૂરે
ચાલી જાય નિમેષનૂપુરે.
...પથની દિશા ન જાય જાણી
નહીં પહોંચાય ત્યહીં, નહીં જાય વાણી.
બંધુ, તું જે પામી રકે ત્યાંથી આપમેળે
નિજને જ પ્રેમે,
ન-ધારેલ ન-જાણેલ એવો ઉપહાર
કર તું સ્વીકાર.
હું જે દઈ શકું અતિ સામાન્ય એ દાન—
હોય ફૂલ, હોય ભલે ગાન.

ભાવાર્થ

હે પ્રિય! ઇચ્છા થાય છે, આજે આ પ્રભાતે મારા હાથે તને કંઇક આપું. પણ આપું કેમ કરી? પ્રથમ પ્રેમની નૂતન રાગદીપ્તિ, ઊઘડતા પરોઢનું પ્રથમ ગાન—કહે તો, એ આપી શકું. પરંતુ એ તો છે ક્ષણભંગુર. ક્ષણમાં જ ક્લાન્ત બની એ શૂન્યમાં વિલીન થઈ જશે.

સંધ્યાસમયે મારે બારણે કઇ અપેક્ષાએ આવી તું ઊભો છે? તને આપવા જેવું મારી પાસે કંઇ છે ખરું? મારો આ સન્ધ્યાદીપ સ્તબ્ધ ઘરખૂણાને જ યોગ્ય છે. ઘરની અંદરની આ વસ્તુ લેવાથી તારું શું કામ સરશે? તને અર્પણ કરવા જેવી વસ્તુ તો આ નથી જ. તારા પ્રવાસમાં સાથી થવાની એની કઇ ગુંજાયશ? મારી એવી કઇ શક્તિ છે જે તને આપી શકું? ફૂલમાળા જે કંઈ આપું તે બધું તો ક્ષણિક. બે દિવસમાં તો એ સુકાઇ જશે. જ્યાં સુધી એ નવીન, તાજું, ત્યાં સુધી જ એ ગમતું. પરંતુ જ્યાં એ જૂનું, સત્ત્વહીન અને મલિન થશે ત્યાં તો એ બોજારૂપ બની જશે. ત્યારે તને મનમાં એમ થશે કે આ અર્ઘ્યને હવે હું ક્યાં રાખું? આવું દાન જો હું આપું તો કદાચ સહજભાવે ક્ષણને માટે તું એને સ્વીકારી લઇશ. પછી તો દિવસે દિવસે તને એ ભારરૂપ બની જશે. ત્યારે ઉદાસીન થશે તારું મન; તારી ઉપેક્ષા પામેલું આ દાન શિથિલ આંગળીઓની વચ્ચેથી સરી જઇ ધૂળભેગું મળી જશે. આ પ્રકારના દાનનો કોઇ અર્થ નથી.

જે દાન દિન પ્રતિદિન ઊગે શમે તે દાન દીધે ચાલશે નહિ. એના કરતાં તું અહીં આવ. કદાચ મારી ફૂલવાડીમાં ફરતાં ફરતાં કોઈ અપરિચિત સુગંધ તને મળતાં મળી જાય. બેધ્યાનપણામાં પણ એ અપરિચિત રહસ્યમય આનંદસૌરભ પામતાં પુલકિત થઇ એક ક્ષણ ભર તું સ્તબ્ધ બની ઊભો રહીશ. મારો અપ્રગટ આનંદ જે આજ ભૂલ્યો ભૂલ્યો ભમે છે તે તને પામીને ધન્ય થશે.

પ્રયત્નપૂર્વક શોધવા જતાં તો એ તને પામશે નહિ. મારી ફુલવાડીની કેડીએ ચાલતાં ચાલતાં જ્યારે તારી આંખમાં આનંદનો અમલ ચડે ત્યારે જ તો હશે એનું પરમ સૌભાગ્ય. કદાચ એવી કોઈ શુભ ક્ષણે સમીપવર્તી સન્ધ્યાના સમયે તરુપર્ણની વચ્ચેથી કોઈ એક વિકંપિત રંગીન આલોકછટા સ્પર્શમણિની માફક તારા ઉન્મત્ત ઔદાસીન્યને સચેત કરી જશે, તારા સ્વપ્નને મધુમય કરી જશે. એ જ મારું 'અજાણ્યું', એ જ મારા કુસુમહૃદયનું આન્તર રહસ્ય માત્ર તારે યોગ્ય ઉપહાર. નથી એને ઢળી પડવાનું, નથી એને વિવર્ણ થવાનું.

મારા જીવનનું પરમોચ્ચ ધન તને કેવી રીતે આપું? એને તો મારા જીવનથી વિચ્છિન્ન કર્યું પાલવે નહિ. ગોતવા જતાં તે હાથ આવતું નથી. આકાશની આલોકરશ્મિરેખાની જેમ ઝાકળના બિંદુએ, અશ્રુજલે કે તરંગોની લહર પર જરાક ચમકારો કરીને તો તે અલોપ થઇ જાય છે. ન તો એને અડી શકાય, ન ધરી શકાય. વીણાના અનુરણનની માફક નૃત્યરત ચરણના નૂપુરના ઝંકારથી મનને એક હેલે ચડાવી એ સરી જાય છે ક્યાં ય. પોતાનો પરિચય તો આપતું જ નથી.

મણિમૌક્તિક કરતાં અધિક મૂલ્યવાન હોવા છતાં યે મારી આ રહસ્યસંપદને કોઈ પેટીપટારામાં મૂકી રાખી નહિ શકાય. એ કોઈ પણ બંધન સ્વીકારતું નથી. મારી આ મોટામાં મોટી સંપદ મારા સમગ્ર જીવનમાં ઓતપ્રોત થઇ ગયેલી છે, એને જુદી કરી દેખાડવાની મારામાં હામ નથી. આનો ઉપાય શો?

એનું નામ બોલવા જેટલી ક્ષમતા પણ એનામાં નથી. એ છે કોઈ વિચાર? કોઈ ભાવ? કોઇ તત્ત્વ? આવું કશું ય કહી શકાતું નથી. તો પણ કહું કે એ જ છે મારું જીવન, મારો આનંદ, મારું અંતરતમ રહસ્ય, મારા જીવનનું સારસર્વસ્વ. પ્રશ્ન કરતાં, ઉપનિષદ યુગના જબાલાપુત્ર સત્યકામની જેમ કરુણ દૃષ્ટિથી એ માત્ર એટલું જ કહે:

'ભગવાન, જાણતો નથી મારું ગોત્ર'

એ બધું સ્પર્શની પકડથી ઉપર છે.

હે પ્રિયતમ! તું પોતે જ જયારે એને ધારણ કરે ત્યારે જ એ તારે યોગ્ય ઉપહાર બની શકે. હું જે કંઈ આપવા જાઉં, તે ફૂલ હોય, ગાન હોય કે બીજું કંઇ પણ હોય, મારા જીવનથી એ વિચ્છિન્ન થયેલું હશે. એવું દાન તારે યોગ્ય કેવી રીતે હોઇ શકે ? હું જો કંઇ તને આપવા ધારું તો તેને મારે મારા જીવનથી જુદું પાડીને, બહાર કાઢીને આણવું પડે. વૃન્તમાંથી છૂટી ગયેલા ક્ષણિક ફૂલ જેવું બીજી જ ક્ષણે સુકાઇ જતાં તે તને ભારરૂપ બનશે. એના કરતાં તો તું મારા મર્મપ્રદેશના નિભૃત ગહન પુષ્પવનમાં જાતે જ જઈ, મારા અણજાણ આનંદની જીવંત પ્રેમાંજલિને તારી મેળે લઈ લઇશ ત્યારે જ મારું અર્પણ સાર્થક થશે. હું ધન્ય થઇશ.

આલોચના

પુણ્યાર્થી હોવા છતાં ય જપતપ અનુષ્ઠાન વગેરે વિવિધ બાહ્ય ક્રિયાઓથી આપણે ભગવાનને પામી શકતા નથી. શાસ્ત્ર કે સંપ્રદાયસંમત કોઇ પણ અનુષ્ઠાનથી કોઈ એને બાંધી શકે છે ખરું ?

આપણે ત્યાં પૂજા પણ જાણે માત્ર બાહ્યાચાર છે. જે પૂજાને આપણે ધારી રાખી છે, પકડી રાખી છે, જે આપણને પ્રત્યક્ષ છે, તે પૂજાનું મૂલ્ય શું ? જે પૂજા આપણા અંતરમાં અણજાણ રહીને પણ આપણા જીવનમાં ઓતપ્રોત બની ગઈ છે તે જ યથાર્થ પૂજા છે. હાથ દ્વારા અપાયેલા પૂજાઅર્ઘ્ય ચાલે નહિ, પ્રેમમય જયારે પોતાના પ્રેમથી એને સ્વીકારે ત્યારે જ આપણે ધન્ય.

આપણું દર્શન (philosophy) પણ જીવનની સાથે યુક્ત થઇ જીવનની સાથે ઘડાય એ જ ઉચિત. જીવનથી જયારે એનું દર્શન છૂટું પડી જાય ત્યારે એ દર્શનનો કોઇ અર્થ નથી.

ઘોર ભૂતવાદી (materialist–જડવાદી–ભૌતિક) દર્શન પણ જયારે જીવનમાં પ્રતિષ્ઠિત થાય એકરૂપ થાય, ત્યારે જ તેનું મૂલ્ય છે. જીવનની સાથેના ઘનસંબંધથી જ આવું ભૌતિક

દર્શન શુચિ અને પવિત્ર બની રહે. સાધકો તો કહે છે જેટલો સમય અમારી સાથે યુકત એટલો જ સમય તે જીવનનો અંશ. (જીવિત) દેહથી ભ્રષ્ટ થતાં તે મલિન બને છે, કહોવાય છે અને બીજા બધાને વિષમય કરી મૂકે છે. ઇતર શુચિ અને પવિત્ર તત્ત્વજ્ઞાનનું પણ આપણે જયારે બાહ્યાચારમાં અનુકરણ કરીએ. ત્યારે તે આપણા જીવનમાં ભળી જઇ, આત્મસાત્ થઇ આપણી ચિન્સંપદ ન બને તો તે માત્ર આપણી એક ઉંછવૃત્તિ જ બની રહેશે. એના જેવું દૈન્ય, એવી દુર્ગતિ બીજે કયાંય નહીં હોય.

આપણે આજકાલ પશ્ચિમના અનેક મત(ism)ની નકલ કરી તે દ્વારા અર્થપ્રાપ્તિ કરવા માગીએ છીએ. આપણા જીવનની સાથે એનો કોઈ સંબંધ ન હોવાથી તે આપણને પદે પદે લાંછિત અને અપમાનિત કરે છે. રસ, રકત જયાં સુધી જીવનની સાથે યુકત હોય છે ત્યાં સુધી જ તે છે જીવંત અને પવિત્ર. દેહથી ક્ષિપ્ત થતાં એ સહુ અપવિત્ર અને વિનાશક બની રહે છે.

ધર્મનું મહત્ત્વ ત્યારે જ છે કે જયારે એ આપણા જીવન સાથે એકરૂપ હોય. જયાં સુધી એ યોગહીન કેવલ મતવાદ જ રહે છે ત્યાં સુધી એ ગમે એવું મોટું દર્શન હોય તો પણ એનું કાંઇ મહત્ત્વ નથી. આ જ છે જીવંત ધર્મ અને પ્રાણહીન દર્શન વચ્ચેનો તફાવત.

o

(Poetry) is the attempt to represent, or to restore, by means of articulated language those things, or that thing, which cries, tears, caresses, kisses, sighs, etc., try obscurely to express, and which objects seem to want to express in all that is lifelike in them or appears to have design.

—Paul Valery

# 'બલાકા'ની વાણી

ડૉ. મહેન્દ્રકુમાર સરકાર અનુ : જ.નાથ

ગતાંકથી ચાલુ ]

'બલાકા'માં રવીન્દ્રનાથની દષ્ટિએ એક નવું રૂપ લીધું છે. નવું રૂપ લેવા છતાં એ નૂતનના ઊંડાણમાંથી એનું મૂળ તથ્ય આપણે કંઈક નવીન ભાવે પામીએ છીએ. જે દષ્ટિએ વિશ્વનું રૂપ અને સત્તા આનંદમય, એ દષ્ટિ બલાકામાં નથી. તો પણ 'બલાકા'માં અનંત જીવનના પ્રવાહને સંવાદ છે. જીવનમાં આપણે અનંત જોવાને જ ટેવાયલા છીએ. કવિની દષ્ટિ આ પ્રમાણેનું દર્શન કરે છે પરંતુ જીવનની બધી દિશાઓમાં નહિ.

જીવનની ભીતર એક બીજી દિશા પણ છે, જે પ્રાણની, વિકાસની, વિકાસની શકિતની દિશા છે. સંભવિત છે કે મરણહીન વિશ્વે આનંદ સ્વતઃ જ ઉદ્‌ભાસિત છે. આ આનંદલોક જીવન-મરણથી અતીત છે. પરંતુ એમ કહેવામાં શું અનંત સૃષ્ટિનો પ્રવાહ આપણી સમક્ષ કોઇ સત્યનું સંધાન કરાવી આપતો નથી? સત્ય તો એકરૂપી નથી– સ્તરભેદે બહુરૂપી છે. એનું એક રૂપ તે પ્રાણનો અવિરામ પ્રવાહ. જીવન સનાતન કે નવીન? સ્થિતિ કે ગતિ? સર્જન કે સંહાર? આમાંથી સત્ય કયું? 'બલાકા'માં કવિની આ જિજ્ઞાસા પ્રગટ થાય છે. એક માત્ર સનાતન સ્થિતિ કે કે અવિરામ ગતિ? 'બલાકા'નો પ્રધાન પ્રશ્ન આ છે.

ભારતીય દષ્ટિ સનાતનથી આબદ્ધ છે. ભારત એવા સનાતનને સમજે છે જે જાતિના રૂપનું અતિક્રમણ કરી નિઃશબ્દ સ્તબ્ધતામાં થાય છે સમાહિત. તંત્રશાસ્ત્રનો આવિર્ભાવ છે વિપુલ વિભૂતિવાળો શકિતવાદ, ને શકિત પ્રાપ્ત થાય છે સનાતન નિઃશબ્દની સમાધિમાં. વૈષ્ણવોની દષ્ટિ સ્થિતિની ભીતર ગતિને જ લક્ષ્ય કરે છે. આ સર્વ સાધનાઅને દષ્ટિની અંદર એક objective –લક્ષ્ય દષ્ટિએ પડે છે; જીવનમરણના દ્વંદ્વનું અતિક્રમણ કરી નિઃશબ્દતામાં સ્થિત થવું. કોઇક કાલની ગતિનો પૂર્ણરૂપે અતિક્રમ કરી ચાલવા માગે છે. કોઇક સુંદરની કૂખમાં નાનારૂપે

જઇ એની રમણીયતાને પામે છે; ને એના અવલંબને પ્રકાશ પામે છે વૈવિધ્યનો આનંદ. પરંતુ કાલનો મર્ત્યધર્મ જ્યાં નથી ત્યાં કેવળ વર્તમાન છે, ભૂત નહિ, ભવિષ્ય નહિ. જેઓ મર્મી-mystic છે તેમની એક દૃષ્ટિ છે; તેઓ કાલજગતનું અતિક્રમણ કરી પર થવા માગે છે; કાલના અતિક્રમણમાં જ અનંત જીવનનો સંવાદ છે.

'બલાકા'માં કવિની દૃષ્ટિ કાલનું અતિક્રમણ કરે છે. કાલમાં એમણે કાલાતીત અથવા નિત્યકાલનું સંધાન પ્રાપ્ત કર્યું છે. સર્જનની ગતિમાં રુંધાઇને નહિ, સર્જનની ગતિમાં પૂર્ણ રૂપે ઉન્મુક્ત રહીને. કાલ ધ્વંસ કરે છે ને સર્જન પણ કાલ જ કરે છે. કવિની દૃષ્ટિએ કાલની ધ્વંસશક્તિ કરતાં સર્જનશક્તિ મહાન છે. આ અખંડ કાલવ્યાપી દૃષ્ટિમાં સૃષ્ટિ સંહાર કરતી આગળ વધે છે. પરંતુ સમગ્ર સૃષ્ટિનો પરિચય અનંત જીવન જે રૂપ ધરે છે એમાં જ થાય છે. કાલ અનાદિ ને અનંત છે. જીવન પણ અનાદિ ને અનંત છે–નથી એનો અંત કે નથી વિરામ. કોઈ જાણતું નથી કે ક્યાં એની ઉત્પત્તિ ને ક્યાં એનો અંત. જીવન જ સત્ય, મરણ મિથ્યા. જ્યારે કાલના અખંડ રૂપને આપણે ખોઇ બેસીએ છીએ ત્યારે, આ મિથ્યા સત્ય સ્વરૂપ લાગે છે સૃષ્ટિ કાલની છે–ધ્વંસ પણ એનો છે. અખંડ સૃષ્ટિના પ્રવાહની ઉત્પત્તિ ક્યાંથી–એનો કિનારો ક્યાં? સાધારણ એક એવો ન્યાય છે કે જ્યાં ઉત્પત્તિ ત્યાં જ ધ્વંસ છે. બૌદ્ધ દર્શનમાં નિમેષે ઉત્પત્તિ અને નિમેષે ધ્વંસ એવા પ્રવાહનો સ્વીકાર કર્યો છે. આ ઉત્પત્તિ અને ધ્વંસની અંદર સાતત્ય-continuity નથી. પરિણામે અખિલાઈનો બોધ મિથ્યા કરે છે. સૃષ્ટિના અખંડરૂપનું જ્ઞાન દૃષ્ટિમાંથી નિર્ગલિત થતાં આ મિથ્યાનો, ગતિ અને સૃષ્ટિની સાપેક્ષતાનો બોધ થાય છે. અને ત્યારે જ આ મિથ્યામાંથી નિજને પામવાનો ઉપાય જડાય છે.

જીવન જો નિમેષમાત્રનો જ વ્યાપાર હોય તો એનું આકર્ષણ રહે ક્યાં? કાલના નિર્દય આઘાતથી આર્ત થઇ સર્વ-કોઈ કાલથી પર થવાની ખોજ કરે છે. રવીન્દ્રનાથ પણ એ જ સાધ્ય કરે છે,

પરંતુ કાલનો અસ્વીકાર કરીને નહિ; કાલના નિત્ય રૂપનું આહ્વાન કરીને. કાલ પોતાના જીર્ણ, વાર્ધક્ય અને મરણધર્મી રૂપે તેમની આગળ સત્ય નથી, એ સત્ય છે જીવન રૂપે, યૌવન રૂપે, નવીન રૂપે – કારણ એ કદી ય વૃદ્ધ થતો નથી. વૃદ્ધ થાય છે આપણું મન, જે સ્થિતિની અંદર બદ્ધ થઇ રહે છે, જે ગતિને પામતું નથી. ગતિની સાથે સંધાન થતાં મળે છે અવિરામ ગતિ, અવિશ્રાન્ત જીવન–

> ચિરયુવા તું હિ ચિરજીવી
> જીર્ણ જરા એરવી દઇ
> પ્રાણથી પ્રચુર અનંત દે છાઈ.

આજ વાત 'ચંચલા' કાવ્યમાં વધારે સ્પષ્ટ રીતે કહેવાઈ છે:

> ભૈરવી હે વૈરાગિની !
> ચાલી જાય નિરુદ્દેશ એ જ તવ ચલનરાગિણી:
> શબ્દહીન સૂર
> અંતહીન દૂર તને શું નિરંતર દે છે નિમંત્રણ?

'બલાકા'ના કવિની માનસદૃષ્ટિ આગળ પ્રગટ થાય છે જીવનનો સંવાદ: romantic movement of thoughtમાં જેને life કહી છે તે. સાધારણ રીતે સઘળી કવિતામાં આનો જ પ્રતિધ્વનિ જણાતો હોય છે. દાર્શનિકો હમેશાં આપણી સર્વ અભિજ્ઞતાની પાછળ રહેલા કોઇ એક તથ્યનું રહસ્ય પામતા હોય છે. રવીન્દ્રનાથના 'બલાકા'નો પ્રતિધ્વનિ આપણને મળે છે જર્મન તત્ત્વજ્ઞ કાયસેરલિંક અને ફ્રેન્ચ તત્ત્વજ્ઞ બેર્ગસોંમાં. આપણા જીવનનું રહસ્ય દર્શનશાસ્ત્રમાં હવે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે છે. સાથે સાથે દર્શનશાસ્ત્ર અધ્યાત્મના ગહન પ્રદેશમાં ધીરે ધીરે પ્રવેશ કરે છે. યુરોપમાં પ્રાણશક્તિનું વિજ્ઞાન – vitalism દાર્શનિક ચિંતનનું એક નૂતન પ્રકરણ બની રહે છે. કેમ્બ્રિજમાં જે. બી. હાલ્ડેન અને ફ્રાન્સમાં બેર્ગસોં આ પ્રાણસૂત્રને આધારે દર્શનનાં ગહન ઊંડાણને અવલોકે છે. પ્રાચીન પદ્ધતિનાં matter અને mindના વિશ્લેષણને સ્થાને જીવનના છંદમાં

દર્શનની ગતિ નિર્ણાયક બને છે. આ conception-વિભાવનાની સાથે જ તત્ત્વજ્ઞાનમાં અને કાવ્યમાં અધ્યાત્મદૃષ્ટિનો માર્ગ મોકળો થયો છે. આ પરિવર્તનના કારણે જીવનધારાના ભાવિનો નિર્ણય શક્ય બન્યો છે. ટૂંકમાં જે નિત્ય નવીન છે એ જ છે એકમાત્ર તત્ત્વ. આ નવીનનું કોઈ પ્રકૃત રૂપ નથી–એના પ્રવાહમાં ધ્વંસની સાથે સાથે જ સર્જનની પ્રક્રિયાની વ્યાખ્યા કરે છે. પરંતુ સૃષ્ટિની આ ધારા પણ એનો યોગ્ય પરિચય નથી, પ્રગટ પામે છે પરંતુ એ એનું સ્વરૂપ નથી. નવીનનું સ્વરૂપ છે રહસ્યમય. રહસ્યમય શાને ? બુદ્ધિ દ્વારા એ કોઈ રૂપે ગ્રાહ્ય બનતું નથી. એથી જ એના [નિર્મિત ચોક્કસ] પ્રકૃત તથ્યને ખોળવું પડશે એની જ અંદર–એનું રૂપ તો છે ગતિ, અન્તહીન ગતિ.

કાયસેરલિંક પોતાના એક પુસ્તકમાં લખે છે:

Do you see the huge wave in the world ocean always like itself, it rolls forward unerringly towards unknown shores.Rigid and dense and yet at every moment its shape is changing. Every second that of which it consists, changes. What is permanent wave? We can see it, we can hear it make noise, but we can not understand it. It escapes us.

જીવનનો પ્રવાહ નિત્ય નવીનને સ્પર્શ કરી જાય છે. પરંતુ સ્વરૂપે તો એ છે મનબુદ્ધિથી પર, મનબુદ્ધિથી અગ્રાહ્ય. છતાં ય નવીનને પામી શકાય છે નવીન બનીને.

તું ન જાણે એવા તવ નિકેતની ઓરે
અબાધિત તારું છે યૌવન

આ નવીનનો પરિચય સહજમાં થતો નથી. કારણ કે બુદ્ધિની ચિરઆચરિત પ્રથાની પર જ્યાં સુધી ન થવાય ત્યાં સુધી એને ક્યાં ય પામી શકાતો નથી.

કવિ પૂછે છે: કેવી છે તારી વાણી?
પરંતુ નવીન તો સદા ય આપણને ઘેરી રહ્યું છે.
નિત્ય નિરંતર એ સાથે સાથે ભુવનને આવરીને

રહ્યો છે તો પણ દેખા દે છે 'ચકિતે સહસા'

> વંકાતે પથ એકાએક તે દે દેખા પલકકાજ.

દેખાય છે ક્યાં ? બુદ્ધિ ક્ષેત્રે નહિ—'હૃદયવને.'

> હૃદયને વન જાય વહી એ મર્મરે મર્મરે.

નવીનની અનુભૂતિનું તો હૃદય છે, કારણ હૃદય નવીન રહેવાને જ ચહાય છે અને દેખીતા ભેદને ટાળી રહે છે અભેદ થઈ. જેને હું ચાહું છું તે હું જ છું. મારું રૂપ એના રૂપને ધારણ કરે છે.

ચિરનવીન એના અવિરામ પથે ચાલી જાય છે કેટલી યે સૃષ્ટિની સંભાવના લઈને, પણ એ સૃષ્ટિથી એ લેશ પણ નિબદ્ધ નથી. જેનું સર્જન એ કરે છે તેને છોડીને જ એ જાય છે. સૃષ્ટિને રૂપ છે, સીમા છે. પરંતુ એના વેગને નથી રૂપ, નથી સીમા. સૃષ્ટિની ભીતર જીવનમરણનું એક પ્રકારનું દ્વંદ્વ છે. પરંતુ નવીન આ દ્વંદ્વથી પર છે.

> એક હાટથી માલ ભર્યા તે ખાલી કરીએ બીજે હાટે.
> જીવનના ખરસ્રોતે વહીએ સદાય

સર્જન અને ધ્વંસ બંને ય, પરિછિન્ન દૃષ્ટિ, માયા છે. આ સૃષ્ટિ સ્મૃતિના આધારે ટકવા ચહાય છે, અસ્થિરને સ્થિર કરવાની ચેષ્ટા કરે છે.

રસિકનાથની વાણીમાં—

> કીધું છે વરણ રૂપહીન મરણનું મૃત્યુહીન અપરૂપ સાજે.

એટલે સ્મૃતિ જીવનના પ્રવાહને રૂંધી શકતી નથી. જીવનને કોણ રોકી શકે એમ છે. એનું આહ્વાન આવે છે તો અનંતના ઊંડાણમાંથી.

[ ક્રમશ.

## હરિવલ્લભ ભાયાણી

### દ્વાર પર

દ્વાર પર
ભિક્ષુક તરુણ –
શો વાન !
( સ્ફુટતો નવ અરુણ ! )
ને ઘરભીતરથી તરુણી નીસરે
( કે અશાડી વીજકટારી તરવરે ! )–
ભિક્ષા કરે.
કરકમળથી ચાટવો લંબાય
–ને લંબાય ભિક્ષાપાત્ર–
એક પળ વહી
બે નયનવીજ અકળ રમી રહી :
ત્રીજી ભિક્ષુકદૃષ્ટિ કર પર.
પાત્ર સ્થિર, સ્થિર ચાટવો
ને કાગટોળી
મોજથી ભિક્ષા ઉડાવે :
કોણ ચૂકે લાભ આવો ખાટવો !

'પ્રપા'માંથી

•

પ્રપા – ડૉ. હરિવલ્લભ ભાયાણી • પ્રકાશક : સ્વાતિ પ્રકાશન
૨૨૬ સેમ્યુઅલ સ્ટ્રીટ મુંબઈ ૩ • મૂલ્ય : ૭ રૂપિયા

## ચંપકલાલ વ્યાસ

### વદ ચૌદસનો ચંદ્ર

૧ પશ્ચિમે
થાકેલી સંધ્યાને ય
પ્રફુલ્લ ને સ્મિતવતી બનાવતો
તે તું જ આજે
પૂર્વમાં
પ્રાતઃસમેની રમણીયતા છતાં
પ્રસન્નતા ના લવલેશ ધારતો.
જાણે
આખી ય કાયા
વિષાદછાયા.
શું આરતોનો ભડકો નહીં શમે ?
ક્ષણે ક્ષણે અંતર વેદના દમે ?
ત્યાં શંભુના મસ્તકપી ખરેલી
નિર્માળ જેવો પડી દાળ નિર્ગમે.

૨ પ્રાતઃકાળે
પૂર્વ દિશામાં
બેં..બેં કરતું
બકરું કોણે બાંધ્યું ?
ગુફામાંથી
સહજ તડૂકતાં
સૂર્યસિંહને
ભક્ષણ પહેલું લાધ્યું.

'પુનર્વસુ'માંથી

પુનર્વસુ — ચંપકલાલ વ્યાસ ૦ પ્રકાશક સહકારી મુદ્રણાલય લિ.
સુરતી બજાર ; વ્યારા ૦ મૂલ્ય : ત્રણ રૂપિયા

## નિવેદન

'કવિલોક'ની સંસ્થાપનાની સાથે એની એક જીવંત પ્રવૃત્તિરૂપે કવિલોક દ્વૈમાસિકનું પ્રકાશન શરૂ કર્યું હતું. દ્વૈમાસિકે અગિયાર વર્ષ પૂરાં કર્યાં છે. આ સમય દરમિયાન જે કવિ-મિત્રોનો પ્રારંભથી સહકાર મળતો હતો એમાંના ઘણા પોતપોતાના વ્યવસાયની જવાબદારીને કારણે દૂર થતા જતા હતા, રસ લઈ શકતા ન હતા. આથી આ પ્રવૃત્તિમાં શિથિલતા આવી રહી હતી. હમણાં મળેલી કવિલોકની વાર્ષિક સામાન્ય સભામાં આ કાર્યને સંકેલી લેવાનો પ્રસ્તાવ મુકાતાં, કેટલાક કવિ અને કવિતાપ્રેમી મિત્રોએ આ પ્રકાશનની હવે પછીની જવાબદારી પોતે ઉપાડી લેવાનું સ્વીકાર્યું છે. આમ આ પ્રવૃત્તિને અનપેક્ષિત દિશામાંથી સદ્ભાવપૂર્વક સાહાય્ય મળતાં કવિલોક ( સંસ્થા ) કૃતજ્ઞતા સાથે સહર્ષ દ્વૈમાસિકનું સંચાલન 'સર્વશ્રી જે. પી ડોકટર, મહેન્દ્ર ભગત, ભૂપતભાઇ વસા, સુધીર દેસાઈ, રાજેન્દ્ર શાહ અને અન્ય' સહાયકોને સોંપે છે.

સમયની પૂરી ખેંચ અનુભવવા છતાં માનાર્હ તંત્રી શ્રી જયંત પારેખે તંત્રીકાર્યનું સાતત્ય સ્વીકારીને અભિનવ વ્યવસ્થાનો ઘણો ભાર હળવો કર્યો છે. સહુના સહકારથી એમનું કાર્ય નેજ પ્રપૂર્ણ હો એવી શુભેચ્છા.

કવિલોક ( સંસ્થા ) વતી
રાજેન્દ્ર શાહ પ્રમુખ

---

### 'કવિલોક' પ્રકાશન

રાજેન્દ્ર શાહ
**શ્રુતિ**
'શાંત કોલાહલ'નો પુરોગામી સંગ્રહ.

મણિલાલ દેસાઇ
**રાનેરી**
મરણોત્તર પ્રકાશન

ઉશનસ્
**આર્દ્રા**
'તૃણનો ગ્રહ'નો પુરોગામી સંગ્રહ

દ્વૈમાસિક
**કવિલોક**
આગલા અંકો મળી શકશે.

## 'ઠક્કુર પારિતોષિક'

વર્ષ દરમિયાન કવિલોકમાં પ્રસિદ્ધિ પામેલી કાવ્યકૃતિઓમાંથી નિર્ણાયકોએ પસંદ કરેલી ત્રણ કૃતિઓને ગુણાનુક્રમે પ્રથમ પારિતોષિક રૂ. ૨૦૧)નું, દ્વિતીય રૂ. ૧૦૧)નું ને તૃતીય રૂ. ૫૧)નું પ્રતિવર્ષ અપાશે એની જાહેરાત કરતાં અમે આનંદ અનુભવીએ છીએ. —સ.

૦



### તન્નષ્ટં યન્ન દીયતે

ગંધ વહી જાય, હાય, રહે ન બંધને,
લળી લળી ફૂલ સાદ કરંત ક્રંદને.
વાયુ કહે: જે કંઇ ગયું તે મ્હેક તવ,
જે તું નહીં દેશે એમાં ગંધ નહીં લવ.

રવિન્દ્રનાથ ઠાકુર

૦

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ)
રૂલ્સ ૧૯૫૬ અન્વયે

# કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪
(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશનસ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨
૨ પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક
૩ મુદ્રકનું નામ : જયંત પારેખ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગિરગામ રોડ; મુંબઈ ૨.
૪ પ્રકાશકનું નામ :
રાષ્ટ્રીયતા : ઉપર મુજબ
સરનામું :
૫ તંત્રીનું નામ : જયંત પારેખ
રાષ્ટ્રીયતા : ભારતીય
સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.
૬ જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરો હોય એમનાં નામ તથા સરનામાં : કવિલોક
જે. પી. ડૉકટર, રાજેન્દ્ર શાહ
ભૂપતભાઈ વસા, સુધીર દેસાઈ
મહેન્દ્ર ભગત
૩૮૦ ગિરગામ રોડ મુંબઈ ૨

હું, જયંત પારેખ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૮-૨-૬૯ પ્રકાશકની સહી : જયંત પારેખ

ધ રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ)
રૂલ્સ ૧૯૫૬ અન્વયે

# કવિલોક પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪

(જુઓ રૂલ નં. ૮)

૧ પ્રકાશનસ્થળ : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨

૨ પ્રકાશનની સામયિકતા : દ્વૈમાસિક

૩ મુદ્રકનુ નામ : જયંત પારેખ
  રાષ્ટ્રીયતા : ભારતીય
  સરનામું : ૩૮૦, ગિરગામ રોડ; મુંબઈ ૨.

૪ પ્રકાશકનું નામ :
  રાષ્ટ્રીયતા : ઉપર મુજબ
  સરનામું :

૫ તંત્રીનું નામ : જયંત પારેખ
  રાષ્ટ્રીયતા : ભારતીય
  સરનામું : ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨.

૬ જે વ્યકિતઓ આ અખબારના માલિક હોય અથવા કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરો હોય એમનાં નામ તથા સરનામાં : કવિલોક
જે પી. ડોકટર, રાજેન્દ્ર શાહ
ભૂપતભાઈ વસા, સુધીર દેસાઈ
મહેન્દ્ર ભગત
૩૮૦ ગિરગામ રોડ મુંબઈ ૨

હું, જયંત પારેખ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૮–૨–૬૯ પ્રકાશકની સહી : જયંત પારેખ

# શેણુ જો સંગાથી મેં રામ

(મરશિયો)

સંપાદક: પુષ્કર ચંદરવાકર

[ ભારતભૂમિના આથમણા છેડે ઓખામંડળનો પુરાણ-પ્રખ્યાત પ્રદેશ છે. ત્યાં કાબા કોમ વસતી. તે કોમના વંશજો આજે વાઘેરના નામે જાણીતા છે. વાઘેરની બોલી સામાન્ય ગુજરાતી ભાષા કરતાં ભિન્ન, પણ કચ્છી બોલીને સવિશેષ મળતી-ઝૂલતી. ઓખામંડળના વાઘેરો આ બોલીને અસાંજી ભાખા કે પાંજી ભાખા તરીકે ઓળખે છે. આ મરશિયો અસાંજી ભાખામાં છે.

શેણુ જો સંગાથી, મેં રામ,
હલી તાં થ્યો ઇ પરલે થિયો,
હિતે તોજાં ભૂંગાં, હિતે તોજી ભેણિયું;
શેણુ જો સંગાથી, મેં રામ,
હલી તાં થ્યો ઇ પરલે થિયો. !

વલેજયું જભું જલાં ઇન્યું.
વલેજયું રગું છોટાઈન્યું,
સક્કર જેડાં પાણી મુજે વલે કે પીરાંઇદાં;
શેણુ જો સંગાથી, મેં રામ,
હલી તાં થ્યો ઇ પરલે થિયો !

આઠ કાઠજી ઘોડી તેં અસ્વાર થ્યો,
નીલાં પીરાં લૂગડાં પેરાઈદાં, મૂજે વલે કે,
શેણુ જો સંગાથી, મેં રામ,
હલી ત્યાં થ્યો, ઈ પરલે થિયો !

પેજે પુતરજો છેડો ધ્યો,
ભડોને કુંઅલડી, મુજે શેણુ જે સંગાથી જયાં,
સારા ડેજો સમાચાર, શામરો ભાદરવો
સૂણીને મૂંઝા ભાવરા.

ગુરુ પરતાપે વીરદા બોલિયા,
શેણું જો સંગાથી, અજ હલી તાં થયો,
ઇ પરલે થિયો, મેં રામ !

બ્હેન મૃત ભાઈને ઉદ્દેશીને શોકોદ્ગાર કાઢે છે–

સજ્જનના સંગાથી હે ભાઈ, તું ચાલતો થયો ને આજે અમને પ્રલયનો કંપ લાગ્યો છે. અહીં તારા આવાસ ને ઓરડા ખાલી પડ્યા છે. સજ્જનના સંગાથી હે ભાઈ, તું ચાલતો થયો ને આજે અમને પ્રલયનો કંપ લાગ્યો છે. !

વહાલાંઓને રોતાંકકળતાં મૂકીને તું ચાલતો થયો, વહાલાંઓનાં લોહી અને રગોનો સંબંધ તોડીને પણ તું ચાલતો થયો. હે વહાલા, તારા ગયા પછી સાકર જેવું મીઠું પાણી કોણ પાશે ? સજ્જનના સંગાથી હે ભાઇ, તું ચાલતો થયો ને આજે અમને પ્રલયનો કંપ લાગ્યો છે.

તું તો આઠકાઠની ઘોડી પર સવાર થઇને–શબવાહિની ઉપર સૂઇને–રવાના થયો, પણ તારા ગયા પછી મને લીલાંપીળાં લૂગડાં કોણ પહેરાવશે ? સજ્જનના સંગાથી હે ભાઇ, તું ચાલતો થયો ને આજે અમને પ્રલયનો કંપ લાગ્યો છે !

મારા બાપના દીકરા મારા ભાઇથી મને છેટું પડી ગયું. હે કુંજલડીઓ, મારા સજ્જન સંગાથીઓ ! જ્યાં વીર છે ત્યાં જાવ અને તારી બેનડીની આંખમાંથી શ્રાવણભાદરવો વરસે છે એવા સમાચાર આપો.

ગુરુના પ્રતાપે વીરોભા કહે છે કે સજ્જનના સંગાથી, હે ભાઇ, તું ચાલતો થયો ને આજે અમને પ્રલયનો કંપ લાગ્યો છે !

૦

## રવીન્દ્રનાથ ઠાકુર

### બલાકા : ૬ – છવિ

તું શું આ કેવલ છવિ, ફલકે અંકિતા ?
ઓ...પેલી સુદૂર નીહારિકા
જે કરી રહી છે ભીડ
આકાશને નીડ;
જે સકલ દિનરાત્રિ
દીપક ધરેલ કરે તિમિરની યાત્રી –
ગ્રહ તારા રવિ ..
તું શું એ સહુની જેમ સત્ય નહીં ?
હાય છવિ, તું કેવલ છવિ !

ચિરચંચલ મહીં તું શે રહે શાન્ત ?
સંગ લઇ લે પાન્થ
ઓ રે પથહીન !
કેમ રાત્રિદિન
સકલમાં નિવસંત રહે સહુથી ય દૂર દૂર
સ્થિરતાને ચિર અંતઃપુર ?
આ જે ધૂલિ
ધૂસર અંચલની લહરે
ધાય દિશાએ દિશાએ વાયુભરી;
વૈશાખે એ
વિધવાને આભરણ
ગેરુઆ સિંગારે સજે તપસ્વિની ધરા;
વસંતની મિલનઉષાએ
અંગ પર આલેખી રે' પર્ણની ચિત્રણા,
આ જે ક્ષુદ્ર ધૂલિ એ તો સત્ય;
ને આ તૃણ
વિશ્વના ચરણતલે લીન

આ બધાં અસ્થિર, તો ય એ બધાં ય સત્ય-
ને તું સ્થિર, તું હા છવિ,
તું કેવલ છવિ ?

એકદિન આ કેડીએ પગલાં ભરતી મારી પાસે
દોલતે હૃદય શ્વાસે શ્વાસે.
અંગે અંગે પ્રાણ તવ
ગાને ગાને વા નર્તને
નિખિલથી મેળવીને તાલ
રચી રહે
નિત્ય નવ નવ નિજ છંદ;
આ જીવને
મારે નિકેતને
કેટલી તું હતી અંતરંગ !
મારે આ લોચને બધે
દિશાએ દિશાએ આલેખી તેં
રૂપની લેખિની વડે રસની પ્રતિમા.
એ પ્રભાતે તું કેવલ હતી મારે
આ વિશ્વની વાણી મૂર્તિમંત.

માર્ગે જતાં એકસંગ
તિમિરને અંતરાલે
તું ગઈ રોકાઇ.
કંઈ દુ:ખે સુખે
ત્યાર પછી મેં સમ્મુખે
મજલ કરી છે નિરંતર.
ચાલે છે ભરતીઓટ આલોકે અંધારે
નભપારાવારે ° °
પથની બે ધારે
ચાલે છે કુસુમદલ રવહીન ચરણે
વિધવિધ વર્ણે;
સહસ્રધારાએ ફૂટે દુરંત જીવનનિર્ઝરિણી

બજવંત મરણુકિંકિણી.
અજાણ્યને સૂર
ચાલ્યો છું હું દૂરથી યે દૂર
પાગલ પથના પ્રેમે.
પથની બાજુએ સરી
જ્યાં તું ઊભી રહી
એ સ્થળે જ છો તું સ્થિર.
આ તૃણ, આ ધૂલિ–પેલા દૂર નભતારા, શશીરવિ
સહુને ય અંતરાલ
છો તું છવિ, તું કેવલ છવિ !

શો પ્રલાપ કરે કવિ ?
છો તું છવિ ?
નહીં, નહીં, નહીં, તું ન છવિ.
કોણ કહે તું છો સ્થિર રેખાને બંધને
નિસ્તબ્ધ ક્રંદને ?
અરે હા, ન એ આનંદ કંઈ રહે યદિ
નદીનો આ
રહે નહીં જો તરંગવેગ,
ને આ મેઘ
સ્વકીય ધોઈ જો નાખે સોનલઅંકન.
તવ એ સ્નેહલ કુંતલની છાયા જ્યારે
વિશ્વમય બની રહે
ત્યારે તો લહાય કોઈ કાલે
લુપ્ત સ્વપ્ન તણી–
કે માધવીવનની મર્મરમુખરિત પ્રભા
ચંચલ પવને લીલાયિત.
ક્યારે ય તને હું ગયો ભૂલી ?
તું તો વસી રહી મારા જીવનને મૂલ;
એ જ ભૂલ !

અન્યમને પથે જતાં, ભુલાય ન ફૂલ?
ભુલાય ન તારા?
તથૈવ તે સહુ
પ્રાણનો નિશ્વાસવાયુ કરે સુમધુર
ભૂલની શૂન્યતામહીં દિયે ભરી સૂર.
ભૂલી જાય એવાં ન એ ભોળાં
વિસ્મૃતિને મર્મે વસી રક્તે મુજ દઈ રહે દોલા.
નયન સમ્મુખ તું છો નહીં
નયનભીતર નિવસી તું અવ રહી.
એથી આજ
શ્યામલે શ્યામલ ને તું નીલિમાય નીલ.
તારી તે સંગતે મનમેળ પામે મારું આ નિખિલ.
જાણું નહીં, ન બીજું કો જાણે
તવ સૂર બાજે મુજ ગાને;
કવિહૃદયની તું છો કવિ,
નહીં છવિ, નહીં છવિ, નહીં, તું ન છવિ.
તને હું પામ્યો કોઇ પ્રભાતે
તું વિહોણો પણ પછી કોઇ એક રાતે
રે હવે તો અંધકારે અગોચરે રહું તને લહી
નહીં છવિ, નહીં, ન તું છવિ.

૦

તત્ત્વજ્ઞોનું કહેવું છે કે પરમાત્માએ આનંદની ખાતર પુરુષ અને પ્રકૃતિમાં દ્વૈત રૂપે પોતાનું વિભાજન કર્યું. તેમાં પુરુષ વા આત્મા ચિરયાત્રી અનંત પથે ક્રમાગત આગળ ને આગળ જવા ચાહે છે. માતા રૂપે, પ્રિયા રૂપે, કન્યા રૂપે, નાના ભાવે પ્રકૃતિ તેને વિનવે 'જાઓ નહિ; રહો'. પ્રકૃતિનો આ વ્યથિત અનુનય તે સૌન્દર્ય. સૌન્દર્યમાં એટલે જ છે આટલી વેદના. એની વ્યાકુલ વાણી છે 'જુઓ, મારા ભણી જુઓ; ઘડીભર થોભો'. આ સૌન્દર્યને નિત્ય જોતાં આપણે ટેવાઇ ગયા છીએ. સંસ્કારવશતઃ એની

વિશ્વલવાણી આપણે સાંભળી શકતા નથી. એનો વિવિધ રૂપે વ્યવહાર કરીએ છીએ માત્ર. એને આત્મીય બનાવી શકતા નથી. કવિના મનમાં આ વેદના જ સાકાર બની રહે છે.

આપણે બહુ ઉતાવળા, સહેજ પણ ઢીલ સહન થાય નહિ. એથી સૌન્દર્યના બંધનને ફગાવી દઇ દ્રુત ગતિએ ચાલી જવા ઇચ્છીએ છીએ. હૃદયપૂર્વક સૌન્દર્ય તરફ દૃષ્ટિ ન નાખતાં, વ્યવહારની ભૂમિએ જ એની ઉપયુક્તતા જોવી એ એક પ્રકારની ભૌતિકતા જ છે. આ નિષ્ઠુર બધિરતા અને અંધતામાંથી મુક્ત કરી શકે એક માત્ર સૌન્દર્ય.

છબીને પ્રશ્ન કરવામાં આવે છે, તું શું ફલક પર અંકિત થયેલી મનુષ્યની કૃત્રિમ રચના માત્ર છે ? તને જોવાથી અમારા ચિત્તમાં વેદના અને ચેતનાનો જે ઉદ્રેક અનુભવાય છે તે શું આ પટ પર અંકાયેલી કંઈક રેખા અને વર્ણ માત્ર છે ? તારામાં એ સિવાય અન્ય કોઈ તત્ત્વ નથી. આકાશના ગ્રહ-ચંદ્રતારાની માફક શું તારામાં કોઇ સત્યતા નથી ?

પંખીના માળામાં ઇંડાં હોય છે. હૂંફ દેતાં દેતાં જ્યારે ગર્ભ બહાર આવે છે ત્યારે એ પણ પંખી બની ઊડી જાય છે. નદીકાંઠાની લીલોતરીમાં ભવિષ્યના હંસનું ભ્રૂણ પરવર્તી પૂર્ણ જીવનની પ્રતીક્ષા કરતું હોય છે. આકાશની સુદૂર નીહારિકાના નીડમાં જાણે આમ જ સમસ્ત નક્ષત્રભ્રૂણ પ્રતીક્ષા કરે છે, ક્યારેક તે હંસની માફક નક્ષત્રરૂપે અજાણ માનસલોકે યાત્રા કરશે. અસંપૂર્ણ હંસ હોવા છતાં ભાવીયુગને કારણે તેની સત્યતા પ્રતીક્ષા કરે છે.

ભાવાર્થ :-

આ જ્યોતિર્મય ગ્રહતારારવિનું દલ જાણે અંધારી રાત્રિમાં હાથમાં મશાલ ધરીને તીર્થયાત્રીની જેમ ચાલ્યું જાય છે. અનંત જોજનની અસંખ્ય યુગથી છે એમની યાત્રા. આ ... જ એ સહુ સાચા, પરિપૂર્ણ તીર્થયાત્રી છે. તું-છબી શું

એક ભ્રૂણની જેમ પણ સત્ય નથી ? જીવંત તીર્થયાત્રીની માફક પણ સત્ય નથી ? તું શું માત્ર પટ પર આલેખાયેલી કેટલીક રેખા અને રંગની અર્થહીન સમષ્ટિ જ છે !

જગતમાં બધું જ છે ગતિશીલ. ચિરચંચલ બધા પથિકોની વચ્ચે તું જ એક બેસી રહેશે ? જગતજાત્રાને માર્ગે પથિક બની જે ચાલી નીકળ્યા છે તેમની સાથે તારો કોઇ મેળ નથી ? સહુને છોડીને, સહુથી દૂર નિર્વાસિત રૂપે એકલા ગતિહીન બની રહેવામાં લાભ શો ? સહુની વચ્ચે રહીને પણ સહુથી દૂર, સ્થિરતાના અન્તઃપુરે તું કેવી રીતે નિબદ્ધ થઇ રહેશે ?

ઈંદ્રિયોથી ગ્રહણ કરેલું ઘણી વખત સત્ય નથી હોતું. જે સત્ય છે તે અંતરમાં અને બહાર સદાયને માટે સમગ્રમાં વ્યાપેલું છે. એથી એને સર્વભાવે પામીએ છીએ ત્યારે જ આપણે સત્યમાં શ્રદ્ધા ધરાવતા થઇએ છીએ. ઈન્દ્રિયદ્વારા જ કેવલ સૌન્દર્યને પામવું એ તો એના અપમાન બરાબર છે. આ નાસ્તિકતા ( materialism )ના જ આપણે સહજ ભોગ બનીએ છીએ. કલાકાર ને કવિ આપણને એમાંથી ઉગારે છે. કલાકાર રૂપની દ્વારા અરૂપના રહસ્યને મનમાં ઉદ્ભાસિત કરે છે; કવિ અરૂપના મર્મને પ્રગટ કરીને દાખવે છે રૂપનું સાર્થક્ય. કવિ કે કલાવિદ્ બન્નેમાંથી એકે ય પૂર્ણ નથી. બન્ને વિશ્વનાં રહસ્યોનો સર્વાંગસંપન્ન પરિચય આપવામાં એકબીજાના પૂરક બની રહે છે. આ બન્નેની સંયુક્ત સાધનાથી જ આપણે જડતા અને જડવાદમાંથી મુક્તિ પામી શકીએ. એથી જ છબીની સાર્થકતા છે. કલાકારના હાથની આ સૃષ્ટિ પોતાની પરિપૂર્ણતા પામશે કવિના હાથે.

એક પ્રશ્ન ઊઠે છે – આ જે વ્યાપક સત્ય, ( સત્તા, સૌન્દર્ય એનું મૂળ છે કે સૌન્દર્યનું મૂળ છે સત્તા ? ) એટલે કે જગતમાં જે કંઈ છે તેને સુંદર કહેવાથી તે ટકી રહેવાનો અધિકાર પામે છે ? ના, જે છે તે છે એ કારણે સુંદર ? આ પ્રમાણે છેદવિચ્છેદ

કરી જોવાથી નહિ ચાલે. બૃહદારણ્યકમાં કહ્યું છે: સત્ અર્થાત જે છે તેની સ્વીકૃતિમાં છે રસ અથવા આનંદ.

સતો હ્યેષ: રસ: (૨-૩-૪)

આપણા ભક્ત સાધકો કહે છે: તે છે એટલે જ સત. વળી સત્ કહેતાં જ આપણા ચિત્ કે ચૈતન્યની આપણને પ્રતીતિ થાય છે, અને સત્ અને ચિત્ સ્વરૂપે જ એ આનંદ છે. એનો પૂર્ણ પરિચય એ જ આ સચ્ચિદાનંદ. જ્યાં અનન્યભાવે આ સત્-તાની અનુભૂતિ ત્યાં જ આનંદ. આ આનંદ દ્વારા જ સત્યના ચિન્મય ઐક્યનો અનુભવ થાય છે.

આ સાધનામાં કવિ અને કલાકાર એકબીજાના પૂરક બને છે. સાધના એકરૂપ થતાં, જગતનો સર્વ મોહાંધકાર દૂર થઇ શકે. કવિ અને કલાકાર એટલે હરિહર—એ મહાગુરુની કૃપા વિના સત્યની ઉપલબ્ધિ દુઃસાધ્ય.

ધરતીની આ તુચ્છ ધૂળ ધરતીના અંચલની માફક ઊડે છે, દિશાએ દિશામાં ફરફરે છે. આ ધૂળ પોતે શોભે છે કેટકેટલા વિવિધ સાજથી, અને કેટકેટલા વૈવિધ્યથી શોભાવે છે પૃથ્વીને! વૈશાખમાં ફૂલ સુકાઇને જ્યારે ખરી પડે છે ત્યારે ધરતી પણ પોતાના વાસન્તી ફૂલનું આભરણ વિધવાની જેમ દૂર કરી દે છે. એ સમયે આ ધૂળ એ તપસ્વિની ધરણીને ભગવું અંચલ પહેરાવી તાપસીને અનુરૂપ સાજે સજે છે. વસંતના ઉદયે આ જ ધૂળ ફરી સુંદરી ધરણીને અંગે પુષ્પપલ્લવના અલંકાર પહેરાવે છે. ધૂળ પરનું આ તૃણ છે સહુના ચરણની નીચે. એ પણ ચંચલ છે. ક્યારેક તે જણાય છે મ્લાન અને શુષ્ક, ક્યારેક તે જણાય છે નૂતન, ઉજ્જવલ ક્યારેક જણાય છે અંકુરિત, ક્યારેક આંદોલિત. આમ એ ગતિશીલ છે, વિકાસશીલ છે. એટલે જ એ છે જીવંત ને સત્ય. તું તો છે સ્તબ્ધ ગતિહીન; ત્યારે તું શું માત્ર છબી છે? સત્ય નહીં? માટી અને તૃણની પરિવર્તનની ગતિલીલા તારામાં નથી? ચરાચર જીવનની વચ્ચે એક માત્ર તું, શું સ્તબ્ધ, મૃત બની રહી છે!

આજે તું જીવનહીન બની આ છબીમાં ભલે રહી, પરંતુ એક દિવસ તો તું જીવંત હતી. ત્યારે તું બધાની સાથે સાથે ચાલતી, શ્વાસ ઉચ્છ્વાસ તારાં વક્ષસ્થલને દોલાયમાન કરતો. હરતાં ફરતાં, સુખે દુઃખે ત્યારે તારા પ્રાણની નિત્ય રમણા હતી કેટકેટલા છંદે! વિશ્વનાં છંદ અને લીલાની સાથે સાથે તારા પ્રાણની લીલા પણ આવિષ્કાર પામતી. કેટલો કાળ વીત્યો એ વાતને! મારા વ્યકિતગત જીવન-જગતનું તું હતી ઊંડું સત્ય. તને હું ત્યારે એ સત્યરૂપે પ્રમાણી શકયો હતો.

જેને હૃદયની ભીતર પ્રેમ કરીએ છીએ તેનો પ્રાણસ્પર્શ (inspiration) પામતાં આ જગત જણાય છે સુંદર. તારા તારાપણાને ઝીલીને પ્રમોદિત થવામાં જ જગત તે સમયે મને આટલું કમનીય લાગ્યું હતું. ત્યારે હતું તારા પ્રત્યેના રસમાં નિખિલ રસમય, તારા માધુર્યમાં જ મારું વિશ્વ સુંદર અને મધુમય બની મને ધારણ કરી રહ્યું હતું. વિશ્વના આનંદને મૂર્તિમંત વાણી રૂપે તું જ મારી આગળ લઈ આવતી. નહિ તો આ વિશ્વ મારે માટે હતું કેવલ મૂક. તે વેળાએ મારા સમગ્ર અસ્તિત્વની સાથે તારો એક નિબિડ સંયોગ હતો.

આપણે બન્ને એક સાથે જ ચાલતાં હતાં. એકાએક કિલ્લાની રાંગની માફક, રાત્રિના અંધકારની માફક આપણા બેની વચ્ચે અવરોધ કરતું મૃત્યુ આવીને ઊભું. એથી તું અટકી ગઈ. પણ હું તો આજે ય ચાલું છું આગળ ને આગળ. દિવસે ને રાત્રિએ, સુખે ને દુઃખે. મારી યાત્રા હજી અટકી નથી. આકાશ અને સાગરની, પ્રકાશ અને અંધકારની ભરતીઓટ નિત્ય થતી રહે છે, એની વચ્ચે હું પણ દિવસરાત ચાલ્યા કરું છું. પરંતુ હવે તું મારી સાથે નથી.

મારા માર્ગની બન્ને બાજુએ ગતિમાન છે ફૂલનાં દલ. કુંદ, કદંબ, માલતી, ચમેલી, બકુલ—ઋતુએ ઋતુની ઉત્સવયાત્રાએ નવ નવ સાજ ધારણ કરી આવે જાય છે. નિઃશબ્દ પદસંચારથી એમની ગતિ છે અપરૂપ ગંધ અને સૌન્દર્યથી ભરપૂર. આપણી

કરી જોવાથી નહિ ચાલે. બૃહદારણ્યકમાં કહ્યું છેઃ સત્ અર્થાત જે છે તેની સ્વીકૃતિમાં છે રસ અથવા આનંદ.

સતો હ્યેષઃ રસઃ (૨-૩-૪)

આપણા ભક્ત સાધકો કહે છેઃ તે છે એટલે જ સત્. વળી સત્ કહેતાં જ આપણા ચિત્ કે ચૈતન્યની આપણને પ્રતીતિ થાય છે, અને સત્ અને ચિત્ સ્વરૂપે જ એ આનંદ છે. એનો પૂર્ણ પરિચય એ જ આ સચ્ચિદાનંદ. જ્યાં અનન્યભાવે આ સત્-તાની અનુભૂતિ ત્યાં જ આનંદ. આ આનંદ દ્વારા જ સત્યના ચિન્મય ઐક્યનો અનુભવ થાય છે.

આ સાધનામાં કવિ અને કલાકાર એકબીજાના પૂરક બને છે. સાધના એકરૂપ થતાં, જગતનો સર્વ મોહાંધકાર દૂર થઇ શકે. કવિ અને કલાકાર એટલે હરિહર—એ મહાગુરુની કૃપા વિના સત્યની ઉપલબ્ધિ દુઃસાધ્ય.

ધરતીની આ તુચ્છ ધૂળ ધરતીના અંચલની માફક ઊડે છે, દિશાએ દિશામાં ફરફરે છે. આ ધૂળ પોતે શોભે છે કેટકેટલા વિવિધ સાજથી, અને કેટકેટલા વૈવિધ્યથી શોભાવે છે પૃથ્વીને! વૈશાખમાં ફૂલ સુકાઈને જયારે ખરી પડે છે ત્યારે ધરતી પણ પોતાના વાસન્તી ફૂલનું આભરણ વિધવાની જેમ દૂર કરી દે છે. એ સમયે આ ધૂળ એ તપસ્વિની ધરણીને ભગવું અંચલ પહેરાવી તાપસીને અનુરૂપ સાજે સજે છે. વસંતના ઉદયે આ જ ધૂળ ફરી સુંદરી ધરણીને અંગે પુષ્પપલ્લવના અલંકાર પહેરાવે છે. ધૂળ પરનું આ તૃણ છે સહુના ચરણની નીચે. એ પણ ચંચલ છે. કયારેક તે જણાય છે મ્લાન અને શુષ્ક, કયારેક તે જણાય છે નૂતન, ઉજ્જવલ કયારેક જણાય છે અંકુરિત, કયારેક આંદોલિત. આમ એ ગતિશીલ છે, વિકાસશીલ છે. એટલે જ એ છે જીવંત ને સત્ય. તું તો છે સ્તબ્ધ ગતિહીન; ત્યારે તું શું માત્ર છબી છે? સત્ય નહીં? માટી અને તૃણની પરિવર્તનની ગતિશીલતા તારામાં નથી? ચરાચર જીવનની વચ્ચે એક માત્ર તું, શું સ્તબ્ધ, મૃત બની રહી છે!

આજે તું જીવનહીન બની આ છબીમાં ભલે રહી, પરંતુ એક દિવસ તો તું જીવંત હતી. ત્યારે તું બધાની સાથે સાથે ચાલતી, શ્વાસ ઉચ્છ્વાસ તારાં વક્ષસ્થલને દોલાયમાન કરતો. હરતાં ફરતાં, સુખે દુઃખે ત્યારે તારા પ્રાણની નિત્ય રમણા હતી કેટકેટલા છંદે! વિશ્વનાં છંદ અને લીલાની સાથે સાથે તારા પ્રાણની લીલા પણ આવિષ્કાર પામતી. કેટલો કાળ વીત્યો એ વાતને! મારા વ્યક્તિગત જીવન-જગતનું તું હતી ઊંડું સત્ય. તને હું ત્યારે એ સત્યરૂપે પ્રમાણી શક્યો હતો.

જેને હૃદયની ભીતર પ્રેમ કરીએ છીએ તેનો પ્રાણસ્પર્શ (inspiration) પામતાં આ જગત જણાય છે સુંદર. તારા તારાપણાને ઝીલીને પ્રમોદિત થવામાં જ જગત તે સમયે મને આટલું કમનીય લાગ્યું હતું. ત્યારે હતું તારા પ્રત્યેના રસમાં નિખિલ રસમય, તારા માધુર્યમાં જ મારું વિશ્વ સુંદર અને મધુમય બની મને ધારણ કરી રહ્યું હતું. વિશ્વના આનંદને મૂર્તિમંત વાણી રૂપે તું જ મારી આગળ લઈ આવતી. નહિ તો આ વિશ્વ મારે માટે હતું કેવલ મૂક. તે વેળાએ મારા સમગ્ર અસ્તિત્વની સાથે તારો એક નિબિડ સંયોગ હતો.

આપણે બન્ને એક સાથે જ ચાલતાં હતાં. એકાએક કિલ્લાની રાંગની માફક, રાત્રિના અંધકારની માફક આપણા બેની વચ્ચે અવરોધ કરતું મૃત્યુ આવીને ઊભું. એથી તું અટકી ગઈ. પણ હું તો આજે ય ચાલું છું આગળ ને આગળ. દિવસે ને રાત્રિએ, સુખે ને દુઃખે. મારી યાત્રા હજી અટકી નથી. આકાશ અને સાગરની, પ્રકાશ અને અંધકારની ભરતીઓટ નિત્ય થતી રહે છે, એની વચ્ચે હું પણ દિવસરાત ચાલ્યા કરું છું. પરંતુ હવે તું મારી સાથે નથી.

મારા માર્ગની બન્ને બાજુએ ગતિમાન છે ફૂલનાં દલ. કુંદ, કદંબ, માલતી, ચમેલી, બકુલ – ઋતુએ ઋતુની ઉત્સવયાત્રાએ નવ નવ સાજ ધારણ કરી આવે જાય છે. નિઃશબ્દ પદસંચારથી એમની ગતિ છે અપરૂપ ગંધ અને સૌન્દર્યથી ભરપૂર. આપણી

જીવનનિર્ઝરિણી સહસ્ર ધારાએ દુરન્ત વેગે મૃત્યુમાં થઈને વહી જાય છે. મૃત્યુની સ્તબ્ધતા જીવનનિર્ઝરિણીને અટકાવી શકતી નથી. એ તો એની ગતિના નેપૂરને ધ્વનિત કરી દે છે. મૃત્યુ જ પ્રાણની ધારાનો માર્ગ મોકળો કરી આપે છે. મૃત્યુ જ જીવનના સંગીતને નાના તારે ઝંકૃત કરી દિશાએ દિશાએ પ્રસારિત કરી દે છે.

કાલે શું થશે તે જાણતો નથી; તે પછી શું રહે છે તેની પણ કલ્પના નથી; તો ય તેની વેણુ આપણને સાદ કરી અણજાણ્યા પ્રદેશે ક્રમે ક્રમે દોરી જાય છે! આજ આપણને આમ ચાલ્યા જવું જ સારું લાગે છે–

પથે ચાલ્યા જવું મારો એ જ તે આનંદ

ચાલવું ગમે છે એટલે જ તો જીવન આટલું ગમે છે. તેની વાંસળીના સૂરે, જીવનના પ્રતિછંદે, અદીઠની ભણી જવામાં જ લહું છું મને ધન્ય.

તું પણ એક દિવસ મારા માર્ગની સંગાથિની હતી. જ્યારે આપણે આપણા વિહારમાં મગ્ન હતાં ત્યારે એકાએક તું માર્ગ છોડી તિરોહિત થઇ ગઇ. તે પછી હું તો આગળ ને આગળ ક્રમાગત ચાલતો રહ્યો છું, પરંતુ તું તો જ્યાં રથથી અગોચર બની ત્યાં જ અટકી ઊભી રહી છે.

આજ આ ધૂલિ, આ તૃણ, આ રવિશશી, સહુ ગતિશીલ છે. સહુની પાછળ તું ગતિહીન સ્તબ્ધ માત્ર છબી જ બની રહી છે! મારી નિત્યસચલ જીવનસંગિનીને ગુમાવીને આજ તને છબી દ્વારા સ્તબ્ધ પ્રાણહીન રૂપે પામવામાં અંતરને કોઇ સાન્ત્વના ખરી?

સહસા મારી દૃષ્ટિ ખૂલી ગઈ. લાગ્યું કે મિથ્યા પ્રલાપ કરું છું. તું શું માત્ર છબી છે? ક્યારે ય નહીં. કોણ કહે છે તું રેખાના બંધનમાં બંધાયેલી માત્ર છબી છે? આનંદ તો છે

કેવલ અરૂપ ચિન્મય. એ આનંદ તો પ્રકાશ પામે છે વિવિધ રૂપે. પ્રકાશ પામવાને કાજે તો તેને સીમાબદ્ધ થઇ રૂપ ધારણ કરવું પડે છે. આનંદનું આમ સાકાર થવું તે શું મિથ્યા છે? નદી, મેઘ, પ્રકૃતિ સર્વ તો આનંદની મૂર્તિમાન સૃષ્ટિ છે. આમ આનંદ રૂપસૃષ્ટિની સીમારેખામાં મૂર્તિમાન ન બન્યો હોત અને સીમાન્વિત થવામાં જ જો એનું મિથ્યાપણું આવતું હોત તો નદીના આ આનંદવેગનું સ્થાન કયાં હોત? તારી દ્વારા જે આનંદની અભિવ્યક્તિ, તેં સૃષ્ટિને જે આનંદની વાચા આપી છે, તે આનંદ તો અટકતો નથી. તારે રૂપે પ્રકાશિત એ આનંદ આજે પણ મારા હૃદયને વિશ્વના અમૃતરસથી સભર કરે છે.

રૂપ અને રેખાની વસ્તુમયી જ મૂર્તિ જે કંઈ આનંદ આપી શકે તે એ નથી. પણ નિખિલ આનંદને વહન કરી લાવે છે એથી જ તે આનંદરૂપ છે. અખિલ વિશ્વના મૂળ આનંદનું રહસ્ય જે લઇ આવે છે તેનું જ તે સ્વરૂપ છે. તેનું મૃત્યુ થાય કઇ રીતે? એમ બને તો તો વિશ્વનો જ પ્રલય થાય ને!

તારા સુંવાળા કાળા કુંતલની છાયા બ્રહ્માંડભરમાં હવે વિસ્તરી રહી છે. તું જો મિથ્યા હોત તો ચંચલ પવને લીલાચિત સંગીતમુખર માધવીવન તારા કેશલાવણ્યની જેમ લુપ્ત બની જાત. સૃષ્ટિની ભીતર રહેલા આનંદની જે વાણી તું લાવી હતી તે અનંતકાલ લગી નવ નવ રૂપે પોતાને પ્રકાશિત કરતી રહેશે. તારા જ કૃષ્ણ કેશની છાયા આજ પણ વિશ્વના નામરૂપની દ્વારા મારી કને આવી મૂર્તિમંત બની રહે છે.

તારી દ્વારા જે પ્રેમ હું પામ્યો છું તે શું કોઇ એક વિશેષ વ્યકિતનો જ? તે શું વિશ્વપ્રેમની એક અપૂર્વ અંજલિ નથી? કૂપમાંથી, ઝરણમાંથી, નિર્ઝરમાંથી જે નાનાવિધ જલ પામીએ છીએ તે પૃથ્વીની ભીતર રહેલી એક અતલ પ્રાણરસધારાના વિભિન્ન રૂપ નથી શું?

તું જ એ વિશ્વરસને મારી પ્રત્યક્ષ કરી ગઇ છે. તારી પાસેથી એની રસદીક્ષા હું પામ્યો છું. તેથી તો આજે મારા સકલ રસભોગમાં

હું તને પામું છું. તું માત્ર તને જ આપે છે એમ નથી. તારી દ્વારા તું મને વિશ્વઆનંદનો અનુભવ કરાવે છે. એથી જ તું છે.

આટલા દિવસ શું તું મારા મનમાં ન હતી? મારા અંતરમાં તું વિલીન થઈ ગઇ છે તેથી તો તું હવે મારી બાહ્ય ઇંદ્રિયોથી ગ્રાહ્ય નથી રહી. મનથી માનું કે તને ખોઇ છે એ જ ભૂલ છે. આજે તું 'અબોધપૂર્વ' બની હૃદયના ચિન્મય લોકે વાસ કરે છે, તેથી તું જણાતી નથી. મારી આંખની સામે ન હોવા છતાં તું આજે મારા અંતરના ગહન પ્રદેશમાં, જીવનના મૂળમાં વિરાજેલી છે. આજ આપણે બન્ને પ્રેમપૂર્વક એકાત્મ બની ગયાં છીએ. એને ગુમાવ્યું કહી શકાય ખરું?

જે નિરંતર ચારેબાજુથી ઘેરીને આપણા સકલ અસ્તિત્વને ચૈતન્યથી, આનંદથી પરિપૂર્ણ કરી દે છે, તેની બધી ય વાત બધો વખત સચેતન ભાવે આપણે ઓછી સ્મરી શકીએ છીએ! ભીતરના પ્રાણની કથા, બહારના આકાશની, વાયુની કથા શું બધો વખત મનમાં આવ્યા કરે છે? પણ એ જ આપણા અસ્તિત્વના મૂળમાં છે. એની વાત મનમાં આણતા નથી તેથી એમનું આપણા જીવનમાં કંઈ સ્થાન નથી એમ કહેવું કયારે ય સાચું નથી. અકાશના અગણ્ય તારા આખી રાત આપણી આસપાસ ફર્યા કરે છે. આંખ માંડીને ન જોવા છતાં એમના નૃત્યમય સંગીતથી અને દીપ્ત આનંદથી આપણાં મન અજાણતાં યે નિરંતર આનંદથી ભરાઈ જાય છે. મનમાં એમનું સ્મરણ થતું નથી એથી કંઇ તે આપણને છોડી જાય છે?

ચાલતાં ચાલતાં આગળપાછળની પ્રકૃતિનાં ફૂલ તરફ કયારેક ધ્યાન નથી હોતું તો પણ એ એમનું કાર્ય નિરંતર કરતાં નથી શું? આપણા પ્રાણના નિશ્વાસવાયુને પોતાની સૌરભથી મધુમય કરી સદાય આપણી અધ્યાન શૂન્યતાને ભરી દે છે એથી જ, . અતીન્દ્રિય છે. એનાથી આપણું સર્વ ન-જોવું પૂર્ણ બની રહે છે, આપણુ ભૂલી જતું મન ભર્યું ભર્યું થઈ રહે છે.

બાહ્ય ચેતનાને ભૂલી જવાથી મૂળ વસ્તુ ભુલાય છે એવું નથી.

મારી વિસ્મૃતિમાં વિલીન થવા છતાં પણ તું મારા ગભીર ચિન્મય જીવનમાં આનંદમય છંદનું દોલન નિત્ય દઇ રહી છો. જાણું કે ન જાણું, મારા મર્મના કેન્દ્રમાં બેસી આજ તું નિઃશબ્દે તારું કાર્ય કરે છે. ભૌતિકરૂપે મારી કનેથી વિદાય લેવા છતાં ચિદ્રૂપે તું આજ મને પરિપૂર્ણ કરી રહી છે. પ્રેમની આ પણ એક અપૂર્વ લીલા છે. વસુંધરાની જે શ્યામલતા આજ નિહાળું છું તે છે તારી જ શ્યામલતા. વ્યોમવ્યાપી આ નીલિમામાં છે તારી જ નીલિમા. આજ મારા જગતના આનંદમાં સ્પંદિત છે તારો જ આનંદ. આજે મારું સર્વસ્વ તારી સાથે એનો તાલ મેળવી રહ્યું છે. મારા ગાનમાં જે સૂર બાજી રહ્યો છે તે પણ તારો જ સૂર છે એ કોણ નથી જાણતું ? આટલા દિવસ તું બહાર હતી. હવે તું મારા અંતરમાં પ્રવેશ કરી તારી પ્રેરણા દ્વારા મને ભાવમય કવિની ભૂમિકાએ આણે છે. તેથી તો મારી સંગીતધારા ઉલ્લોલિત થઈ પ્રવાહિત બને છે. પ્રેરણારૂપે તું આજ મારે અંતરે વસે છે; સૌન્દર્યરૂપે તું નિખિલ વિશ્વમાં છે પરિવ્યાપ્ત. ત્યારે કેમ કરી કહું કે મેં તને ખોઇ છે ? તું આજ હવે કેવળ છબી નથી, તું મારા પ્રાણમાં, ચેતનામાં, આનંદમાં સર્વત્ર સભર બની રહી છે.

એક દિવસ કોઇ એક પ્રભાતે તને પામ્યો, ત્યાર પછી લાગ્યું તને રાત્રિના અંધકારમાં ખોઇ બેઠો છું. તને ક્યારે ય ને હું ખોઉં ખરો ? પ્રકાશના જગતમાંથી વિદાય લઈ તેં મારા અંધકાર જગતને અપરૂપ લીલાથી ભરી દીધું છે. દિવસે પામવું એ જ શું મોટી પ્રાપ્તિ છે ? દિવસે આપણે કેટલું જોઈ શકીએ છીએ ? રાત્રિના અંધકારમાં એ જગત ભલે ન જણાય, પણ ત્યારે અગણિત ગ્રહચંદ્રતારાથી અસીમ લોક આપણી આગળ દેદીપ્યમાન બની આવે છે. અજાણ્યે આ અંધકારની મધ્યે તને હું પામ્યો છું. હવે તારાથી મારું વિશ્વ ચરાચર છે ઉજ્જવલ, મારા નિખિલ વિશ્વમાં તું જ છે પરિપૂર્ણરૂપ. આજ તું મારી સમીપ કેવલ છબી નથી, આજ તું છે મારું વિશ્વ ચરાચર.

૦

સગર્વ  આ  દખ્ખણ  દેશ કે'શે.
'બાજી પ્રભુ પ્રૌઢ બળી રહ્યો આ.'

'તાનાજી! ના મને બાળી શકવાને સમર્થ કો'ક
હાડ ને માંસનું મર્ત્ય માળખું ન રમે મને:

શિયાળવાં  પ્હાડતણાં ઉજાણી
એની કરે, પાવન પાવકો વા,
ને અર્થ છો અન્ય જનો સચિંત;
બાજી નથી લોલુપ દેહનો આ.'

'લે ત્યારે લઉં છું વીરા! વિદાય મળવા ફરી
કાર્ય પૂરું થતાં માતા ભવાનીના ઉછંગમાં.'

'બાજી પ્રભુ'માંથી

બાજી પ્રભુ– શ્રી અરવિંદ. ભાવાનુવાદ પૂજાલાલ
પ્રકાશક–શ્રી અરવિંદ આશ્રમ પોંડીચેરી–૨ ० મૂલ્ય–બે રૂપયા

○

---

## કવિલોક પારિતોષિક

અમને જણાવતાં આનંદ થાય છે કે ૧૯૬૮નું 'કવિલોક' પારિતોષિક કવિશ્રી ઉશનસ્‌ને એમના 'વ્યાકુલ વૈષ્ણવ' કાવ્યો માટે (કવિલોક અંક–૬૩) મળે છે. અમારાં હાર્દિક અભિનંદન.

નિર્ણાયકો હતા પ્રા. મનસુખલાલ ઝવેરી તથા પ્રા. અમૃતલાલ .ાજ્ઞિક.

તંત્રી.

*In the drama of Fate*

*Paradox is* the *hero—*

*Hero (Serene and virile)*

*That meets the tragic finis*

*And the plot*

*Arouses in the people Catharsis.*

*From* **'Gandhi'**

by MOTILAL JOTWANI

સગર્વ આ દખ્ખણ દેશ કે'શે.
'બાજી પ્રભુ પ્રૌઢ બળી રહ્યો આ.'

'તાનાજી ! ના મને ખાળી શકવાને સમર્થ કો'ક
હાડ ને માંસનું મર્ત્ય માળખું ન રમે મને:

શિયાળવાં પ્હાડતણાં ઉજાણી
એની કરે, પાવન પાવકો વા,
તે અર્થ છો અન્ય જનો સચિંત;
બાજી નથી લોલુપ દેહનો આ.'

'લે ત્યારે લઉં છું વીર ! વિદાય મળવા ફરી
કાર્ય પૂરું થતાં માતા ભવાનીના ઉછંગમાં.'

'બાજી પ્રભુ'માંથી

બાજી પ્રભુ– શ્રી અરવિંદ. ભાવાનુવાદ પૂજાલાલ
પ્રકાશક–શ્રી અરવિંદ આશ્રમ પોંડીચેરી–૨ ० મૂલ્ય–બે રૂપિયા

○

---

## કવિલોક પારિતોષિક

અમને જણાવતાં આનંદ થાય છે કે ૧૯૬૮નું 'કવિલોક' પારિતોષિક કવિશ્રી ઉશનસ્‌ને એમના 'વ્યાકુલ વૈષ્ણવ' કાવ્યો માટે (કવિલોક અંક–૬૩) મળે છે. અમારાં હાર્દિક અભિનંદન.

નિર્ણાયકો હતા પ્રા. મનસુખલાલ ઝવેરી તથા પ્રા. અમૃતલાલ યાજ્ઞિક.

તંત્રી.

*In the drama of Fate*

*Paradox is* the *hero—*

*Hero (Serene and virile)*

*That meets the tragic finis*

*And the plot*

*Arouses in the people Catharsis.*

*From* **'Gandhi'**

by MOTILAL JOTWANI

# * કવિલોક *

વર્ષ ૧૨ : અંક ૪ જુલાઈ-ઑગસ્ટ ૧૯૬૫

સળંગ અંક ૭૦

આ અંકમાં



તંત્રી
જયંત પારેખ

લવાજમ રૂા. ૫-૦૦
શિલિંગ ૭-૦૦
ડૉલર ૧-૫૦

મુખપૃષ્ઠ : ભિખુભાઈ કપોડિયા

માલિક કવિલોક વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૨૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.



# કવિલોક

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

---

## રા. વૃં.

---

બાઇ ! મારી ઓરસી આ કોણ કરે ખાલી ?
ગોકુળની ગલીએથી વનરાવન ચાલી.
પગલે ટહૌકા ને
ટહૌકે સીમ કા'ન કા'ન,
હું તે શું બોલું
ન એનું મુજને કૈં ભાન.
મોરપીંછ માથે,—એણે અધવચ ખાળી,
ઝરતી જ્યાં મ્હેક પીળી પીળી નીપ-ડાળી.

કનેની કાલંદરીને તીર લીધ ઝાલી;
કાળવી કીકીએ છલોછલ જોઈ લાલી.
આછેરું કંપે ને
ભીનું ભીનું મુજ વાન,
(એને) એવું કૈં અડે કે
મારા પરવશ પ્રાણ.
બાઇ ! એવું શું તે મને હું જ લાગું વ્હાલી !
મોરલીને સુર મારું બધું બેઠી આલી.

## મકરન્દ દવે

### સફર

નિઃસારતાની અંતહીન દિશા ભણી
સાંઢણી ચાલી જતી છાયા તણી,
એકલો અસવાર કરતાં ગોઠડી
શૂન્યમાં નોંધી નજર, નજરે ચડી
ચીજ તે સૌ આમ થાય અલોપ ક્યાં?
ક્યાં હશે મારો મુકામ? નવાં નવાં
વાદળોનાં ગામ ઊઠે, ઓસરે,
ક્યાંય ના હૈયું ઠરે:

હાશ માન્યું તે હવામાં ઓગળ્યું,
હાથમાં લીધું ન લીધું ત્યાં જ ઠેકું થઈ ઢળ્યું
આ બધું, કેવી તરસ! હે રામ, ક્યારે છીપશે?
શું થશે? મારું સફરમાં શું થશે?
અંતહીન દિશા તણી નિઃસારતાની,
સાંઢણી ચાલી જતી જાણે હવાની.

હર ક્ષણે,
નાચતાં ચરણે
ઘૂઘરી વાગે
ને ઘડી અસવાર ઝોકું ખાઈને જાગે,
શૂન્યમાં એની નજર
ને પગ તળે ગાતી જતી એની સફર.

# ભીખુભાઇ કપોડિયા

## અંધારાના ધણુ વચ્ચે

ટોળાઇને ઊડી આવતા .
પશ્ચિમી આકાશનો છેલ્લો કલરવ
ગામ તરફ ફંટાય...
કાંધ ઉપર તોળાઇ રહેલ દિવસ ભરનો થાક
ગાલ્લું થઇ અળગો થઈ જશે આંગણમાં..
વાદળોના ઢગ જેવી ટેકરીઓના ઢોળાવ પરથી
સોનેરી કિરણોનું ધણ લઈ
હું નીચે ઊતરું...ધીમે...ધીમે –
સામે મોંઢામાં અંગૂઠો નાખી એકલા
ઘર તરફ ચાલ્યા આવતા ખેડૂત-બાળ જેવો અંધકાર દૂર દૂરથી
રમતો રમતો ચાલ્યો આવે
વાડના થોર સાથે અડપલાં લેતી દેવચકલીનાં પીંછાં રંગે,
થડ ઉપર ચડતી કીડી-મંકોડી જેમ
વૃક્ષોને પાંદડે પાંદડે ફરી વળી ચરી વળે લીલો રંગ..
વળાંક લેતી કેડીઓ કનેથી
ચૂંટવી લે નમણા વળાંક...
ને ખેતરના કૂવામાં કોસ થઈને લટકી રહે
સુઘરીના માળાની જેમ રાતભર..
આવળનાં પીળાં ફૂલમાં પોતાનાં શમણાં સંતાડી
અંધારાની ધૂળ ઊડાડી ચાલ્યો ગયેલો સૂરજ
હવે ઘુવડ થઈને ફરવા નીકળશે..વગડે, વને
કે કદાચ મારા પગરવથી..ઝાંખરાંમાં ક્યાંક શ્વાસ લેતું
ભૂખરી ઝાંચવાળું મૌન
લાંબા કાન લઇને છટકી જશે
ને મૂકી જશે શેષ મારી આસપાસનું રિક્ત એકાંત..
હું, ચીલે ચીલે ધૂળ થઈ પડેલાં પગલાંમાં
વગડાની ઝાંખી લિપિ ઉકેલતો
હવે અંધારાના ધણ વચ્ચે
ચાલ્યો જાઉં છું
મારા ગામ તરફ...

## પ્રાણજીવન મહેતા

---

### તારું ન હોવું

હમણાં હમણાં
ભરચક ઊભા મોલની વચ્ચે
કૈં ખાલીપો ઊછરે...ખખડે.

○ ○ ○

ભરચક ઊભા મોલની વચ્ચે
ઝૂંડે બેઠાં કાબર-હોલાં
આપણા હોડ તણા ફફડાટ
સાંભળી ઊઠી જાતાં ફરર...
નિજ નીડ ભણી.

ચોગરદમ ફેલાતી
તારી દૃષ્ટિ સમ રેલાતા
પાણીના રેલામાં
સરતો તારો પડછાયો જોઇને
ખસી જતું આ આભ જરી આછેરું.

આપણ બે જે વૃક્ષની છાયા હેઠળ
બેસી તડકાને કૈં તાકી રે'તા—
હવે ન તારું હોવું
હવે તે વૃક્ષ પણ કંઇ
નિજ છાયા સંકેલી
અવ મારી સામું મોં ફેરવી ઊભા.

તું જ કહેને
તારી સંગાથે ઝાકળનાં ટીપાંમાં
ઊંચકી લીધેલી કૂણી કૂણી
સવારને અવ તે હું
ક્યાં ક્યાં જઇને ખોળું ?

○ ○

હમણાં હણુણાં
ભરચક ઊભા મોલની વચ્ચે...

# યશવંત ત્રિવેદી

## સારો ફૂલોનો બેટ લઈને

[ કાવ્યદ્વાદશી ]

૧

ઈશ્વરે કહ્યું: ખીલી જાઓ પ્રકાશનાં ફૂલ.

આદિપવનની હોડી કિનારે લંગારીને
ફૂલોના બેટ પર બાળકો હમણાં આવ્યાં છે.
શ્રાવણ ભાદરવાની ડાળીએથી ઝરીઝરીને ચેરીબ્લોઝમે
ભરી દીધી છે શહેરની શેરીએશેરીઓ.
વાદળાંનાં ઘર બાંધી રહ્યાં છે બચ્ચાંઓ.

ઇંદ્રધનુષ્યોની લસરણી પરથી સરકયા કરે છે પૂર્વજન્મો.
સસલાની ભોળી આંખોમાં ઊઘડે છે
વનની લીલી ક્ષિતિજોના વાંસ પાછળ સરકતો સૂરજ.
હું ફરવા નીકળ્યો છું.

૨

બજાવ્યે જા.
જ્યાં સુધી તારી આંગળીઓને ટેરવે આવી ન બેસે
ઋતુઓનાં ફૂલોમાં સૂતેલા અવસરો
તારી બંસી બજાવ્યે જા

ચીંચીં કરીને આસોપાલવથી ચકલીઓએ
હમણાં ઉડાડયો છે પુરવૈયાને,
હું હમણાં જ પાછો ફર્યો છું.

મારા જાંખુડામાં ચળાઇ આવતા
તડકાની બારીઓ ખોલીને બેઠો છું આજે.

તરાપામાં તરબૂચની નદીઓ ઉપાડીને નાસી રહ્યાં છે ભટૂરિયાંઓ.

બે ઋતુકાળની ગમગીની પછી વૃક્ષોને બારણે બેસી

કેશ ગૂંફી રહી છે વસંત
વાસકસજ્જાની આંખોના ઝાંખુડી અરીસામાં.

અરીસાના નિજી રૂપના પ્રેમપત્રને છાતીએ ચાંપી
શીમુળવનનો લીલો પરદો ખેંચી સંતાઇ ગઇ છે સાંતાલકન્યાઓ.

કેટલી યે ઋતુઓથી ખોવાઈ ગયેલો હું
ફોટામાં તારા ગળાનું લોકેટ ખોલી મને મળી રહ્યા છું આજે.

કાચના ગ્લાસ પર ચીતરેલી અંગૂરોને
પાણી સાથે ગટગટાવી રહ્યો છું આજે.

મધરાતે બિસમિલ્લાની શરણાઈની ભૈરવીમાં
હમણાં જ સૂતા બધા પ્રહરો
તો યે બેસી રહ્યો છે તડકો બારી ખોલીને આજે.

૩

કો'ક લિપિ લખી રહ્યા છે બરફ પર બેઠા બેઠા કાગડાઓ.
પ્રેમીઓની બિડાયેલી હથેળીઓ ભીતર
ઊઘડી રહ્યાં છે વસંતનાં કેસરી વાતાયનો.
સંભળાય છે ચંદ્રના ઓગળી જવાનો અવાજ.
હા પાડી ચૂપ થઇ ગયો છે કમલવનનો પ્રથમ રોમાંચ.

૪

વરકન્યાનું દષ્ટિદાન.
કન્યાની આંગળીએ ક્ષિતિજાય પૃથ્વી ને આકાશ.
લકન્યાની નાભિ પર દોટ મૂકે કસ્તૂરી મૃગો.
નપંખી થઇ કોઈ વાસકસજ્જાના વક્ષસ્થલે
ઊડયા કરે કેસરી ઉનાળો.
શરમમાં મચકોડાઇ છૂટેલી ચટાઈની સળીઓ:
ગંગામાં વહેતી ચંદ્રમુખીછલીછલી બીજની તરીઓ.

સૂર્ય જાય દૃષ્ટિના અન્તરમાં શિવરંજનીના સૂરોની નૌકા.
ઇશારાની ઉમાના સ્તન પર મૂકેલી શિવજીની આંગળીઓમાં સંભળાય
અષાઢનાં વાદળોનું તોફાન.
એ દૃષ્ટિની ક્ષિતિજોને વાંસવન
પૂનમને હરિકેનમાં ઉતારી
દોડી રહી છે કોઇ અભિસારિકા.

૫

ગોલપીઠા પર
અળશિયાતી ચાલે છે બસ
સ્ત્રીઓના લપેડાયેલા ચહેરાઓ પર ચાલી રહ્યાં છે ડુક્કરનાં ટોળાં.
તેમના સાથળમાંથી જન્મી રહ્યાં છે શહેર.
વિસ્કીની બોટલોમાં ઊપટી આવે છે ઇશુના ભોંઠા પડેલા બે હોઠનો રંગ.
દારૂડિયાઓના પગમાં લથડિયાં ખાય છે
કોઇ ગાનારીનો બસંત બિહાગ,
ઊંધમૂંધ સૂઇ રહી છે
ચર્ચયાર્ડની નાળિયેરીઓનાં પાન પર પાદરીની પ્રાર્થનાઓ.

સંગ્રહમાંથી ફાટેલાં શાયરીનાં પાનાં જેવું આડુંઅવળું ડૂચો થઇને
પડયું છે આકાશ.
તાડીના માટલામાંથી હમણાં ઊતરશે શરાબી સૂરજ.

૬

અંધકારને કો'ક મજાથે
પાંચમછઠનો ક્ષયરોગી ચંદ્ર ઉધરસનાં ઠસકાં ખાઇ રહ્યો છે
ત્યારે કોઇક લઈ જઇ રહ્યું છે સ્ત્રીને ઇચ્છાના કુથ્થઈ શહેરમાં.

મારા જન્મ નીચે
તૂટી પડેલા પીપળાના થડ ફરતા
ફૂટી નીકળ્યા છે ફૂગેલા બિલાડીના ટોપ.

શોકેઇસમાંથી ડોકું બહાર કાઢી કાઢીને જોયા કરું છું
ત્યારે થાય છે: ઓરસોતો ચાલી ગયો હોત તો!

એ ઋતુકાળની ગમગીની પછી ફૂલોને બારણે બેસી

કેશ ગૂંફી રહી છે વસંત
વાસકસજ્જાની આંખોના જાંબુડી અરીસામાં.

અરીસાના નિજી રૂપના પ્રેમપત્રને છાતીએ ચાંપી
શીમુળવનનો લીલો પરદો ખેંચી સંતાઇ ગઇ છે સાંતાલકન્યાઓ.

કેટલી યે ઋતુઓથી ખોવાઈ ગયેલો હું
ફોટામાં તારા ગળાનું લૉકેટ ખોલી મને મળી રહ્યા છું આજે.

કાચના ગ્લાસ પર ચીતરેલી અંગૂરોને
પાણી સાથે ગટગટાવી રહ્યો છું આજે.

મધરાતે બિસમિલ્લાની શરણાઈની ભૈરવીમાં
હમણાં જ સૂતા બધા પ્રહરો
તો યે બેસી રહ્યો છે તડકો બારી ખોલીને આજે.

૩

કોઈક લિપિ લખી રહ્યા છે બરફ પર બેઠા બેઠા કાગડાઓ.
પ્રેમીઓની ભિડાયેલી હથેળીઓ ભીતર
ઊઘડી રહ્યાં છે વસંતનાં કેસરી વાતાયનો.
સંભળાય છે ચંદ્રના ઓગળી જવાનો અવાજ.
હા પાડી ચૂપ થઇ ગયો છે કમલવનનો પ્રથમ રોમાંચ.

૪

વરકન્યાનું દૃષ્ટિદાન.
કન્યાની આંગળીએ ક્ષિતિજાય પૃથ્વી ને આકાશ.
ભીલકન્યાની નાભિ પર દોટ મૂકે કસ્તૂરી મૃગો.
સોનપંખી થઇ કોઈ વાસકસજ્જાના વક્ષસ્થલે
ઊડયા કરે કેસરી ઉનાળો.
શરમમાં મચકોડાઇ છૂટેલી ચટાઈની સળીઓ:
ગંગામાં વહેતી ચંદ્રમુખીછલીછલી બીજની તરીઓ.

સર્યે જાય દષ્ટિના અત્તરમાં શિવરંજનીના સૂરોની નૌકા.
ઇક્ષોરાની ઉમાના સ્તન પર મૂકેલી શિવજીની આંગળીઓમાં સંભળાય
અષાઢનાં વાદળોનું તોફાન.
બે દષ્ટિની ક્ષિતિજોને વાંસવન
પૂનમને હરિકેનમાં ઉતારી
દોડી રહી છે કોઇ અભિસારિકા.

૫

ગોલપીઠા પર
આળશિયાતી ચાલે છે બસ
સ્ત્રીઓના લપેડાયેલા ચહેરાઓ પર ચાલી રહ્યાં છે કૂકરનાં ટોળાં.
તેમના સાથળમાંથી જન્મી રહ્યાં છે શહેર.
વિસ્કીની બોટલોમાં ઊપટી આવે છે ઇશુના ભોંઠા પડેલા બે હોઠનો રંગ.
દારૂડિયાઓના પગમાં લથડિયાં ખાય છે
કોઇ ગાનારીનો બસંત બિહાગ,
ઊંઘમૂંઘ સૂઇ રહી છે
ચર્ચયાર્ડની નાળિયેરીઓનાં પાન પર પાદરીની પ્રાર્થનાઓ.

સંગ્રહમાંથી ફાટેલાં શાયરીનાં પાનાં જેવું આડુંઅવળું ડૂચો થઇને
પડયું છે આકાશ.
તાડીના માટલામાંથી હમણાં ઊતરશે શરાબી સૂરજ.

૬

અંધકારને કો'ક મજલે
પાંચમછઠનો ક્ષયરોગી ચંદ્ર ઉધરસનાં ઠસકાં ખાઇ રહ્યો છે
ત્યારે કોઇક લઈ જઇ રહ્યું છે સ્ત્રીને ઇચ્છાના કુથ્થઈ શહેરમાં.

મારા જન્મ નીચે
તૂટી પડેલા પીપળાના થડ ફરતા
ફૂટી નીકળ્યા છે ફૂગેલા બિલાડીના ટોપ.

શૉકેઇસમાંથી ડોકું બહાર કાઢી કાઢીને જોયા કરું છું
ત્યારે થાય છે: ઓરસોતો ચાલી ગયો હોત તો!

કોઇ સારું નથી લાગતું આ શહેરમાં
એટલે ઍંજલલૅન્ડ પ્રદર્શનમાં સૂઇ ગયેલી પરીના
કેઇસના કાચને ટકોરા માર્યા કરું છું હળુહળુ.

સમય જતો નથી એટલે
તારા સાલારખાન મ્યુઝિયમના ઘડિયાળમાં થયા કરે છે કલાકો
ત્યારે બારી ખોલીને નીકળ્યા કરતા પેલા મોનોટોનસ માણસની જેમ
આવજા કર્યા જ કરું છું
ડંકા માર્યા જ કરું છું.

કો'ક પ્રભુના દર્શન કરીને મંદિરમાંથી
ટોળામાં ઊંચકાઇને ઘેર પાછા ફરું છું
અને ઢોળાઈ રહે છે શેપઝહર પોર્ટિકોના બારસલીથી
ત્યારે થાય છેઃ
આપણે સહુ એકબીજાને કેમ ક્યારે ય મળતા નથી?

પ્રેમપત્રની જેમ
ગેલેરીમાં નમેલી જાંબુડાની ડાળ પર
હમણાં જ કો'કે સળગાવી દીધી બધી ઋતુઓને
હવે મહિનાઓ વગરનું ખાલી આકાશ હું ક્યાં સુધી જોયા કરીશ?

ફૂલો વેચનારીના સાદ જેવો
સંઘરી રાખેલો પિકનિકની થોડીક ક્ષણોનો અવાજ
હવે ડૉકટરના સ્ટેથોસ્કોપમાં મૂકીને સૂઇ જવાય તો?

૭

ભાઇ-બહેનઃ
ઇશુ
અને
ઇશુના ચહેરાની કરચલીઓમાં
મીણબત્તી ધરી ઊભેલાં મરીઅમનો પડછાયો.
કોડિયાના પ્રકાશમાં વર્ષોથી સૂઇ ગઈ છે બહેન

૮

જાણે મારું હૃષીકેશ ઓઢીને
સૂઈ ગયાં છે ગંગા.

૮

જોયા કરું છું રેસ્તોરાઁના ઍરકંડિશન્ડ બોદા કાચની બહાર
તોફાની છોકરાની જેમ
શેતૂરના ઝાડ પર પગ ઉછાળતો ઉનાળો.

સામેના ટેબલ પર
વારેવારે શરમાતી છોકરીની આંખો
રેડીયો–આઇની લીલાશ થઈ ઓગળ્યા કરે છે ગ્લાસના પાણીમાં.

પિયાનોના સૂરના અકેક પગથિયા પરથી
પોર્ચયાર્ડ તરફ ઊતરી રહ્યો છે
વિદાય લેતી પ્રિયતમાના દર્દ જેવો
નીગ્રો સિંગરનો અવાજ.

સ્પર્શ્યા કરે છે આંગળીઓ બીઅરના ગ્લાસ પરની ઇરાની લલનાને
ત્યારે બીડેલી પાંપણોમાં ખોલી રહી છે ઇજિપ્શ્યનકન્યાઓ
હજાર હજાર મધુમાસની વાસરિકાઓ.

પણ ઋતુઓ ક્યાં હોય છે ઍરકંડિશન્ડ રાસ્તોરાઁમાં ?
હિમાલયના ઢોળાવથી ફૂલફૂલ થઈ ઢોળાતી ઉમા જેવી સવારસાંજ
ક્યાં હોય છે કોઈ રાસ્તોરાઁમાં ?

મૂકી જવા આવ્યા છીએ આપણું અકેક રૂપ
અહીંની ભૂખરી ચૂપકીદીમાં
એટલે આપણા ચિરપરિચયને છુપાવવા
ઢાંકી રહ્યા છીએ દૃષ્ટિને
સ્ક્રીમિંગ થતી નીઓન લાઇટના લટકતા પરદામાં.

કોઈને ય ભૂલી જાઉં તે પહેલાં
નીકળી જઈશ રાસ્તોરાની બહાર

હવે નરીમાન પૉઇન્ટ પર મારી રાહ જોતો બેસી રહ્યા હશે
હરિકેન હાથમાં રાખીને માછીમારની હોડીમાં દરિયો.

૯

શી જરૂર હોય છે સંબંધોની ?

સ્વથી કેટલો હોય છે પરિચયહીન
રાજાબાઇ ટાવરથી નાળિયેરી પર ઊતરીને
એક પગ ટેકવી કોઇની પ્રતીક્ષા કરતો કલાક
હૅંગિંગ ગાર્ડનની લોન પર પ્રિયતમાના કાંડા પર ઊંઘતો કલાક
ને કયારેક સૂના ઘરમાં મધરાતે
પોર્ટિકોની બહાર ઊભેલા પ્રસંગોને જોતો જોતો
ડાયલના રેડિયમમાં સૂમસામ બેસી રહેલો કલાક !

પ્રેમથી ચમકતી આંખોએ પ્રથમ
ધુમ્મસ ખસેડી જોયેલું પેલું મુદ્રિકા જેવું મુંબઇ શહેર
પછી તમે જોયું છે કદી ?
કાલબાદેવી પર માલનું પેકેટ ઉપાડીને તમે જતા હો ત્યારે
હાથમાંથી પેપરવેઈટ સરકે તેમ
કદાચ પેલું મુંબઈ ........
શી જરૂર હોય છે જૂના સંદર્ભો લઈ આપણને ફરી ફરી મળ્યા કરવાની?

રાત્રે વાદળાંઓ ઓઢીને સૂઈ જઇશ ત્યારે
સામે રસ્તા ઉપર સદાને માટે
રેડ સિગ્નલને લીધે અટકી ગયેલી તું,
આંખોને કિનારે રોજ બોટમાં બેસીને આવતો
આપણી ટ્રિપવાળો એલીફન્ટાનો બેટ
મેડૉનાના શિલ્પના મરીઅમની વેદના ઓઢીને
રોજ સાંજે પાલવા પર મળી જતો તારો પડછાયો......
......તે રાત્રે 'બાબુજી' બાબુજી' કહી શિકારામાં ગપ્પા મારતા
ચંદ્રનું પોટ્રેઈટ ચીતરવાનો શો અર્થ છે આજે
બળતા તડકાના કૅન્વાસમાં ?

બા ગુજરી ગયા પછી ફળિયાના ઓટલા પર
રોજ સાયંકાળે આવી બેસે છે જયારે રામમંદિરની ઝાલરનો ઝલ્લીરવ
મારા શતસહસ્ર તુલસીવનોમાં ફરફર્યાં કરે છે
બા પરણીને આવી તે પહેરીને પાનેતર
સંબંધોના શ્વેત શ્વાસ.

મને શીદ પસવારો છો સંબંધોની ઉષ્ણ આંગળીઓથી ?
હું વાદળું થઈને સૂતો છું થોડીવાર
આ જન્મને ઝરણે નમેલી ધરો ઉપર.

૧૦

નાળિયેરીઓના લીલા વળાંકમાં ક્યાંક
સિતાર વગાડે છે રવિશંકર.
હું ગતજન્મો સાથે જૂહુ પર ફરવા નીકળ્યો છું.

ઓળખું છું આ બધા લોકોને.
કોઈ ક્યારે ય મરતું નથી.

સોળમા સૈકામાં ઈંગ્લેન્ડથી નીકળેલાં ઇલિઝાબેથનાં સો સો વહાણો
હમણાં ઊતરશે જૂહુને કિનારે.
ભરતી થાય ત્યારે બધાં આવે
ઓટ થાય ત્યારે બધાં જાય
સન એન સેન્ડ, નાળિયેરીઓ, સાંજે ઊડતા કાગડા,
પાછળ દેખાતાં મકાનો ક્યારેક નથી હોતાં.
ક્યારે દરિયો મોના લીસા જેવું મરકે
ક્યારેક દરિયો મરિયમ જેવું ડૂસકે.

નાળિયેરીના થડ પાસે ભૂખરી રેતીમાં
હજી બેસી રહ્યાં છે ગાંધીજીનાં પગલાં.
પગલાં સુધી રોજ ફરવા નીકળે છે
સાધ્વીઓના શ્વેત ઝભ્ભા ઓઢી જૂહુચર્ચની પ્રાર્થનાઓ.

મોજામાં પગ તણાતા લાગે

રેતી સરતી લાગે
પાણીની અનુભૂતિ થાય
તો ય માણસ જીવે
માણસ મરે નહિ.

ઓળખું છું આ બધા લોકોને.

કદીક ઘાસના તણખલાનું સરઘસ નીકળે
કદીક સડકો તણખલાં થઇ ભમ્મર ભમ્ભર ઊડે
માણુસ મુંબઈ થઈને જીવે
માણુસ વરસોવાનો કૂબો થઇને મછવામાં જઈ બેસે.

સમય જનમને ખાય
જનમ જનમ લઇ માણુસ પાછો એ જ સમયને ખાય.

અંતે એકસામટા ફૂલોના ધ્વજ ફરકે
કોના?
શેના?
અનુભવું છું : ફૂલફૂલના ધ્વજ ફરકે છે
એકસામટી બધી ઋતુઓ ઝાડ બની મારામાં ઊગે
પારિજાતનો છોડ બની દરિયો મારામાં ઝૂલે
ને શ્રાવણનું આકાશ બની હું
ઘરમાં કે ઘરબ્હાર
જૂહુનો બીચ બની ઢોળાઉં.

સન એન સેન્ડની લૉન પર બેઠેલી વીનસ જેવી રાતને જોતો જોતો
તાડપત્ર પર રાતભર બેસી રહ્યો છે સૂરજ.

નાળિયેરીઓના લીલા વળાંકમાં ક્યાંક
સિતાર વગાડે છે રવિશંકર.

હું ફરવા નીકળ્યો છું.

૧૧

આજે
ઠૂંઠવાતો બેસી રહ્યો છે કાચની બારીએ વૃદ્ધ સૂરજ
પણ હવે ધુમ્મસ નહીં ઉઘાડે ક્યારે ય ઘરની બારીઓ.

હજારો પારિચારિકાઓના શ્વેતવસ્ત્રોનો અનુભવતો હશે સ્પર્શ
બોલીસ પહેરા તળે પોસ્ટમોર્ટમ માટે એમ્બ્યુલન્સમાં જઈ રહેલો સૂર્ય.

બાવળની ડાળ પર
ફસાઇ પડેલા ચંદ્રનો હવે ફરકયા કરે છે ધોળો ઝભ્ભો.
આંખો મીંચી ગયેલા ખિલાડીના બચ્ચા જેવી દષ્ટિ પર
જાળ ફેંકીને નાળિયેરી પાસે વિજયમાં ઊભો છે દરિયો.
વધસ્થંભાયેલા ઇશુ વગરના શરીરનો સ્પર્શ
ચિરકાળથી રઝળ્યા કરે છે મરીઅમની હથેળીઓમાં.
ખોલી રહ્યા છે શતકોટિ શ્વેત શઢ મારી પાંપણોને
ને પોપચાંને ભીડી રહ્યા છે દેવળના ઘંટનાદ.

૧૨

સૂરજ દરિયો થઇને ઢોળાઇ ગયો છે ક્ષિતિજના છાપરા તળે
હું મારે જૂને ઘેર જવા નીકળ્યો છું.
સિંહલદ્વિપના નાવિકો મારો ફૂલોનો ભેટ લઇ
હલેસાં મારી રહ્યા છે છેલ્લી ક્ષણોને.
સાંજનું છેલ્લું વાળુ કરી હું પાછો ફર્યો ત્યારે
દેવળના ડંકા પરથી ઊતરી
નાળિયેરીના થડ પાસે પ્રતીક્ષા કરતી
લીલાશથી અંગઅંગોને ભીડીને
મારી સાથે ચાલી નીકળી છે ચિરવિદાય.
ભંડાકિયામાં સંભળાય છે ચાંદનીચોકમાં ખરીદી કરવા નીકળેલી
મોગલ બાદશાહોની બેગમોનો ખિલખિલાટ.
તૂતક પરથી જોઈ રહ્યો છું
ચંદ્ર પર વસાહતીઓ માટે માલસામાન લઇ જતા અવકાશયાનો.
મધરાતે આંખો ઘેરાવા માંડશે ત્યારે
સૂઇ જઈશ વાદળાંઓનાં ઘર બાંધતાં
બચ્ચાંઓને આંખોમાં રમતાં મૂકીને.

૦

# ધીરાદેવી

લે. પુષ્કર ચંદરવાકર

## ક્યાંથી સાંપડી આ સંપત્તિ

"વિશ્વ વિખ્યાતિને વરી ચૂકેલા દ્વારકાને હસ્તગત કરવા ઈ. સ. ની બીજી સદીમાં માળવાના મહાક્ષત્રપ રૂદ્રદામને પોતાના સેનાધિપતિ પહલવ વિશાખદત્તને લશ્કર લઈને દ્વારકા પર હલ્લો કરવા મોકલ્યો. આ વેળા દ્વારકામાં યાદવકુળનો વાસુદેવ નામનો રાજા રાજ્ય કરતો હતો.

વિશાખદત્ત સાથેના યુદ્ધમાં મરણતોલ ઘવાયેલો રાજા વાસુદેવ, પોતાના મિત્ર પૈઠણના રાજા પુલુમાયીની મદદ લઈ આ વેરનો બદલો લેવા પોતાની પત્ની ધીરાદેવી પાસે પ્રતિજ્ઞા લેવડાવી, મૃત્યુ પામ્યો. વિજયના ઉન્માદમા વિશાખદત્તે ધીરાદેવીને કેદ કરી રૂદ્રદામન પાસે રજૂ કરી. આ વખતે રૂદ્રદામન ગિરનાર પાસે સુદર્શન તળાવનું સમારકામ કરાવતો હતો. રૂંવાડે રૂંવાડે વેરની આગથી સળગતી આર્ય રમણી ધીરાદેવીએ રૂદ્રદામનને છ માસ પછી પોતાની સાથે યુદ્ધ ખેલવા આવાહન આપ્યું. એક વીર આર્યનારીનાં શૌર્યથી પ્રભાવિત બનેલી રૂદ્રદામનની પુત્રીએ ધીરાદેવીને પિતાના બંધનમાંથી મુક્ત કરાવી. ધીરાદેવીએ પોતાના રાજ્યપુરોહિત મારફત પુલુમાયીને ભાઈ તરીકે રક્ષાબંધન મોકલી ચોક્કસ મુદતે રૂદ્રદામન સામે લડવા દ્વારકા બોલાવ્યો. ધારેલી મુદતે પુલુમાયી લશ્કર લઈ દ્વારકા આવી પહોંચ્યો. ધીરાદેવીનાં કુનેહ, રાજ્ય-પ્રપંચો વિચ્છિન્ન કરવાની શકિત અને શૌર્ય કરી રૂદ્રદામન અને પુલુમાયી વચ્ચે યુદ્ધ ન થતાં રૂદ્રદામને પોતાની પુત્રી પુલુમાયીને પરણાવી. આમ ક્ષત્રપો અને દક્ષિણના શાતવાહન વચ્ચે મૈત્રીનો સંબંધ બંધાયો."

( શ્રી ગુજરાત સાહિત્ય પરિષદ જ્ઞાનસત્ર પ્રકાશિત 'દ્વારકા' પૃષ્ઠ ૨૪. )

## પાત્રો

| | | |
|---|---|---|
| વાસુદેવ | : | દ્વારકાનો યાદવપતિ. |
| વિશાખદત્ત | : | મહાક્ષત્રપ રૂદ્રદામનનો સેનાપતિ. |
| પુલુમાયી | : | પ્રતિષ્ઠાનનો નરેશ. |
| રૂદ્રદામન | : | માળવાનો મહાક્ષત્રપ. |
| ધીરાદેવી | : | વાસુદેવની રાણી. |
| ચારુમિત્રા | : | રૂદ્રદામનની પુત્રી. |
| ત્રિદશગુરુ | : | રૂદ્રદામનના મંત્રીશ્વર. |
| સુજાતા | : | પરિચારિકા. |
| વરરુચિ | : | ચિકિત્સક. |
| યદુભદ્ર | : | યાદવોનો સેનાપતિ. |
| સુવીર | : | ક્ષત્રપોનો સૈનિક. |
| મરુત | : | યાદવોનો સૈનિક. |

### અન્ય પાત્રોમાં

દ્વારપાળ, સૈનિકો, નારીઓ, ગુપ્તચર.



### દૃશ્ય ૧ લું

દ્વારાવતીના યાદવરાજ વાસુદેવના પ્રાસાદનો ખંડ. ખંડમાં પલંગ પર શ્વેત વસ્ત્રથી આચ્છાદિત ગાદલું. ધીરાદેવી પ્રવેશે છે. તેની પાછળ પરિચારિકા સુજાતા છે.

ધીરાદેવી : સુજાતા !

સુજાતા : રાણીજી, આજ્ઞા આપો !

ધીરાદેવી : યદુપતિને સમરભૂમિમાંથી ઉંચકી, પાલખીમાં બેસાડી સૈનિકો હમણાં અહીં લાવ્યા જાણુ. ઝટ પલંગને સાફ કર. મખમલ મઢ્યા ઉશીકાં મૂક અને મશરૂ મઢ્યો

## ધીરાદેવી

લે. પુષ્કર ચંદરવાકર

### ક્યાંથી સાંપડી આ સંપત્તિ

"વિશ્વ વિખ્યાતિને વરી ચૂકેલા દ્વારકાને હસ્તગત કરવા ઈ. સ. ની બીજી સદીમાં માળવાના મહાક્ષત્રપ રૂદ્રદામને પોતાના સેનાધિપતિ પહલવ વિશાખદત્તને લશ્કર લઇને દ્વારકા પર હલ્લો કરવા મોકલ્યો. આ વેળા દ્વારકામાં યાદવકુળનો વાસુદેવ નામનો રાજા રાજ્ય કરતો હતો.

વિશાખદત્ત સાથેના યુદ્ધમાં મરણુતોલ ઘવાયેલો રાજા વાસુદેવ, પોતાના મિત્ર પૈઠણના રાજા પુલુમાયીની મદદ લઇ આ વેરનો બદલો લેવા પોતાની પત્ની ધીરાદેવી પાસે પ્રતિજ્ઞા લેવડાવી, મૃત્યુ પામ્યો. વિજયના ઉન્માદમાં વિશાખદત્તે ધીરા-દેવીને કેદ કરી રૂદ્રદામન પાસે રજૂ કરી. આ વખતે રૂદ્રદામન ગિરનાર પાસે સુદર્શન તળાવનું સમારકામ કરાવતો હતો. રૂંવાડે રૂંવાડે વેરની આગથી સળગતી આર્ય રમણી ધીરાદેવીએ રૂદ્રદામનને છ માસ પછી પોતાની સાથે યુદ્ધ ખેલવા આવાહન આપ્યું. એક વીર આર્યનારીનાં શૌર્યથી પ્રભાવિત બનેલી રૂદ્રદામનની પુત્રીએ ધીરાદેવીને પિતાના બંધનમાંથી મુક્ત કરાવી. ધીરાદેવીએ પોતાના રાજ્યપુરોહિત મારફત પુલુમાયીને ભાઇ તરીકે રક્ષાબંધન મોકલી ચોક્કસ મુદતે રૂદ્રદામન સામે લડવા દ્વારકા બોલાવ્યો. ધારેલી મુદતે પુલુમાયી લશ્કર લઇ દ્વારકા આવી પહોંચ્યો. ધીરાદેવીનાં કુનેહ, રાજ્ય-પ્રપંચો વિચ્છિન્ન કરવાની શકિત અને શૌર્ય કરી રૂદ્રદામન અને પુલુમાયી વચ્ચે યુદ્ધ ન થતાં રૂદ્રદામને પોતાની પુત્રી પુલુમાયીને પરણાવી. આમ ક્ષત્રપો અને દક્ષિણના શાતવાહન વચ્ચે મૈત્રીનો સંબંધ બંધાયો"

---

(શ્રી ગુજરાત સાહિત્ય પરિષદ જ્ઞાનસત્ર પ્રકાશિત 'દ્વારકા' પૃષ્ઠ ૨૪.)

## પાત્રો

વાસુદેવ : દ્વારકાનો યાદવપતિ.
વિશાખદત્ત : મહાક્ષત્રપ રૂદ્રદામનનો સેનાપતિ.
પુલુમાયી : પ્રતિષ્ઠાનનો નરેશ.
રૂદ્રદામન : માળવાનો મહાક્ષત્રપ.
ધીરાદેવી : વાસુદેવની રાણી.
ચારુમિત્રા : રૂદ્રદામનની પુત્રી.
ત્રિદશગુરુ : રૂદ્રદામનના મંત્રીશ્વર.
સુજાતા : પરિચારિકા.
વરરુચિ : ચિકિત્સક.
યદુભદ્ર : યાદવોનો સેનાપતિ.
સુવીર : ક્ષત્રપોનો સૈનિક.
મરુત : યાદવોનો સૈનિક.

### અન્ય પાત્રોમાં

દ્વારપાળ, સૈનિકો, નારીઓ, ગુપ્તચર.

●

### દૃશ્ય ૧ લું

દ્વારાવતીના યાદવરાય વાસુદેવના પ્રાસાદનો ખંડ. ખંડમાં પલંગ પર શ્વેત વસ્ત્રથી આચ્છાદિત ગાદલું. ધીરાદેવી પ્રવેશે છે. તેની પાછળ પરિચારિકા સુજાતા છે.

ધીરાદેવી : સુજાતા !
સુજાતા : રાણીજી, આજ્ઞા આપો !
ધીરાદેવી : યદુપતિને સમરભૂમિમાંથી ઉંચકી, પાલખીમાં બેસાડી સૈનિકો હમણાં અહીં લાવ્યા જાણ. ઝટ પલંગને સાફ કર. મખમલ મઢયા ઉશીકાં મૂક અને મશરુ મઢયો

ગોળ તકિયો...શાંતને ટેકવી, પાંગેત તરફ બાજઠ ઢાળ. ચિકિત્સક વરરુચિ પણ સાથોસાથ આવ્યા જાણ. બાજઠની બાજુમાં નાની પાટ લાવી રાખ! વાતાયનને ખોલી નાખ. ગવાક્ષેથી દેવ ઉદધિદેવનાં ભલે દર્શન કરી શકે. (આંખો મીંચી, વાતાયનમાંથી દ્વારકાધીશનાં મંદિર તરફ દૃષ્ટિ નાખી) દેવાધિદેવ દ્વારકાધીશ, અમારું સર્વસ્વ આપના ચરણે છે. યશ અને અપયશ સુદ્ધાં! આપ સાક્ષી છો કે સૈનિકોને મેં આજ્ઞા આપી છે કે યદુપતિને ઉંચકી અહીં લાવો! યુધ્ધભૂમિમાં પરાક્રમ કરતાં કરતાં શત્રુઓ વચ્ચે ઘૂમતાં મેં તેમને વાતાયનમાંથી નીરખ્યા, તેઓ શત્રુઓ વચ્ચે ઘેરાઇ ગયા, શત્રુઓનાં શસ્ત્રો તેમનાં પર તોળાયાં અને તેઓ મૂર્છા પામી ધરણી પર ઢળી પડયા, ત્યારે જ સૈનિકને આ આજ્ઞા મેં આપી. હે દેવ, (અવાજ સંભળાય છે) સુજાતા, જો તો સૈનિકો દેવને લઇને આવ્યા કે?

સુજાતા : (વાતાયન પાસે જઈ, બહાર નજર નાખીને) રાણીજી, મહારાજ પ્રાસાદના પ્રાંગણમાં આવી પહોંચ્યા છે.

ધીરાદેવી : ઝટ કર! હમણાં વરરુચિ આવશે. સ્વભાવના તે તેજ છે. (સુજાતા બીજા ખંડમાં જઈ બાજઠ, પાટ લાવી ગોઠવે છે.)

સુજાતા : રાણીજી, ગોઠવણી બરાબર છે?

ધીરાદેવી : ઉશીકાં અને તકિયા ગોઠવી દે! (મુખ્ય દ્વાર ખખડયાં અને ત્વરિત ગતિએ ચાલતા, શ્રમિત સૈનિકોના ભારે પગના અવાજ કાને આવે છે.)

સુજાતા : જી! આજ્ઞા આપો!

ધીરાદેવી : યદુપતિને મધુમાલતીનાં ને દીપકનાં પુષ્પો અતિ પ્રિય છે. થોડાં ચૂંટી લાવી આ પાટ પર રાખ. સૈનિકો આ આવ્યા. ધીરે ધીરે ખભેથી પાલખી ઉતારો. દેવને આંચકો ન લાગે, જો જો હો!

સૈનિકો : આજ્ઞા રાણીજી!

ધીરાદેવી : પાલખીનાં દ્વાર ધીરે ધીરે ખોલી પુષ્પની જેમ સંભાળ લઈ દેવને આ શય્યા પર......સુવરાવો. (આંખ ભીની થાય છે. ખોખરા અવાજે) સુભદ્રો, આપણું સૈન્ય અને આપણા રણવીરો......

સૈનિકો : રાણીજી, આપણા યાદવ-યોધ્ધો પાછા ન પડે !

ધીરાદેવી : મહાક્ષત્રપ રૂદ્રદામનના સેનાપતિ પહલવ વિશાખદત્તને જાણ થઇ કે યદુપતિને ક્ષત્રપ સૈનિકોએ ઘેરી લીધા... અને તેઓ......

સૈનિકો : થઈ હશે કદાચ !

ધીરાદેવી : તો વિશાખદત્તના સૌ સૈનિકો સમરાંગણમાંથી હવે ત્યારે પાછા ફરે છે ખરા કે ?

સુજાતા : રાણીજી, વૈદ્યરાજ વરરુચિ પધારે છે.

ધીરાદેવી : આવવા દો ! સુજાતા સામી જા. તેમના હાથમાં મંજૂષા હોય તો લઈ લે ! જો હાથમાં ન હોય તો રથમાં હશે, તો તે ઉપાડી લઈ આવ. ધન્વંતરિ વરરુચિજી, વંદન સ્વીકારજો.

વરરુચિ : રાણીજી, નમસ્કાર !

ધીરાદેવી : નમસ્કાર ! પધારો, આ બાજઠ પર વિરાજો. સુજાતા મંજૂષા લાવી કે ?

સૈનિક : જી, રાણીજી !

વરરુચિ : સુજાતા, મંજૂષા, આમ, મારી સામે ઉપસ્થિત કર !

સુજાતા : જી, વૈદ્યરાજ !

વરરુચિ : નાલિકાની ગતિ મંદ છે. શ્વાસની ગતિ પણ અસ્થિર છે.

ધીરાદેવી : આજ્ઞા આપો, ધનવંતરિ !

વરરુચિ : રાણીજી, યદુપતિના દેહ માથે અનેક વ્રણો છે, તેમાં બે અતીવ ઊંડા છે ! શરીરમાંથી રૂધિર પણ ઘણું વહી ગયું છે. તેથી જ મુખ મ્લાન ભાસે છે.

ધીરાદેવી : રક્ષા કરશે, આમ સૌની દ્વારકાપતિ આ યદુનાથ શ્રી કૃષ્ણ !

વરરુચિ : એના ખોળે આપણે સૌ ત્યારે જ બેઠા છીએ ને !

વ્રણ રૂઝાય તે માટે ઔષધ આપું છું. ઘૃત અને મધ ચટાડવાનું રાખશો.

ધીરાદેવી : સુજાતા, ઘૃત અને મધ લાવ.

વરરુચિ : તીવ્ર શસ્ત્રધારાએ રક્તવાહિની નાલિકાઓને છેદી નાખી છે, મર્મસ્થાનને માથે ઘાવ દીધો છે. તેથી યદુપતિએ મુર્છાવસ્થાને......પ્રાપ્ત કરી છે. બીજું ઔષધ આપું છું જેથી તે જાગૃતાવસ્થામાં આવશે. રાણીજી, યદુપતિના જીવન માટે કશી જ.........આશા.........!

ધીરાદેવી : વરરુચિજી, ક્ષત્રિયનાં મૃત્યુ સમરાંગણે શોભે. પણ યદુપતિ ઝડપે યુદ્ધભૂમિમાં ગયા. દ્વારાવતીનાં શાસન અને રૂદ્રદામન સાથેના સંબંધો અંગે ત્યારે તેઓ કશી ય સૂચના કે વાત ન કરી શકયા, તેથી દેવ શત્રુઓથી ઘેરાયા ત્યારે સૈનિકોને મેં દોડાવ્યા અને દેવને પાલખીમાં અહીં લઇ આવવા આજ્ઞા કરી. ધન્વતરિજી, પળ, વિપળ કે એકાદ ઘટિકા માટે તેઓ જાગૃત નહીં બની શકે કોઇ ઔષધની શકિતથી ?

વરરુચિ : મારા તે જ પ્રયત્નો છે. સુજાતા, આવી કે ?

ધીરાદેવી : સુજાતા ! ધન્વંતરિજીની આજ્ઞાઓનું... ..

સુજાતા : પાલન કરવા ઉદ્યત છું.

વરરુચિ : આ આષધનું ચૂર્ણ કરી જળ સાથે મેળવી વ્રણમાં તેને ભરી દો.

સુજાતા : જેવી આપની આજ્ઞા !

વરરુચિ : આ ચૂર્ણને મધમાં મેળવી ચટાડી દો ! આ ગુટિકા મોંમાં મૂકીને જળપાન કરાવો. દેહમાં શકિતનો સંચાર થશે. તમારી વ્યગ્રતા ઓછી થશે. રાણીજી, યદુપતિ ધીરે ધીરે વાણીવિનિમય કરી શકશે, પણ દશદ્વાદશ વાકયોમાં વાર્તાલાપ પૂર્ણ કરશો.

ધીરાદેવી : જેવી આપની આજ્ઞા !

વરરુચિ : પેલો વ્રણ પ્રાણઘાતક છે, રાણીજી !

ધીરાદેવી : હરીચ્છા !

વરરુચિ : અને સુજાતા, જળ લાવ. ગુટિકા હું આપી દઉં. લેપ કરી નાખ્યો?

સુજાતા : અને ઘૃત અને મધમાં ઔષધ પણ આપી દીધું.

સૈનિક : રાણીજી, દક્ષિણમાંથી જળનાકાઓ ગોમતીમુખે આવી નાંગરી રહી છે.

ધીરાદેવી : સુજાતા, સત્વરે ગોમતીમુખે જા. પ્રતિષ્ઠાન નગરના નૃપતિ શ્રી પુલુમાયી જરૂર આવ્યા હશે. તેમને અહીં જ તેડી લાવ. ક્યાંય તેઓ રોકાય નહીં.

સુજાતા : જેવી આપની આજ્ઞા!

વરરુચિ : અને રાણીજી, યદુપતિના મોં પર તેજબિંબ ચમકવા લાગ્યાં છે. પળ કે વિપળમાં તે જાગૃત થશે.

ધીરાદેવી : સુજાતા, ક્યાંય કાલક્ષય ન કરતી, સત્વરે જા અને પુલુમાયીને અત્રે જ લાવ.

સુજાતા : આ ચાલી! (જાય છે.)

ધીરાદેવી : ધન્વંતરિજી, આપને મહાક્ષત્રપ રૂદ્રદામનનો પરિચય ક્યાંથી હોય?

વરરુચિ : કદી ય તેમણે મને નિમંત્ર્યો નથી.

ધીરાદેવી : તેમનું અવન્તી શારદાપીઠ છે અને રૂદ્રદામન પોતે સરસ્વતીપુત્ર શા છે!

વરરુચિ : રૂદ્રદામન યુદ્ધો બંધ કરી શબ્દબ્રહ્મની સાધનામાં ક્યારથી લીન થયા?

ધીરાદેવી : તેઓ પોતે શબ્દવિદ્યા, અર્થવિદ્યા, ન્યાયવિદ્યા અને ગાંધર્વવિદ્યા જેવી મહાવિદ્યાઓમાં નિપૂણ અને પારંગત છે. વિશદ અને ધ્વનિપૂર્ણ ગદ્યપદ્યના સર્જક છે. સાથોસાથ પરાજય પામેલ અને પદભ્રષ્ટ થયેલ નૃપતિઓને એ પુનઃ પ્રતિષ્ઠિત કરે છે. નિગમો અને જનપદોને ઉપદ્રવોથી રક્ષે છે.

વરરુચિ : (આશ્ચર્યથી) ખરેખર? રાણીજી, મને તો એમ કે રૂદ્રદામન ભારે પરાક્રમી મહાક્ષત્રપ છે. સર્વ ક્ષત્રિયોમાં વીર ગણાવાને લીધે ગર્વિષ્ઠ થયેલા યૌધેયોની શક્તિનો

તેને હું કૃતાંત ગણું છું. દક્ષિણાપથના ભૂપાત શાત-
કર્ણીના શત્રુ તરીકે ઓળખું છું. આકર, અનૂપ,
આનર્ત, અવંતિ, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરુ, કચ્છ, સિંધુ,
સૌવીર, કુકુર, અપરાંત અને નિષાદભૂમિના આ
અધિપતિને શારદાની ઉપાસના...?

ધીરાદેવી : વરરુચિજી, સમરભૂમિમાં જ તે પુરુષનો ઘાત કરે છે.

વરરુચિ : રાણીજી, આશ્ચર્ય !

ધીરાદેવી : ત્યારે જ યદુપતિને અહીં તેડી મંગાવ્યા.

વરરુચિ : ઉચિત થયું.

ધીરાદેવી : અને રાજાજ્ઞા છે કે સમરભૂમિ સિવાય અન્યત્ર
કોઇ પણ માનવને ન હણવો.

વરરુચિ : રાણીજી, ભલે આજે એ શત્રુ રહ્યો પણ......

ધીરાદેવી : પૂજ્યપુરુષ શો ભાસે છે. સુજાતા, આવી પહોંચી
કે ? જો સુવર્ણ મઢયા પાદવાળી પાટ સત્વરે લાવ.
તે પર રેશમી ગાદી અને તકિયો રાખ.

સુજાતા : રાણીજી, આંધ્રનરેશ શ્રી પુલુમાયી પધારે છે.

વરરુચી : દેવીજી યદુપતિમાં શક્તિસંચાર થયો, જુઓ, દેહની
હલન-ચલન......આંખની ભમર મંદ મંદ સમીરની
લહરમાં આમ પર્ણની જેમ સંચરવા લાગી.

ધીરાદેવી : શક્તિસંચાર થતો લાગે છે. અરે, દક્ષિણાપથના
ભૂપતિ પુલુમાયીનું સ્વાગત કરું છું. આપ આ પાટ
પર વિરાજો.

પુલુમાયી : ધીરાદેવી, વંદનનો સ્વીકાર કરો.

ધીરાદેવી : શાતકર્ણી પુલુમાયી, પ્રવાસ આનંદકર હતો ને !

પુલુમાયી : દક્ષિણાપથથી પૂર્વદ્વાર સુધીનો માર્ગ તો કઠિન ને !
રત્નાકરના સાગરવિહાર કદી ય સલુકા ન હોય !
યદુપતિ......

ધીરાદેવી : અમારા દેવ સમરભૂમિમાંથી જ મૂર્છાવસ્થાને પામ્યા.
સ્વસ્થ થઈ રહ્યા છે, દેવ !

વરરુચિ : આ ક્ષણે જ હવે યદુપતિ જાગૃતાવસ્થાને પામશે.

પુલુમાયી : આપનો સંદેશો મોડો મળ્યો, અને સાગરમાં અનિલ પ્રતિકૂળ દિશાનો બન્યો. યુદ્ધ.....

યદુપતિ : (બકતાં) ચાલુ છે.

વરરુચિ : સાવધ ! સાવધ ! દેવે નયન ખોલ્યાં.

યદુપતિ : મારાં રોમ જેટલા એ ક્ષત્રપો–યવનો મારા શત્રુઓ છે, રાણીજી, !

ધીરાદેવી : દેવ, શાંત રહો ! સંતાપ ન કરો, મારા નાથ !

યદુપતિ : દેવી, મને અહીં કોણ લાવ્યું ? શા માટે હું અહીં ઉપસ્થિત થયો છું ? એ ક્ષત્રપો ક્યાં છે ? મારું ખડ્ગ ક્યાં ?

ધીરાદેવી : મહારાજ, આપ રાજમહાલયમાં વિરાજો છો. આપ આજ્ઞા આપો હું આપની ઇચ્છાની તૃપ્તિ માટે શું કરું ?

પુલુમાયી : સુમિત્ર યદુપતિ, દક્ષિણપથમાંથી આવી ગયો છું.

યદુપતિ : કોણ ? પુલુમાયી ? આંધ્રનરેશ ? રૂદ્રદામાનો અમિત્ર ?

પુલુમાયી : હા, તે જ પુલુમાયી ! રૂદ્રદામનની સગીબેનનો પુત્ર !

વરરુચિ : (સ્વગત) શ્રમ વિશેષ લે છે, મહારાજ, રાણીજી ! જીવનદીપની આ છેલ્લી ક્ષણ છે !

પુલુમાયી : યદુપતિ, મામા રૂદ્રદામનની સાથે અમારે કયો વ્યવહાર આચરવો !

યદુપતિ : શત્રુનો ! પરમ શત્રુનો ! દેવી, રાજ્યધુરાનું વહન કરી પુલુમાયીની સહાયથી રૂદ્રદામાના એક પણ યવનનું આ ભૂમિ પર અસ્તિત્વ ન...ના ..અસ્તિત્વ ન જોઈએ, રા...આ...ણી...જી...!

ધીરાદેવી : સુજાતા ! माम् एकं शरणं व्रज

પુલુમાયી : माम् एकं शरणं व्रज ।

વરરુચિ : माम् एकं शरणं व्रज ।

સુજાતા : દેવીજી, દુર્ગના દ્વારપાળ આવ્યા છે. આજ્ઞા આપો !

ધીરાદેવી : દ્વારપાળ ?

સુજાતા : હા, દેવી !

સૈનિક : રાણીજી, મહાક્ષત્રપ સેનાપતિ વિશાખદત્તનો રથ દુર્ગ પાસે આવી ગયો છે.

ધીરાદેવી : દુર્ગના દ્વારપાળને અહીં મોકલ!

સુજાતા : દેવીની જેવી આજ્ઞા.

પુલુમાયી : યુદ્ધ ચાલે છે, રાણીજી!

ધીરાદેવી : સમરક્ષેત્રમાંથી સૈનિકો વિખેરાતા લાગે છે.

સૈનિક : અને નગર તરફ......

ધીરાદેવી : પ્રયાણ જ કે!

પુલુમાયી : દેવી, ચિંતા ન કરો. દુર્ગના દ્વાર પર હું જાઉં છું.

સુજાતા : દેવીજી, દ્વારપાળજી આવ્યા!

દ્વારપાળ : રાણીજીનો જય હો!

ધીરાદેવી : દ્વારપાળજી, દુર્ગની શી સ્થિતિ છે?

દ્વારપાળ : શત્રુસૈન્ય દુર્ગની ફરતું ગોઠવાઇ ગયું છે. કદાચ દુર્ગ પર તેમનું આક્રમણ શરૂ થશે.

ધીરાદેવી : સેનાપતિ વિશાખદત્ત ક્યાં છે?

દ્વારપાળ : દુર્ગદ્વારે, સૈનિક શિબિરમાં!

ધીરાદેવી : હં!

પુલુમાયી : દેવી, શા વિચારમગ્ન છો?

ધીરાદેવી : દેવની અંતિમ ઇચ્છા...... ...!

પુલુમાયી : અંતિમ ઇચ્છા ક્ષત્રપોને નિર્વાસન કરવા! ને તેથી મને જવા દો!

ધીરાદેવી : શાતવાહન કુલદીપક, સ્વસ્થ બની વિચાર કરો. આ યુદ્ધમાં આપણો પરાજય થાય તો? આ ભૂમિ પર તો તો ક્ષત્રપો જ સ્થિર થશે.

પુલુમાયી : એ તો ખરું!

ધીરાદેવી : દ્વારપાળ, દ્વાર ખોલી નાખ અને વિશાખદત્તને અહીં પ્રાસાદમાં લાવો! આંધ્રપતિ, આપ સ્વસ્થ થાઓ. ધન્વંતરિજી, આપ રોકાવ!

પુલુમાયી : ભલે દેવીજી!

ધીરાદેવી : સુજાતા, રત્નાકરના તીર પરના આવાસમાં પુલુમાયીને લઇ જા. દ્વારપાળ, સત્વરે વિશાખદત્તને તમે અહીં લઇ આવો!

દ્વારપાળ : જેવી દેવીની આજ્ઞા !

ધીરાદેવી : સૈનિકો, તમે ખંડ-દ્વારે ઉભા રહો !

સૈનિકો : જેવી દેવીની આજ્ઞા !

વરરુચિ : રાણીજી, સૌ ગયા. તમારા ચિત્તની પ્રવૃત્તિથી હું અજ્ઞાન છું. આપે શત્રુને નિમંત્રણ શા માટે આપ્યું ?

ધીરાદેવી : સેનાપતિ વિશાખદત્ત ખડ્ગ ખેંચી દેવના કે મારા શીર્ષને છેદ નહીં દે, કેમ કે મહાક્ષત્રપની રાજાજ્ઞા છે કે સમરાંગણ સિવાય ક્યાં ય કોઈ માનવીનો ઘાત ન કરતા ! મહાક્ષત્રપ તે રાજાજ્ઞાનું દૃઢપણે પાલન કરે છે અને કરાવે છે !

વરરુચિ : જ્ઞાત થયો, રાણીજી ! લ્યો. આ સૈનિક આવ્યો.

ધીરાદેવી : સૈનિક, કેમ......દોડતો આવે છે ?

સૈનિક : દેવી, મહાક્ષત્રપના સેનાપતિ વિશાખદત્તનું આગમન થાય છે.

ધીરાદેવી : અહીં જ તેમને લઈ આવ !

સૈનિક : જેવી આપની આજ્ઞા !

વરરુચિ : રાણીજી, યદુપતિની અંત્યેષ્ટિ વિધિ !

ધીરાદેવી : રાજકુળરીતિ પ્રમાણે થશે જ હવે !

વરરુચિ : સૈનિક વેશે આ આગંતુક........

ધીરાદેવી : વિશાખદત્ત ! મહાક્ષત્રપના સેનાપતિ ! સેનાપતિજી, અમારા પ્રાસાદમાં આપનું સ્વાગત કરું છું. આ પાટ પર આપ વિરાજો !

વિશાખદત્ત : દેવી, યદુપતિ દ્વારામતીના નૃપતિ વાસુદેવરાય...

ધીરાદેવી : સેનાપતિજી, मामृ एकं शरणं व्रज ।

વિશાખદત્ત : मामृ एकं शरणं व्रज ।

ધીરાદેવી : તેમની અંત્યેષ્ટિક્રિયા......!

વિશાખદત્ત : રાણીજી, આપ અને વાસુદેવરાય મહાક્ષત્રપની આજ્ઞાનો સ્વીકાર કરો છો ?

ધીરાદેવી : શી આજ્ઞા છે ?

વિશાખદત્ત : આપ અને મૃત નૃપતિ અમારા બંદી છો.

ધીરાદેવી : નાથને હવે એ......

વિશાખદત્ત : તેમની અંત્યેષ્ટિક્રિયા મહાક્ષત્રપની કીર્તિને અનુરૂપ વિધિએ થશે.

ધીરાદેવી : સમજી!

વિશાખદત્ત : અને મહાક્ષત્રપ હાલમાં ગિરિનગરમાં સુદર્શન સરોવરના સેતુના પુનરોદ્ધાર અર્થે પધાર્યા છે. બંદી તરીકે આપને તેમની સમક્ષ ઉપસ્થિત કરવાની આજ્ઞા છે!

ધીરાદેવી : મહાક્ષત્રપ અવંતીનાથની ?

વિશાખદત્ત : હા!

ધીરાદેવી : જેવી મહાક્ષત્રપની આજ્ઞા.

વિશાખદત્ત : અને પૂર્વદેશના શાસકો જો મહાક્ષત્રપનું અનુશાસન સ્વીકારે તો જ યુદ્ધવિશ્રામ સંભવે, સમજ્યા કે રાણીજી!

ધીરાદેવી : સમજી, પણ મહાક્ષત્રપ નારીઓનો બંદી તરીકે.. સ્વીકાર કરે છે!

વિશાખદત્ત : રાણીજી, મને દેવાધિદેવ રૂદ્રદામન મહારાજની આજ્ઞા છે અને હું મહાક્ષત્રપ રૂદ્રદામનનો અનુચર છું. અનુચરે નૃપતિની આજ્ઞાને શિરોધાર્ય જ કરવાની હોય!

ધીરાદેવી : બંદી તરીકે મહાક્ષત્રપની સમીપ મને ઉપસ્થિત કરવામાં આવશે, ખરું ને?

વિશાખદત્ત : જરૂર!

ધીરાદેવી : તો આપની સાથે હું ઉર્જયન્ત આવું છું.

ધીરાદેવી : આપને સુરક્ષિત લઈ જવાની મહાક્ષત્રપની આજ્ઞા છે!

ધીરાદેવી : સમજી!

વિશાખદત્ત : તો સૈનિક, શિબિરમાં જાવ, અને મારા નામથી આજ્ઞા આપો!

સૈનિક : દેવ, આજ્ઞા આપો!

વિશાખદત્ત : કે ક્ષણિક સંધિની ઘોષણા કરે સૈન્યને!

સૈનિક : જેવી આપની આજ્ઞા!

વિશાખદત્ત : યુદ્ધવિરામ! (પડદો)

[ અપૂર્ણ

# બલાકાની વાણી

લે. ડૉ. મહેન્દ્રનાથ સરકાર/અનુ : જ. નાથ અંક ૬૭થી ચાલુ

ઉપનિષદના ઋષિઓ પરમ સત્યને અકળ જ કહે છે. यस्यामतम् तस्य मतम्, मतम् यस्य न वेदस: તત્ત્વને સ્થિતિમય કે ગતિમય કહીએ અથવા સ્થિતિગતિ વિનાનું કંઈ પણ કહીએ, તો પણ પરમ તથ્ય અજાણ્યું જ રહે છે. બલાકાના કવિની દૃષ્ટિમાં આ 'અજાણ' એટલે જ ગતિ. એને આપણે માત્ર ગતિને નામે ઓળખીએ છીએ; એના સ્વરૂપને જાણતા નથી. જીવનના સ્વરૂપનો જેમણે નિર્ણય કર્યો છે એ જીવનના માધુર્યથી વંચિત તો રહ્યા નથી, પરંતુ એમણે જીવનમાંથી વિસ્મય અને કૌતુકને ખોયાં છે. સૃષ્ટિના ઉદ્દીપનના સ્તરે સ્તરે જીવનને આટલું મુખરિત કરનાર છે આ જ ચિર વિસ્મય. આ વિસ્મયને નથી સીમા, આ ગતિનો નથી અંત. કવિ આ અવિરામ ગતિને જ પરમ સત્ય ગણે છે; એનો નિર્ણય થઇ શકતો નથી, એને જ્ઞાનનો વિષય બનાવી શકાતો નથી. આ ગતિમયતાનું જ્ઞાન એટલે આવરણના બંધનમાંથી મુક્તિ. સંસ્કારના પિંજરામાંથી બહાર નીકળી જવાને–સંસ્કારશૂન્ય થવાને–મુક્ત કહી છે. સંસ્કાર સૃષ્ટિનું સર્જન કરે છે તો પણ ક્ષુદ્ર અને અલ્પનો સ્વીકાર કરીને. જ્યાં ક્ષુદ્ર છે ત્યાં આવરણ છે.

> આપણું જ્ઞાન આ નિજી જાળમાંહી આપણને બાંધી શાન્ત કરે,
> અજાણ આવીને સામે એકાએક દઈ રહે દ્વંદ્વનું આહ્વાન;
> એક નિમેષમાં માત્ર જાય તૂટી સકલ બંધન.

પરંતુ રવીન્દ્રનાથ જીવનના પ્રકૃત રૂપનો આસ્વાદ કરતાં કરતાં જીવનને આ આવર્તનમાંથી મુક્તિ આપે છે. મુક્તિ જ એનું રૂપ છે; બંધ ભાંગતાં જવું એનું સ્વરૂપ. ગતિ જ્યારે સર્વ સંસ્કારના સ્પર્શથી પર બની રહે છે ત્યારે જ એના સ્વરૂપને એ પામે છે. સંસારદ્વારા એ સૃષ્ટિનું સર્જન કરે છે, પણ સંસ્કારથી ઉપર જઇને એ પોતાના નિર્વિશેષ સ્વરૂપને પામે છે. આથી જ આ ગતિનો બુદ્ધિદ્વારા પાર પામી શકાતો નથી. કવિ કહે છે:

અજાણ્યું તે મુજ નાચનો માલમ, અજાણ્યથી જ મો મુક્તિ,
એની તે સંગ હું આદિમ કાલથી લહું મારી સંયુક્તિ.
ભય જણાતાં દૂર કરે મુજ ભય,
પ્રેમિક એ નિર્દય,
નવ માને એ બુદ્ધિ, શુદ્ધિ, બુધ્ધજનની યુક્તિ,
મુક્તાને એ મુક્ત કરે ભાંગી ઉપરની શુક્તિ.

જીવનની નૂતન ઉષાનું સુવર્ણદ્વાર સહજમાં ઉઘડતું નથી. એ માટે તો મૃત્યુંજયી તપસ્યા કરવી પડે છે. પ્રત્યેક પળે, જીવન ચાલે છે મરણની સાથે યુદ્ધ કરતાં કરતાં. આ યુદ્ધ અંદર તેમ જ બહાર ચાલ્યા જ કરે છે. જીવનનું બધું વિષ, બધું સારું નરસું, દેવાસુર સંગ્રામ સમા આ યુદ્ધદ્વારા બહાર આવે છે. દુઃખની સામે, અશાન્તિની સામે, મરણની સામે અવિરામ યુદ્ધ કરતાં કરતાં જ જીવન એની જયયાત્રાને માર્ગે આગળ વધ્યું જાય છે. રુદ્રનું નૃત્ય એ જીવનની આખરી વાત નથી. જીવન એના સત્યને અમૃતરૂપે પામે છે રુદ્રનૃત્યદ્વારા જ. મૃત્યુ જેવું કશું જ નથી. મરણના ધુમ્મસને ભેદીને જીવનની અરુણાઈ ઝળકી ઊઠે છે. પ્રકૃતિનું આ જ સ્વરૂપ છે. ઝંઝાની પાછળ જ આવે છે સ્નિગ્ધ પ્રસન્નતા; રાત્રિના અંધકારને અંતે આવે છે ઉષાની નૂતન લાલિમાભરી પ્રભા. ઝંઝા, વેગ, યુદ્ધ, અંધકાર આ બધામાંથી માર્ગ કાઢવાનો છે. જીવનને આ બધાં ઘડીભર વિદ્રૂપ કરે તો પણ એ સત્ય નથી; જીવનની સાથેના યુદ્ધમાં એ પાછાં જ પડે છે. આખરે તો જીવન જ સત્ય છે. મહાકાલના આ વિરાટ રૂપની ભીતર વહે છે જીવન, અતર્કિત ગતિથી; વિનાશ જીવનની છેલ્લી સ્થિતિ નથી. એથી ધ્વંસ (વિનાશ)ને માટે કવિ કહે છે:

ધરું નહીં તુજ ભય.
આ સંસારે પ્રતિદિન તવ ઉપર પામું જય.
તુંથી હું અધિક સત્ય, દેખ; એ શ્રધ્ધાએ દેશ પ્રાણ,
શક્તિ સત્ય, શિવ સત્ય, સત્ય એ જ શાશ્વત અજાણ્યું.

આ મરણજયી યુદ્ધ માનવીની મર્ત્ય સીમાને અતિક્રમી જાય છે. મર્ત્ય જીવનના નાના આકર્ષણોનું અને મરણની વિદ્રૂપ-

તાનું ઉલ્લંઘન કરીને જ અમૃતના યાત્રીએ આગળ જવાનું છે. તેમ કરીને જ એ શિવ સુંદર અને સત્યને પામશે. અહીં જ કવિની અપાર્થિવ દૃષ્ટિને પૂર્ણ પણે પામી શકાય છે. આ અપાર્થિવ દિવ્ય, આ શિવ, શાન્ત રૂપ જ જીવનનું સત્ય રૂપ છે. આ જ છે ચિરંતન સત્ય. શેલીના 'Adonais, માં આપણને મૃત્યુ સાથેના જીવનના સંઘર્ષનો પરિચય મળે છે. શેલી મરણની દ્વારા જ અમૃતને–એક નિત્ય સનાતન રૂપે–પામે છે:

"The one remains, the many change and
pass.
Heaven's light forever shines
Earth Shadows fly".

શેલીના Pantheismનો સૂર બ્લાકામાં નથી. પરંતુ જીવનનું જયસંગીત બ્લાકાના જયસંગીત સાથે ઘણું સામ્ય ધરાવે છે. મૃત્યુની જવનિકાનું છેદન કરીને શેલીએ પણ જીવનના સ્નિગ્ધ પ્રકાશનું, સૌન્દર્યનાં હાસ્યનું ને પ્રેમની અમૃત ગીતિનું દર્શન કરાવ્યું છે.

"That light whose smile kindles the
Universe
That benediction which the eclipsing
Curse
Of birth can quench not that sustaining
Love,
Which through web of being blindly wove
By man and beast and earth and air and sea,
Burns bright or dim as each are mirrors of
The fine for which all thirst, now beams on
me,
Consuming the last clouds of cold
mortality"

જીવનનું સ્વરૂપ આ સત્યની સાથે આપણો પરિચય કરાવે છે. જીવન દઈને જ આપણે અખંડ જીવન મેળવીએ છીએ. 'અજાણ'ની દિશામાં જવાથી જ, એ અગમ્યમાંથી જ, આપણી જીવનતરી સત્ય અને શિવને પામે છે. એના પરિપૂર્ણ સ્વરૂપને, સત્ય સ્વરૂપને, મર્ત્ય સીમાનું ઉલ્લંઘન કરીને જ એ પામે છે.

જીવનની ગતિ ક્યાં સુધીની ? ગતિનો કોઈ અંત નથી ! મૃત્યુમાં પણ નહીં ? એ તો મૃત્યુના અંધકારને અતિક્રમીને પોતાની તરીને લઈ જાય છે અમૃતમયી ઉષાને કાજ. જીવનનું અંતિમ લક્ષ્ય રસ્તાની બાજુએ હોતું નથી. જીવન જે લક્ષ્ય પ્રતિ પ્રયાણ કરે છે, એ ભલે દૂર હોય, પણ એનું આકર્ષણ એ જ ચરમ આકર્ષણ છે. એની પ્રાપ્તિ દ્વારા જ સાધના પરિપૂર્ણ બને છે. જ્યાંથી સમસ્ત જીવન આવિર્ભૂત બન્યું છે તે તરફ જ પાછી એની ગતિ મંડાયેલી છે. કવિ એથી તો કહે છે:

> મનનો મનોરથ આ જીવન મરણે
> જે કાંઈ છે તે દઉં ધરી એનાં ચરણે.
> ત્યાર પછી હું સ્વકીય બલે
> સ્વકીય કેવલ સ્વત્વે
> મેળવી લઇશ મુજ રે નિવાસ
> એના જ તે રાજત્વે.

અહીં જ તો સ્થિતિ.

> ફેરવી લાવે ધીરે
> જીવન મૃત્યના સંગમ-
> શુચિ તીર્થતીરે
> અંતરની પૂજાને મંદિરે.

આ પૂજામંદિરે જ મિલનની વેદિકા રચાય છે. જીવનનું આકર્ષણ તો છે પ્રેમ. પ્રેમથી ભિન્ન જીવનનો વિકાસ નથી. એથી પ્રતિમુહૂર્તે જીવન પ્રેમની અંખના કરે છે. પ્રેમ આપે છે મિલન. પ્રેમ જ જીવનની સાર્થકતા છે નહિ તો જીવન અર્થહીન બની રહે. જીવનની સમગ્ર આનંદક્રીડા પ્રેમમાં જ સમાહિત બને છે. જીવન છે ગતિ, પ્રેમ છે ક્રીડા. ગતિમાં જ ક્રીડાનું સ્ફુરણ થાય છે. Bergson

કહે છે જીવન જ પ્રેમમાં પરિણત થાય છે. આ ક્રીડાદ્વારા જીવન તરંગે તરંગે ઉલ્લસિત બની ઊઠે છે, ને આ તરંગ છે આનંદના. આ જીવનની નિરવચ્છિન્ન ગતિના મૂલમાં ઢંકાયેલું છે એક અનાદિ કૌતુહલ. એ છે પોતાનું દર્શન. પ્રત્યેક રૂપમાં આપણું રૂપ જોવું, પ્રતિ સ્પંદનમાં પોતે પોતાનો જ અનુભવ કરવો.

જ્યારે હતો કેવલ એકલો તું,
ત્યારે તને તું શકતો નહીં લહી.

આ છે જીવનની લીલા. ચિત્તના દર્પણમાં પોતાનું જ પ્રતિબિંબ જોવાનું. જીવનની ગતિ પોતાને જ પ્રેમના પુલકથી, શાશ્વત પ્રકાશમાં ફરી પામવા માટે છે.

અમને જોવા કાજ આ તારું અસીમ કૌતુહલ
એમ નહીં તો સૂર્ય તારા સકલ રે નિષ્ફલ.

કેટકેટલાં રૂપથી આ સૃષ્ટિ નિત્ય દોલાયમાન છે! કેન્દ્રમાંથી દૂર થયા વગર સૃષ્ટિ સરજાતી નથી. આ કેન્દ્રચ્યુતિ કેન્દ્રને ફરી પ્રાપ્ત કરવા માટે જ છે. જીવનના આ નાટકના મૂળમાં રહી છે છોડી ને ફરી પામવાની જ વાત.

"નભને તારલે તારલે છોડી અમને લીધાં કુખે"
અમને ગોપન રાખી મરણે, જાણે,
પુનઃ પુનઃ નૂતન કરી પામે.

○ ○ ○

અમારે સંસ્પર્શ સદા નિજ તું પરશ પામે.

આ બે પંક્તિમાં કવિ જીવનનું રહસ્ય પ્રગટ કરે છે–'પ્રેમની દ્વારા જ જીવન પોતાના પરિપૂર્ણ રૂપને પામે છે.' દાર્શનિકો એક પ્રશ્ન આગળ ધરે છેઃ સૃષ્ટિનો હેતુ શો? એનું કોઇ એક અંતિમ કારણ હશે? આ સતત ગતિ શાને? 'શાને'નો ઉત્તર કોણ આપશે? આનો કોઇ ઉત્તર નથી. એથી જ આધુનિક તત્ત્વજ્ઞો એને એક સ્વભાવ રહે છે. રવીન્દ્રનાથ આનો ઉત્તર આપે છે–પોતાને પામવાને માટે છે આ ગતિ. આ સૃષ્ટિ

નિર્વિષય ચેતનામાં જ પોતાને જાણવાની, પોતાને પામવાની આકાંક્ષા સેવે છે. અવ્યક્તમાં જ વ્યક્ત થવાની ચેષ્ટા રહેલી છે, અસીમની અંદર સીમિત થવાનો વેગ રહેલો છે. આ સ-સીમનો સ્પર્શ થતાં, એનું જ્ઞાન થતાં, અસીમનું જ્ઞાન પણ વધારે સ્ફુટ બને છે. એક નિત્ય અપેક્ષાની અંદર એ આખન્ડ છે. પૂર્ણ દૃષ્ટિથી અપેક્ષિતતાને અતિક્રમી એ એકમાં પ્રતિષ્ઠિત થાય છે. કવિ ખરેખર આવા દાર્શનિક અનુભવની વાત કરતા નથી, પરંતુ એમની આ વિષયમાં ઊંડી પ્રતીતિ છે–ખંડના સ્પર્શથી જ અખંડનો બોધ સ્ફુટતર બને છે; માત્ર નિશબ્દતામાં નહિ પણ જાણે કે અહીં જ જીવનના નૃત્યનો છંદ પામી શકાય છે.

બલાકામાં કવિની દૃષ્ટિ ગતિ અને લીલા પરત્વે જેટલી જાગૃત છે એટલી અખંડ અનુભૂતિ માટે નથી, કારણ બલાકાનું પ્રાણતત્વ છે જીવનનૃત્ય અને એની અશેષ ભંગિમા. આથી કવિ જીવનદેવતાના ધ્યાનમાં સમાહિત નથી, એ તો એની સાથે ભાવ-વિનિમય કરે છે; ને આ ભાવ વિનિમય જીવનના વિનિમયમાં વિખેરાયેલો છે. સમષ્ટિના બોધથી પ્રેમના સ્પંદનની અનુભૂતિ નિરાળી છે. પ્રેમની દૃષ્ટિમાં એકલતાનો, વિરાટ વિશ્વથી પૃથક્ થયાનો, અનુભવ રહેલો છે. પ્રેમ સર્વસ્વનું અર્પણ કરીને પણ પામવાની ઝંખના સેવે છે. એ પ્રેમી અને પ્રેમાસ્પદ બન્નેને પરસ્પર અભિમુખ કરે છે. એથી તો કવિ કહે છે:

> નહીં તવ ધન-માનમાં તારો નિશ્ચય આનંદ,
> એક પાછી એક એટલે તો તું
> જે કંઇ છે તવ સંપદ તે અમને દેતો,
> આલવાને ઉમંગ.

આ અર્પણની ક્રિયાદ્વારા જ જીવનની નિત્ય નવીન ઉપલબ્ધિ થાય છે, એની સંપદ વૈવિધ્યના સંપર્કથી નવે રૂપે નૂતન ભાવે આવિર્ભાવ પામે છે. આધારના સંસ્પર્શથી એ પોતાનું નવું સ્વરૂપ ધારણ કરે છે. આ રૂપગ્રહણ જ જીવનની સંપદનું ને વૃદ્ધિનું કારણ બને છે. ભાવનો એથી જ વિકાસ થાય છે.

"એમ જ કરવું રહે
આ ઐશ્વર્ય તવ
કેવળ નિજને કારણ, પ્રભુ, નિત્ય નવ નવ."

પ્રેમની મારફત જ પ્રેમાસ્પદ પણ નિત્ય નવ નવ રૂપે વધુને વધુ સ્ફુટ થાય છે. પ્રેમ કોઇના આશ્રયે પ્રતિબિંબિત થતો નથી ત્યાં સુધી એ પૂર્ણરૂપે પ્રગટ થતો નથી. પરંતુ પ્રેમાસ્પદના સંગનો નિત્ય નવીન રસ તો પ્રેમીના હૃદયમાં પડતા એના પ્રતિબિંબથી જ પામી શકાય છે. કિંતુ પ્રેમી પાસેથી પ્રેમાસ્પદે પણ કંઇક પામીને એના સમાન બનવું પડે છે. પ્રેમ સમાનધર્મી વચ્ચે જ સંભવી શકે. પ્રેમ સમાન બે વ્યક્તિ વચ્ચે જ હોઇ શકે એમ એરિસ્ટોટલે પણ કહ્યું છે. જીવ અને શિવની વચ્ચે પ્રેમ કેવી રીતે હોઈ શકે? આ સ્થિતિમાં જીવને તો જાણે કોઈ અધિકાર જ નથી. ઉપાય શો? ઉપાય છે જ—પ્રેમાસ્પદને માથે જ વિશેષ ભાર રહેલો છે. વિલાસ તો એનો છે. વિલાસ કરશે કોની સાથે? વિવશ થઇને પણ રમતના ભેરુને એણે હિરણ્મય કરવો પડશે.

આપના પ્રેમનો પરશમણિ આપ જ ઓળખી લિયો
હિરણ્મય કરી આમારા પ્રાણ.

પ્રેમનો આ છે શાશ્વત સ્વભાવ. એ નિર્મલ કરી પવિત્ર બનાવે છે. વૈષ્ણવદર્શન એને જ કૃપા કહે છે. પરંતુ આ કૃપા અહૈતુકી નથી. રવીન્દ્રનાથ તો માને છે કે આ કૃપા કર્યા વગર એ રહી શકે નહિ, કારણ કે એ નિઃસંગ નથી, નિઃસંગ રહી શકે નહિ. પોતાનામાં કોઇને પણ ધારણ કરવાનો એનો સ્વભાવ છે, એવી એક અનિવાર્યતા છે. આ સ્વભાવથી પર એ જઇ શકે નહિ. એથી ધૂલિને સુવર્ણ કરી લેવી પડે. એ તો સ્પર્શમણિ છે. એનામાં તો સમસ્ત વિશ્વની આશા રહેલી છે. જેમ કવિ નિમ્નની ઊર્ધ્વગતિ નિહાળી શકે છે તેવી જ રીતે ઊર્ધ્વમાંથી મેળવવાની શક્તિથી પણ એ સારી રીતે પરિચિત છે. ઊર્ધ્વનું ખેંચાણ માત્ર મર્ત્યને છે એમ નહિ, મર્ત્યને એ સ્વર્ગની સાથે સંલગ્ન કરે છે. કવિ પ્રશ્ન કરે છે—ભાઇ, સ્વર્ગ ક્યાં છે એની તને ખબર છે? પોતે જ એનો ઉત્તર આપે છે.

"સ્વર્ગે જન્મ ધારણ કીધો ધૂલિ-જનની-ખોળે;"
વાયરો વહે વધાઇ દેતો આનંદ-કલ્લોલે

કવિની તપોવને શાન્ત સમાહિત દૃષ્ટિમાં તો આ વિશ્વ વન ઉપવન, આકાશ, પવન, મૃત્તિકા બધું જ સ્વર્ગની સ્વર્ણરેણુથી મંડિત છે. પૃથ્વી છે દીપ્ત અમૃત-પ્રકાશના આનંદરાશિમાં ઉત્ફુલ્લ. કવિ પોતાના હૃદયમાં, સહુ વૃત્તિઓની ભીતર; આકાશ, વાયુની ભીતર આ સ્વર્ગની સુષમાનો અનુભવ કરે છે. મર્ત્યની વિસ્તૃતિ પામીને ક્ષિતિજ અનંતને પોતાનું કરી લે છે. એના પ્રાણનું સ્પંદન આનંદના સંવેગથી પૂર્ણ છે. બધું જ એક સ્વર્ગીય સ્વપ્નના આલોકમાં છે ઝળાંઝળાં. A.E.ના શબ્દોમાં "They had dreams of some enraptured rest in a diviner home."

રવીન્દ્રનાથ, મર્ત્યભૂમિ પર સ્વર્ગની મંદાકિનીની પ્રતિષ્ઠા કરી, સ્વર્ગ અને મર્ત્યની વચ્ચેનું વ્યવધાન દૂર કરવા ધારે છે. એમની બલાકામાં આનો જ સંવાદ રચાયો છે. નિત્ય નવીન દ્વારા નિત્ય આનંદની પ્રાપ્તિ એ જ એમની મુખ્ય વાત છે. સ્વર્ગ તો નિત્યનૂતન જ હોય. મર્ત્યમાં કવિ આ નવીનનું, અમૃતનું આહ્વાન કરે છે અને એ નવીનના સ્પર્શથી જીવનના લીલાયિત છંદે આનંદનો ઉપભોગ કરવા નિમંત્રે છે.

[સંપૂર્ણ

Small Service is true service while it lasts;
Of humblest friends, bright Creature, scorn not one;
The Daisy, by the shadow that it Casts,
Protects the lingering dew-drop from the Sun.

**—William Wordsworth.**



# * કવિલોક *

વર્ષ ૧૨ : અંક ૫ — સપ્ટે.-ઓક્ટો. ૧૯૬૯

સળંગ અંક ૭૧

આ અંકમાં



★

તંત્રી
જયંત પારેખ

લવાજમ રૂ. ૫-૦૦
શિલિંગ ૭-૦૦
ડોલર ૧-૫૦

મુખપૃષ્ઠ : ભિખુભાઈ કપોડિયા

માલિક કવિલોક વતી જયંત જે. પારેખે લિપિની પ્રિન્ટરી, ૩૮૦ ગિરગામ રોડ, મુંબઈ ૨ માં છાપી ત્યાંથી પ્રગટ કર્યું.



# કવિલોક

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविर्आवीर्म एधि।

---

## હરીન્દ્ર દવે

---

### જાગી તો શકું

એક દુઃસ્વપ્ન સતાવે છે પળેપળ અહિંયાં,
કોઈ ચૂંટી તો ખણો, ઊંઘથી જાગી તો શકું.

આ બધાં આંખ મીંચી દઈને સતાવે છે મને
દૃષ્ટિનો પંથ ઉઘાડો કે હું તાગી તો શકું.

હોઠની એક તરસ–ને અહીં વરસે છે અવર,
જિંદગી સાજ સજે, મોતને માગી તો શકું.

## દૃશ્ય ૨ જું

સુવર્ણરેખતીરની શિબિર. શિબિરમાં મહાક્ષત્રપ રૂદ્રદામનની પટકુટીર. સુવર્ણના રત્નજડિત સિંહાસન પર મહાક્ષત્રપ રૂદ્રદામન વિરાજે છે. સૈનિક સુવીર પ્રવેશે છે:

સુવીર : જય હો મહાક્ષત્રપ રૂદ્રદામનનો !
રૂદ્રદામન : સુવીર, સો સંદેશો લાવ્યો છે ?
સુવીર : અવંતીનાથ, પૂર્વદેશમાંથી વિજય પ્રાપ્ત કરીને સેનાપતિ વિશાખદત્ત પાછા ફર્યા છે !
રૂદ્ર૦ : હં !
સુવીર : અવંતીનાથ, આજ્ઞા આપો !
રૂદ્ર૦ : સાથે છે કોઈ ?
સુવીર : બંદીવાનો !
રૂદ્ર૦ : કાષ્ઠપીંજરમાં ?
સુવીર : ના, કાષ્ઠપીંજર ખાલી જોયું !
રૂદ્ર૦ : સત્વરે સેનાપતિ વિશાખદત્તને મોકલ.
સુવીર : જેવી આપની આજ્ઞા !
રૂદ્ર૦ : અને મંત્રીશ્વર ત્રિદશગુરુ ક્યાં છે ?
સુવીર : મંત્રીશ્વર ત્રિદશગુરૂ, રાજકુમારી ચારુમિત્રા દેવી સાથે અરણ્યમાં સિંહખેલા નિરખવા ગયા છે !
રૂદ્ર૦ : ક્યારે ?
સુવીર : મધ્યાહ્ન કાળથી !
રૂદ્ર૦ : સિંહ સાયંકાળે જ અરણ્યમાં વિહરે છે. મંત્રીશ્વરને પણ બોલાવ !
સુવીર : જેવી મહારાજની આજ્ઞા !
રૂદ્ર૦ : ત્વરાથી અરણ્યમાં જા.
સુવીર : આજ્ઞા !
રૂદ્ર૦ : અને સુદર્શન સરોવર પર કાર્યનિરીક્ષક......
સુવીર : સુવિશાખની ઉપસ્થિતિ છે.
રૂદ્ર૦ : તું જલદી સંદેશાઓ આપી અત્ર આવી પહોંચ !
સુવીર : આજ્ઞા !

રુદ્ર૦ : સુવીર ગયો. આ છોકરી ચારુમિત્રા જબરી હિંમત-વાન છે. રાજકુમાર દામજદ કરતાં પરાક્રમી થશે. ખડ્ગવિદ્યા અને ધનુર્વિદ્યામાં પ્રવીણ બની રહી છે. શા શા એના જીવનકોડ છે ? અરણ્યમાં મૃગયા કાજે કે દર્શનના કોડે ગઇ હશે ? કાલે મને કહ્યું હતું પણ મેં તે ટાળ્યું, તો આજે મંત્રીશ્વરને લઇ અરણ્ય ફેંદવા તે નીકળી ગઇ. અરે......

સૈનિક : મહાક્ષત્રપનો જય હો ! આજ્ઞા આપો !

રુદ્ર૦ : સેનાપતિ વિશાખદત્ત આવે છે કે !

સૈનિક : આ પધારે !

રુદ્ર૦ : અને સુવીર ક્યાં ?

સૈનિક : અશ્વ પર સ્વાર થઈને અરણ્યની પગવાટ પર ગયા !

રુદ્ર૦ : સમજાયું ! સેનાપતિ વિશાખદત્ત, તમે આવી ગયા કે ?

વિશાખદત્ત : મહારાજ, ભગવાન મહાકાળેશ્વરની કૃપાથી આપણો વિજય થયો છે.

રુદ્ર૦ : સમજ્યો !

વિશાખ૦ : અને પૂર્વદેશમાં આપના અનુશાસનનો સ્વીકાર થયો છે !

રુદ્ર૦ : સમજ્યો !

વિશાખ૦ : અને યદુપતિ નિધન પામ્યા !

રુદ્ર૦ : તો તેમનાં રાણી ધીરાદેવીને પૂર્વદેશ સોંપી તમે...

વિશાખ૦ : મહારાજ, ધીરાદેવીને બંદી તરીકે અહીં લાવ્યો છું.

રુદ્ર૦ : બંદી તરીકે ?

વિશાખ૦ : જી મહારાજ, બંદી તરીકે ! રાજાજ્ઞા છે કે સમરક્ષેત્ર સિવાય અન્ય સ્થળે કોઇને ન હણવા.

રુદ્ર૦ : પદભ્રષ્ટ થયેલ નૃપતિઓને મહાક્ષત્રપ પુનઃ પ્રતિષ્ઠિત કરે છે ને, વિશાખદત્ત !

વિશાખ૦ : મહારાજ, એ સત્ય; પણ ધીરાદેવી સ્વેચ્છાએ બંદી બન્યાં !

રૂદ્ર૦ : સ્વેચ્છાએ ?

વિશાખ૦ : ઉજ્જયંત આવવા માટે !

રૂદ્ર૦ : અને પૂર્વદેશની રાજપૂરા કોણ પુ...લુ...મા...થી ઉપાડશે ?

વિશાખ૦ : પુલુમાયી, મહારાજ ?

રૂદ્ર૦ : તો બીજું કોણ, સેનાપતિ ! યદુપતિ વાસુદેવને સંતાન ક્યાં છે ? શાતકર્ણી તેમનો સ્વજન છે !

વિશાખ૦ : પણ પુલુમાયી યુદ્ધક્ષેત્ર પર ન હતા. યુદ્ધક્ષેત્રે યુદ્ધ ખેલ્યા છે માત્ર યદુપતિ વાસુદેવ !

રૂદ્ર૦ : (ખડખડાટ હસીને) એટલે પુલુમાયી દ્વારાવતીમાં ન હોય, તેમ કેમ બને ? વિશાખદત્ત, રાણી ધીરાદેવીને મારી ઉપસ્થિતિમાં લાવો ! (જાય છે. યોદ્ધાઓ કાયમ મંદ બુદ્ધિના હોય છે. અરે, સુવીર, ક્યાં અરણ્યમાં જઈ આવ્યો કે ? આટલી ત્વરાથી તું...પાછો ફર્યો ?

સુવીર : મહારાજ, મંત્રીશ્વર ત્રિદશગુરુ અને રાજકુમારી ચારુમિત્રા પધારે છે. રથમાં બેસી......મૃગયા !

રૂદ્ર૦ : આ છોકરી સિંહની મૃગયા કાજે અરણ્યમાં ગઈ હતી ?

સુવીર : ધનુર્વિદ્યામાં પારંગત, તેથી જ સ્તો ! મહારાજ, સેનાપતિ વિશાખદત્ત પધારે છે !

રૂદ્ર૦ : આવવા દો !

વિશાખ૦ : મહારાજ, રાણી ધીરાદેવી આવે છે.

રૂદ્ર૦ : ધીરાદેવી ? આવવા દો.

સુવીર : મહારાજ, મંત્રીશ્વર તો પટકુટીરમાં પ્રવેશ્યા, ને મૃગયાના વેશે જ રાજકુમારી ચારુમિત્રા દેવી પણ...

રૂદ્ર૦ : ઓહો, શો વેશ ધર્યો છે આ રાજકુમારીએ !

ચારુમિત્રા : પિતાજી, આજે અરણ્યમાં એક સ્વતંત્ર પ્રકૃતિનો વનરાજ નિરખ્યો !

રુદ્ર૦ : ધીરાદેવી !

ધીરાદેવી : મહાક્ષત્રપનો જય થાઓ !

ચારુમિત્રા : પિતાજી, ધીરાદેવી,........

ધીરાદેવી : એક સ્વતંત્ર પ્રકૃતિના વનરાજની જીવનસંગાથી.

ચારુમિત્રા : શું કહ્યું, ધીરાદેવી !

ધીરાદેવી : (હસીને) રાજકુમારી, મહાક્ષત્રપના રાજ્યમાં વનરાજ અરણ્યમાં મુક્તપણે વિહરી શકે, પણ વનરાજ શો કોઈ નૃપતિ નહીં, એમ કે ?

રુદ્ર૦ : રાણીજી !

ધીરાદેવી : બોલો, મહાક્ષત્રપ !

રુદ્ર૦ : મહાક્ષત્રપના શાસનમાં સૌ નિર્ભય બને, તે રુદ્રદામન ઇચ્છે છે.

ધીરાદેવી : નારીને બંદી બનાવીને ! હિંસક બળોથી પ્રતિષ્ઠા જમાવીને !

રુદ્ર૦ : દેવી, આપની વાણીમાંની તીવ્રતા મર્મભાગને હણે છે !

ધીરાદેવી : રાજન, તમારા આ ગર્વિષ્ઠ સેનાપતિના ગર્વને સંતોષવા માટે મને બંદી બનાવવામાં આવી છે કે રુદ્રદામનની આજ્ઞા હતી તે કાજે ?

રુદ્ર૦ : સમજાયું.

ધીરાદેવી: : મહાક્ષત્રપે એવી આજ્ઞાઓ આપી છે કે શત્રુના શબની અંત્યેષ્ઠિ વિધિ પણ ન કરવા દેવી ?

રુદ્ર૦ : તે પણ સમજાય છે.

ધીરાદેવી : અવંતિપતિ, આપને પ્રશ્ન પૂછું ?

રુદ્ર૦ : આપ પૂર્ણ અધિકારી છો.

ધીરાદેવી : અગણિત સૈનિકો અને નવતર શસ્ત્રો વડે પ્રાપ્ત કરેલ આ વિજય તમારો વિજય છે ? તમે તેને વિજય તરીકે લેખો છો ?

ચારુમિત્રા : ત્યારે વિજય કોનો છે ?

ધીરાદેવી : મહાક્ષત્રપ જ ભલે ઉત્તર આપે ! અને સ્વેચ્છાએ ત્યાગથી સ્વીકારેલ પરાજયને વરેલ પ્રજાનો ને

પરાજય લેખાશે. પુણ્યોદકનાં પાન કરનાર નૃપતિ ?

રુદ્ર૦ : (ગંભીર બનીને) કંઈક સમજાય છે.

ધીરાદેવી : મહાક્ષત્રપ, આદિકાળથી પુરુષોએ કરેલ પરાક્રમમાં તમારું પરાક્રમ મહાપરાક્રમ તરીકે પંકાશે.

રુદ્ર૦ : રાણીજી, આ જિહ્વાનાં વચનો નથી, ખડ્ગની ધાર ઉચ્ચારે છે આ કટાક્ષવાણી !

ધીરાદેવી : નહીં, દેવાધીદેવ !

રુદ્ર૦ : મને ન સંબોધો દેવાધિદેવ તરીકે. દેવાધિદેવ દ્વારામતીમાં જગતમંદિરે વિરાજે છે રાણીજી !

ધીરાદેવી : મહાક્ષત્રપ, જગતના મંદિરમાં વિરાજનારે જે પરાક્રમ નથી કર્યું તે આપે કર્યું છે. એક અબળાથી કેટલા ડરી ગયા ?

ચારુમિત્રા : મહાક્ષત્રપો અબળાથી ડરી જાય છે, પિતાજી ?

ધીરાદેવી : રાજકુમારી, એમ ન હોત તો મને બંદી બનાવી આ ભૂમિપર શા માટે મહાક્ષત્રપની સમીપ ઉપસ્થિત કરવામાં આવે ? ચારુમિત્રા દેવી, બોલો ! બોલો !

રુદ્ર૦ : દેવી, આપના મુખ પર પ્રવાસનો શ્રમ તરવરે છે, તેથી જ આપ અસ્વસ્થ દેખાવ છો !

ધીરાદેવી : શ્રમ નથી, સંતાપ છે.

ચારુમિત્રા : સંતાપ ?

ધીરાદેવી : દેવી, હા. સંતાપ.

ચારુમિત્રા : સંતાપ શેના કારણે ?

ધીરાદેવી : મને હતું કે પરમ પુણ્યવાન શબ્દબ્રહ્મના સાધક અને જ્ઞાની મહાક્ષત્રપ નારીને પુષ્પની જેમ નહીં ખૂંદતા હોય ! નહીં કચડતા હોય ! પણ પુરુષે તેની કીર્તિ નારીના ભોગની વેદીમાંથી અહીં ઉગાડી છે. નારીએ સ્વેચ્છાએ જે ત્યાગ કર્યો છે, તેને પુરુષે નારીની દુર્બલતા જ લેખી છે.

રુદ્ર૦ : ધીરાદેવી, એમ ન માનતા ! ૯

ધીરાદેવી : મહાક્ષત્રપ માનવાનો પ્રશ્ન ક્યાં છે ? હું અનુભવું

છું ! મારા મહાત્યાગ પર તમારા સેનાપતિજી કીર્તિનો પ્રાસાદ ચણી રહ્યા છે !

રુદ્ર૦ : એટલે ?

ધીરાદેવી : યોદ્ધો શું કરી શકે ? યુદ્ધ જ. પણ નારી યુદ્ધને નિવારી શકે ! પૂછી જુઓ આપની સમક્ષ ઉભેલ તમારા આ સેનાપતિજીને !

રુદ્ર૦ : વિશાખદત્ત, યુધ્ધક્ષેત્રે શું બનવા પામ્યું છે ?

વિશાખ૦ : મહારાજ, યુદ્ધક્ષેત્રે યદુપતિ ઘવાયા.

ધીરાદેવી : કઈ રીતે ?

વિશાખ૦ : યુધ્ધકૌશલ હતું અમારા સૈનિકોનું.

ધીરાદેવી : એક માનવ...સામે સો સો સૈનિકો, તેને તમે ભલે યુધ્ધકૌશલ કહો ! નૃપતિ, પ્રશ્ન પૂછું છું કે આ વિજય સિધ્ધ બનશે ? યાદવો કાયર નથી. તેમનામાં ય બાહુબલ છે. દ્વન્દ્વયુધ્ધ માટે યાદવો કાયમ તત્પર છે. એક યાદવ અને દશ ક્ષત્રપ હોત તો ય યુધ્ધને આવકારત ! આહ્વાનનો સ્વીકાર કરત !

રુદ્ર૦ : સમજયો, રાણીજી ! અને વિશાખદત્ત, પછી શું થયું !

વિશાખ૦ : યદુપતિને સૈનિકો ગુપ્તપણે લઇ ગયા.

રુદ્ર૦ : એ કેમ બન્યું ?

ધીરાદેવી : ( ખડખડાટ હસીને ) બન્યું, યુદ્ધકૌશલથી. ?

વિશાખ૦ : અને દ્વારાવતીના દુર્ગ પર પહોંચ્યા......

ધીરાદેવી : અને દુર્ગદ્વારો આપોઆપ ઊઘડી ગયાં !

રુદ્ર૦ : દ્વારો ઊઘડી ગયાં, વિશાખદત્ત ?

વિશાખ૦ : જી, મહારાજ. સત્ય તે જ છે !

રુદ્ર૦ . ( અકળાઇને ) સમજાતું નથી !

ધીરાદેવી : પુરુષો છો માટે નહીં સમજાય, રાજવી ! યુદ્ધ કાયરોની પ્રવૃત્તિ છે. નારી પુરુષ કરતાં કાંઈક વિશેષ છે, તેથી તેને યુધ્ધ ન ખપે ! દુર્ગદ્વાર ઉઘાડાં કરવાની આજ્ઞા મેં આપી હતી. કેમકે પતિદેવના શબની માત્ર મને ઉપાસના જ બસ હતી !

રુદ્ર૦ : હં! અને પછી વિશાખદત્ત?

વિશાખ૦ : આપણા થોડા સુભટો અને સૈનિકો લઈ હું યદુપતિના પ્રાસાદમાં ગયો. આપના અનુશાસનના સ્વીકારની પૃચ્છા કરી.

ધીરાદેવી : કથનીના અંત માટેની અધીરપ જન્મી લાગે છે, સેનાપતિજી? રાજઆજ્ઞાઓ પળાવવાનો આપનો આગ્રહ હતો, ખરો કે?

વિશાખ૦ : કઈ રાજાજ્ઞા?

ધીરાદેવી : એક અબળાને બંદી તરીકે.. ...આપ તે કાજે અધીરા પણ હતા.

રુદ્ર૦ : અસત્ય! અસત્ય! ધીરાદેવી, આપ સ્વસ્થ થાવ. ચારુમિત્રા, શિબિરના છેડાની તારી પટકુટીરમાં રાણીજીને ઉતાર. રાણીજી, તમે મહાક્ષત્રપનાં અતિથિ છો.

ધીરાદેવી : આપ ભલે એ ભાવ કેળવો, પણ પ્રત્યેક યાદવ ક્ષત્રપને શત્રુ જ લેખે છે.

રુદ્ર૦ : તે માટે કારણો છે.

ધીરાદેવી : મહાક્ષત્રપ, યાદવ કદી ય તેવા તર્કવિતર્કમાં પડતા નથી.

રુદ્ર૦ : સમજ્યો.

ધીરાદેવી : અને યુદ્ધને નોતરે છે. પેલા કાયરોની જેમ નહીં, વીરને છાજે તેમ! એક સામે ભલે દશ હોય!

રુદ્ર૦ : દેવી, આપ યુદ્ધને નિહાળી આવ્યાં છો, તેથી આ ઉશ્કેરાટ અનુભવો છો. ચારુમિત્રા, રાણીજીને તારી વિદ્યાઓ બતાવજે. સુવીર, રથ તૈયાર કર. રાણીજી, આપ બંદીનો આ પહેરવેશ કૃપા કરીને ઉતારશો. એવી મહાક્ષત્રપ વિજ્ઞપ્તિ કરે છે!

ચારુમિત્રા : પિતાજી, વચન આપો કે નારીને કદી ય પુરુષ બંદી નહીં બનાવે!

રુદ્ર૦ : મિત્રા, તું ય કાં પક્ષકાર બની બેઠી?

સુવીર : મહારાજ, રથ તૈયાર છે!

ચારુમિત્રા : મને રાણીજીના જેવી નારી બનવું ગમશે.

રુદ્ર૦ : ભલે, પટકુટીરમાં આપ વિશ્રામ કરી સ્વસ્થ થાવ, જય હો, રાજમાતાનો! (ધીરાદેવી, ચારુમિત્રા ને સુવીર જાય છે.)

ત્રિદશગુરુ : મહારાજ, કાંઈક દુર્વ્યવહાર થયો લાગે છે.

રુદ્ર૦ : વિશાખદત્ત, વિજય પણ ગૌરવથી પ્રાપ્ત કરવા જોઈએ.

વિશાખ૦ : મહારાજ, ધીરાદેવીને દ્વારાવતીમાં રહેવા દેવાનું ઉચિત નહીં લાગવાથી સૈન્ય સાથે લેતો આવ્યો.

રુદ્ર૦ : બંદી તરીકે!

વિશાખ૦ : જી, મહારાજ!

રુદ્ર૦ : અને રાજાજ્ઞા માટેનો ભ્રમ પેદા કરીને, કે?

વિશાખ૦ : જી, મહારાજ!

રુદ્ર૦ : માટે જ યાદવોના અણુએ અણુમાં ક્ષત્રપો માટેની શત્રુતા ઠાંસી છે! વિશાખદત્ત, અત્યાચાર અને અસત્યને હવેથી યુધ્ધમાં ન આચરશો!

વિશાખ૦ : જેવી મહારાજની આજ્ઞા!

રુદ્ર૦ : વિશાખદત્ત, સ્વસ્થ થાઓ.

વિશાખ૦ : જેવી આપની આજ્ઞા! (વિશાખદત્ત જાય છે, અને સુવીર પ્રવેશે છે)

રુદ્ર૦ : સુવીર, તું આવી ગયો? ધીરાદેવી શાંત બન્યાં કે?

સુવીર : દેવી સરળ લાગે છે. રાજકુમારી સાથે માતા તુલ્ય વર્તન જોવા મળ્યું.

રુદ્ર૦ : મંત્રીશ્વર, સમજાય છે. દ્વારાવતી યાદવોનું છે.

ત્રિદશગુરુ : જગતનું મંદિર અપરાજિત રહેશે. સંશય છે કે યાદવો ક્ષત્રપો તરફ નહીં વળે.

ત્રિદશગુરુ : મહારાજ, આપે અનેક નૃપતિઓની પુનઃપ્રતિષ્ઠા કરી છે, તો ધીરાદેવીને પણ..........

રુદ્ર૦ : સુવીરે ભલે તેને સરળ લેખે, પણ મારા માટે ધીરાદેવી કૂટ પ્રશ્ન છે.

ત્રિદશ૦ : મહારાજ, દરેક નારી સરળ હોવા છતાં કૂટ પ્રશ્ન જ છે. છતાં ય પ્રેમબંધને સ્વાર્પણ કરનાર પણ તે જ છે. અનુશાસનનાં બંધને તે નહીં જીતાય. યાદવોને અનુશાસન મર્મભાગ પર ભેદતાં બાણસમું લાગ્યું છે. તેમને મુક્ત કરો. ઉપદ્રવ કરશે તો પુનઃ યુધ્ધઘોષણા કરીશું !

રુદ્ર૦ : સમજ્યો ? અને ધીરાદેવીને આ સંદેશ...કઇ રીતે કથીશું ?

ત્રિદશ૦ ; કર્ણોપકર્ણ અને પ્રત્યક્ષ !

રુદ્ર૦ :. ઢોલ ટીપાવો સૈન્યમાં કે યદુઓ મુક્ત છે. સર્વ બંદીઓને મુકત કરો અને ધીરાદેવી મહાક્ષત્રપનાં અતિથિ છે, સુવીર !

ત્રિદશ૦ : યોગ્ય છે અને રાજકુમારી ચારુમિત્રા દેવીને પણ સંદેશ મોકલી દ્યો !

સુવીર : સૈનિક !

સૈનિક : ( પ્રવેશીને ) આજ્ઞા આપો, મહારાજ !

સુવીર : રાજકુમારીને કહો કે ધીરાદેવી આપણાં અતિથિ છે. તેમનાં સેવા, સ્વાગત અને સન્માન ક્ષત્રપોની ગૌરવભરી કુલરીતિ પ્રમાણે કરે !

સૈનિક : જેવી મહારાજની આજ્ઞા ! ( સુવીર અને સૈનિક જાય છે. )

ત્રિદશ૦ : મહારાજ, સાંભળો આ ઢોલધ્વનિ અને આ હર્ષનાદો !

રુદ્ર૦ : મંત્રીશ્વર, નારી તેજ જોયું કે ?

ત્રિદશ૦ : ભગવાન શ્રી કૃષ્ણનું કુળ છે, દ્વારાવતીના યાદવો !

રુદ્ર૦ : ભગવાન શ્રી કૃષ્ણ જેટલા જ બુધ્ધિમાન, પરાક્રમી અને દીપ્તિવંતા ! સૌ બંદીઓને મુકત કરાઈ રહ્યા લાગે છે. હર્ષનાદો યાદવોનાં છે.

ત્રિદશ૦ : એ જ સંભવે. ( સૈનિક પ્રવેશે છે. )

રુદ્ર૦ : તું કેમ ત્વરિત ગતિએ પાછો આવ્યો ?

સૈનિક૦ : મહારાજ, રાણી ધીરાદેવીએ આજ્ઞા માગી છે, આપને મળવા માટેની !

રૂદ્ર૦ : મંત્રીશ્વર, હવે શું હશે ? મને સમજાતું નથી.

ત્રિદશા૦ : આવવા દ્યો અને સાંભળો !

રૂદ્ર૦ : ધીરાદેવીને કહો કે મહાક્ષત્રપ આપની પ્રતીક્ષા કરતા પટકુટીરમાં છે. જા, જલદી જા, અને સંદેશો આપ !

સૈનિક : જેવી મહારાજની આજ્ઞા !

રૂદ્ર૦ : અરે, ચારુમિત્રા ? આ પટકુળ ક્યાંથી ?

ચારુમિત્રા : રાણી ધીરાદેવીએ આપ્યાં.

રૂદ્ર૦ : તમે બેઉ ખરાં છો ! ધીરાદેવી ક્યાં ? સૈનિક મારો સંદેશો તમને આપી ગયો કે ?

ચારુમિત્રા : મને માર્ગમાં મળ્યો.

રૂદ્ર૦ : તો ધીરાદેવી ક્યાં ?

ચારુમિત્રા : મારા આવાસે ! વટવૃક્ષના તળ નીચેના પટ-મંડપમાં.

રૂદ્ર૦ : ચારુમિત્રા, સૌ યાદવોને મુક્ત કર્યા ને !

ચારુમિત્રા : (ખડખડાટ હસીને) મુક્તિ ?

રૂદ્ર૦ : (અકળાઇને) તો યાદવોને અવંતી જોઇએ છે ? પધારો, પધારો, ધીરાદેવી, પધારો !

ધીરાદેવી : યાદવોને ન ખપે આ મુક્તિ, કે ન તો ખપે અવંતી ?

રૂદ્ર૦ : અવિનય માટે ક્ષમા કરશો.

ધીરાદેવી : આ અવિનય માટે ક્ષમા નહીં કરાય, મહાક્ષત્રપ. આ મુક્તિ કાયરો કાજેની છે. આ મુક્તિમાં દયા છે. યાદવો દયા પર નથી નભતા. અમને યુધ્ધ નથી ખપતું તો દયા પણ નથી ખપતી.

રૂદ્ર૦ : રાણીજી........

ધીરાદેવી : રૂદ્રદામન, 'મારુ' સાંભળી લ્યો. અમારી મુક્તિનો નિર્ણય અમે કરીશું. અમારું બાહુબળ કરશે

અને યાદવો તે ક્ષણ માટે તત્પર રહેશે. યાદવ-બાળ પણ કાયરોને ખપતી મુક્તિ માટે નહીં જીવે. મહારાજ, દ્વારાવતીના પાદરમાં સૈન્ય મોકલજો. મુક્તિનો નિર્ણય ત્યાં થશે. મહાક્ષત્રપ, રથ તૈયાર કરાવો. દ્વારાવતી જાઉં છું. યાદવોને યુદ્ધનો આદેશ આપીશ. યાદવો જેટલા અહિંસક છે તેટલા જ હિંસક છે તેમનાં સ્વમાનના માટે ! મંત્રીશ્વર, સુવીરને કહો, રથ તૈયાર કરે. ધીરાદેવીના રક્ષણ કાજ શસ્ત્રધારી સૈનિકો દ્વારાવતી સુધી સાથે રહે.

ધીરાદેવી : મહાક્ષત્રપ, ખડ્ગ અને ધનુષબાણ મને આપી દેશો. મારે અંગરક્ષકોની જરૂર નથી.

ભલે, આપની જેવી આજ્ઞા !

સૈનિક : મહારાજ, રથ તૈયાર છે.

ધીરાદેવી : બરાબર એકાવનમા દિવસે ક્ષત્રપોના સૈન્યનું સ્વાગત કરવા ઉષા નદીના તીરે અમે તત્પર રહીશું ! જય હોજો યાદવકુળનાથ શ્રી કૃષ્ણનો !

(ધીરાદેવી જાય છે.)

રુદ્ર૦ : મંત્રીશ્વર, તન્વંગી ધીરાદેવી વિદ્યુતરેખા જેટલાં તેજસ્વી, તરલ અને તપ્ત દેખાયાં છે. ચારુમિત્રા, તું ય તેમની તપ્ત પ્રકૃતિને શાંત ન કરી શકી !

ચારુમિત્રા : નારીના ત્યાગને નિર્બળતામાં ખપાવનાર માટે કશું જ ન થઇ શકે !

ત્રિદશ૦ : મહારાજ, રાજકુમારીના ચિત્તનું પરિવર્તન કર્યું લાગે છે ધીરાદેવીએ.

રુદ્ર૦ : મંત્રીશ્વર, યુદ્ધ ખેલવું જ પડશે !

ચારુમિત્રા : અને નારીઓને બંદીઓ તરીકે......ગ્રહણ કરનાર ક્ષત્રપકુળ પર અભિશાપ વરસજો.

રુદ્ર૦ : ચારુમિત્રા, પ્રલાપ બંધ કર !

ચારુમિત્રા : વાગ્બાણો છોડી નારીને પુરુષજાતિએ આમ જ છૂંદી છે ને !

રુદ્ર૦ : મહારાજ, પુત્રીના વચનોને ગંભીર ન લેખો !

ચારુમિત્રા : અને મંત્રીશ્વર, હું પણ યુધ્ધ માટે તમારી સાથે આવીશ.

ત્રિદશા૦ : જરૂર જરૂર !

રુદ્ર૦ : મંત્રીશ્વર, તમે પુત્રીને વિશેષ સહયોગ આપો છો !

ત્રિદશા૦ : દામાજડ સાથમાં નથી ને ! પણ રાજકુમારી, આવાં પટકુળ પહેરી સમર ક્ષેત્રે નહીં અવાય.

ચારુમિત્રા : શિરે શિરસ્ત્રાણ સજીશ. દેહને શસ્ત્રોનાં શણગારે શણગારીશ.

રુદ્ર૦ : આ પૌરુષ પણ ક્યાં સમાશે ?

ચારુમિત્રા : શત્રુ-પ્રાસાદે !

## દ્રશ્ય ૩ જું

યુદુપતિનો દ્વારાવતીનો પ્રાસાદખંડ. શ્વેત પટકુળ પહેરી મૃગ-ચર્મના આસન પર રાણી ધીરાદેવી વિરાજે છે. સુજાતા પ્રવેશે છે.

ધીરાદેવી : આજે નિર્જળી એકાદશી ! નગર યાત્રીઓથી ઉભરાયું લાગે છે. સુજાતા, આ કોલાહલ યાત્રીઓનો જ છે કે ?

સુજાતા : માતા, તે સૌ ગોમતી સ્નાનાર્થે આવેલ યાત્રીઓ.

ધીરાદેવી : ( સ્હેજ ઊંચી ડોક કરીને ) અરે આ તો નારી -કંકાલો, સુજાતા !

સુજાતા : માતા, એ સૌ મરુદેશમાંથી આવેલ છે.

ધીરાદેવી : તે સૌને સ્નાન પછી પ્રાસાદમાં લઈ આવ.

સુજાતા : માતા, જેવી આપની આજ્ઞા !

સૈનિક : રાણીજીની આજ્ઞા.

ધીરાદેવી : અને દક્ષિણપથના નૃપતિ પુલુમાયી ક્યારે પાછા ફરવાના છે ?

સુજાતા : પૂણ્યપર્વના દિને ભગિનીગૃહે જરૂર પધારવાનું

કહી નૌકાઓ લઇ શંખો-દ્વાર જવા અહીંથી સુવર્ણતીર્થ ગયા. ત્યાંથી આરંભદ્વાર ને પછી શંખો-દ્વાર.

ધીરાદેવી : સમજી. પુલુમાયીનાં માતા રાજા રુદ્રદામનનાં ભગિની થાય!

સુજાતા : ભગિની? અને છતાં ય બન્ને કુળો વચ્ચે આટલી ઉગ્ર શત્રુતાની ભાવના?

ધીરાદેવી : સુજાતા, ચંદ્રગુપ્ત મૌર્યે આપણા નાનકડા ગણ-રાજ્યોના અસ્તિત્વને હણ્યું અને ગણરાજ્યના શત્રુઓ હવે આ ક્ષત્રપો છે. પુલુમાયી અને યોધેયો ક્ષત્રપના શત્રુ નથી, પણ ક્ષત્રપોની રાજનીતિના શત્રુઓ છે.

સુજાતા : માતા, નાનાં રાજ્યોનાં અસ્તિત્વથી ક્ષત્રપોનું શું લૂંટાઇ જતું હશે?

ધીરાદેવી : અહંકાર! દર્પ! અહમ્!

સુજાતા : અહમ્‌થી જીવતી પ્રજા કે જાતિ કે શાસકોનું આયુષ્ય કેટલું? તેઓ શત્રુઓને હણવા સાથે મોટા શત્રુને જન્મ આપે છે.

ધીરાદેવી : એટલું ભાન સત્તાના દર્પથી ગર્વિષ્ઠ બનેલ શાસકને હોય તો શું જોઇએ સુજાતા?

સુજાતા : તો ત્યારે ભલે અમર કરે રુધિરથી લખાયેલ અપયશ ગાથાઓને!

ધીરાદેવી : અનુચર ગોમતી તટે ગયો, ખરું ને!

સુજાતા : મરુત ગયો!

ધીરાદેવી : તેઓને આવતાં વિલંબ થયો ખરું ને?

સુજાતા : (ઉભી થઇ વાતાયન પાસે ખડી રહી) આ આવે તે સૌ!

ધીરાદેવી : મારા આસન સામે ભૂમિ પર પટવસ્ત્ર પાથર!

સુજાતા : જેવી માતાની આજ્ઞા!

મરુત : (પ્રવેશીને) રાજમાતા, મરુદેશની નારીઓ આપની આજ્ઞાની અપેક્ષાએ દ્વારે ઉભેલ છે.

ધીરાદેવી : અહીં લાવ. સુજાતા, વ્યવસ્થા યોગ્ય થઇ ? પધારો, માતાઓ અને ભગિનીઓ !

નારીઓનો અવાજ : રાજમાતાનો જય હો યશ અને કીર્તિ સાંપડો !

ધીરાદેવી : આ પટવસ્ત્ર પર આપ સૌ વિરાજો. આપ સૌને દ્વારાવતીમાં અનુકૂળતા પ્રાપ્ત થઇ છે ને !

નારીઓ : પૂર્ણ સાનુકૂળતા છે, માતા !

ધીરાદેવી આપ સૌ મરુદેશમાંથી પધારો છો ?

નારીઓ : જી, માતા !

ધીરાદેવી : પ્રવાસ કઠિન રહ્યો હશે ?

૧લી નારી : અર્બુદાનો પર્વત અને પ્રદેશ કઠિન છે.

૨જી નારી : તેથી ય કઠિન છે સ્વભ્રની ભૂમિ, રેતાળ અને ખર્બરકોથી ઉભરાતી ! નિબિડ અરણ્યોથી દેદિપ્ય-માન ! હિંસક પશુઓની ગર્જનાઓથી કરાળ ભાસતી.

૩જી નારી : અને આનર્તનો પ્રદેશ સાવ શુષ્ક.

૪થી નારી : માહિષ્મતીના પ્રદેશની પૃચ્છા ન કરશો. સિંહોથી ભરપૂર છે તેના તીરપ્રદેશો.

ધીરાદેવી ; અને અમારો સુરાષ્ટ્ર ?

૧લી નારી : ભૂમિ કઠિન ખરી, પણ રસાળ

ધીરાદેવી : અને માનવ કેવાં લાગ્યાં ?

૨જી નારી મધુર, પ્રેમાળ, આર્દ્ર અને રસવંતા.

ધીરાદેવી : અને આ પૂર્વદેશ ?

૩જી નારી : દેવોની વિહાર ભૂમિ શો. પૂર્વદેશ તો દેવોની લીલાભૂમિ છે.

ધીરાદેવી : માતાઓ, સુરાષ્ટ્ર અને પૂર્વદેશમાં કોઇ સંકટ, વિપત્તિ કે આપત્તિ...... આપને નથી નડયાં ને ?

નારીઓ નહીં, નહીં, રાજમાતા !

ધીરાદેવી : અને દ્વારાવતીમાં આપ સૌ ઉતર્યાં છો કયાં ?

નારીઓ પ.થશાશ્રમમાં !

ધીરાદેવી : અને અન્નજળ ઇત્યાદિની સુવિધા થઇ છે ?

નારીઓ : પૂરી! અમને, તેથી, સંતોષ છે.

ધીરાદેવી : માતાઓ, ભગિનીઓ મરુદેશથી પૂર્વદેશ સુધીનાં દુસાધ્ય સંકટો વેઠનાર આપ સૌ કંકાલ જેવાં કૃશકાય કાં? મરુદેશમાં નારીઓ સૌભાગ્યના અલંકારોને વર્જ્ય ગણે છે?

૧લી નારી : નહીં રાજમાતા, અમને સૌને વૈધવ્યમાં હડસેલ્યા છે?

ધીરાદેવી : કોણ છે એવો દુષ્ટ માનવ, માતાઓ?

૨જી નારી નરાધમના નામોચ્ચારથી કાં જિહ્વાને અપવિત્ર બનાવવી?

ધીરાદેવી : ભગિની, આપ તો કંકાલરૂપ છો. આપનું યૌવન શોષાઇ ગયું છે, શું?

૨જી નારી : માતા, વસંતમાં ખીલેલ પલાશ જેમ મારું યૌવન હૃદયે પ્રફુલ્લ્યું હતું. રસરાજ કંદર્પશા પતિદેવના હૃદયે રસરાણી થઈ સુખ મહાણતી હતી, ત્યાં એકાએક પતિદેવને લઈ જનાર એ......

ધીરાદેવી : એ કોણ છે નરાધમ? તમારે ત્યાં કોઈ શાસક નથી?

૩જી નારી : શાસક છે, પણ સુખ નથી. મારા આખા કુળમાં એક માત્ર હતો કુળદીપ! તે મારો ઉછંગ ખાલી કરી ચાલ્યો ગયો યમઘરમાં......!

ધીરાદેવી : આથી જ એ ભૂમિ પરભૂમિ કહેવાણી? આવા રાક્ષસોને હણનાર ત્યાં કોઇ ક્ષત્રિયપુત્ર નથી? આપ સૌ પોષણહીન ધરાનાં સંતાન હો તેવાં ......અકાલ તે મરુભૂમિમાં નથી વસતો ને?

૪થી નારી : મા ત્યાં અકાળ જ છે!

ધીરાદેવી : અકાળ? પુણ્યસલીલા સરસ્વતી અને વર્ણાશા હોવા છતાં ય?

૧લી નારી : પુણ્ય સલીલા સરસ્વતી અને વર્ણાશાનાં નીરથી તે અકાળ નિવારી શકાતો નથી.

ધીરાદેવી . માતાઓ, તમારી વાણી કવિવરના કાવ્યની

વાણી જેવી ધ્વનિયુક્ત લાગે છે! સુજાતા, સૌને જલપાન કરાવ!

૨જી નારી : મરુભૂમિમાં સ્વ-શાસન નથી!

ધીરાદેવી : સમજી, મહાક્ષત્રપ રૂદ્રદામનનું શાસન, ખરું ને?

૩જી નારી : તે જ અમારાં સંતાનોને ભરખી જાય છે. અમારા સૌભાગ્ય ચિહ્નોનો તે જ દુશ્મન છે. અમારા ઉછંગોને મરુભૂમિ જેવા તેણે જ બનાવ્યા છે. અમારા કુટુંબોમાં અકાળ એ જ સરજે છે, અમારા હાથના કંકણોને એ જ હરી જાય છે!

ધીરાદેવી : એટલે!

૪થી નારી : તે છે માનવભક્ષી યુદ્ધ! અમારા પતિઓ, ભર્તાઓ અને પુત્રો ક્ષત્રપો કાજે યુધ્ધભૂમિમાં પોઢી ગયા છે રાજમાતા, આપ આ યુધ્ધને રોકો!

૩જી નારી : માતા, અને સુરાષ્ટ્ર અને પૂર્વદેશમાં યુધ્ધની ગર્જનાઓ સાંભળી અમે વિહ્વળ બન્યાં છીએ. યૌવનાઓની કરુણતાના આક્રંદે અહીં સૌ બધીર ન બની જાય તેની ચિંતા જન્મી છે! યુધ્ધને આ ભૂમિ નિમંત્રશે, તો રસભરી આ ભૂમિ ઉશર ભૂમિ બનશે.

૨જી નારી : રાજમાતા, યુધ્ધના કૃતાંતને સમીપ ન આવવા દો! આ દેવભૂમિ લંકા બનશે.!

ધીરાદેવી : (ગંભીર બનીને) સમજી! માતાઓ, સુરાષ્ટ્ર કે પૂર્વદેશમાં આપે યુધ્ધને ક્યાં દેખ્યું?

૧લી નારી : સુવર્ણરેખાના તીરે! ઉજ્જયંતની તળેટીમાં! ક્ષત્રપ સેનાપતિ વિશાખદત્તને અમે જોયા નવા લોહમાંથી શસ્ત્રો ઘડાવતા! રથોની સ્પર્ધાઓ જોઇ. કુત્રિમ યુધ્ધ ખેલી સૈનિકોની પરીક્ષા થતી નિહાળી. ખડ્ગ અને ધનુર્વિદ્યાની મહાશાળાઓ આ ચક્ષુથી દષ્ટિગોચર થઇ.

ધીરાદેવી : (વિચારમાં પડીને) હં! કેટલા દિવસ થયા એ પ્રદેશ છોડયાને?

નારીઓ : દ્વાદશ !

ધીરાદેવી : અને તેઓ શસ્ત્રો સર્જતા હશે. રથોને સુસજ્જ બનાવતા હશે. !

૨જી નારી : કરાળ અને માનવભક્ષી યુધ્ધના સર્વે આયુધો સર્જતા જોયા !

૩જી નારી : અને નેપથ્યે અમે સાંભળ્યા નારીઓનાં આક્રંદો, વિલાપો અને અભિશાપો !

૪થી નારી : અને છતાં ય એ યુદ્ધને છેદ દેવા કોઇ તત્પર નથી.

(સૈનિક પ્રવેશે છે.)

ધીરાદેવી ; મરુત !

મરુત : રાજમાતાની આજ્ઞા હો ! સેનાપતિ યદુભદ્ર આપની આજ્ઞા ઈચ્છે છે !

ધીરાદેવી : અહીં બોલાવ !

મરુત : જેવી રાજમાતાની આજ્ઞા !

ધીરાદેવી : માતાઓ અને ભગિનીઓ, યુધ્ધ અભિશાપ છે ?

નારીઓ : રણભૂમિ પરનું સાક્ષાત અકાળ છે. સજળ માનવ–જીવનમાં તે અકાળનો ઉપદ્રવ સરજે છે !

ધીરાદેવી : અરે, યદુભદ્ર ! સેનાપતિજી !

યદુભદ્ર : રાજમાતાનો જય હો !

ધીરાદેવી : તમારું આકસ્મિક આગમન કેમ થયું ?

યદુ૦ : *રાજમાતા, અવિવેકની ક્ષમા આપે, પણ કચ્છમાંથી* અને સૌરાષ્ટ્રમાંથી દૂત આવ્યો છે કે પ્રજા શા સોહ બન્ને દેશોમાંથી સુપ્રાપ્ય છે.

ધીરાદેવી : સમજી !

યદુ૦ : રાજ ભંડારમાંથી સુવર્ણ ચૂકવવું પડશે.

ધીરાદેવી : હં !

યદુ૦ : દૂત કહે છે કે એ જથ્થો સુરાષ્ટ્રમાંથી મેળવી લઇએ તો ક્ષત્રપો માટે સંકટ સરજાશે !

ધીરાદેવી : એકાદ ઘટિકા પછી મળો.

યદુ૦ : જેવી આપની આજ્ઞા !

ધીરાદેવી : યદુભદ્ર, ક્ષત્રપો સુસજ્જ બની રહ્યા છે, તેમનાં સૈન્યો

યદુભદ્ર : જેવી આપની આજ્ઞા !

ધીરાદેવી : સમજી !

યદુ૦ : માતા, જવાની આજ્ઞા આપો ! ( યદુભદ્ર જાય છે )

નારીઓ : માતા, આપના પાદ પકડી અમે અભ્યર્થના કરીએ છીએ કે સર્વનાશક યુધ્ધને વિદારો !

ધીરાદેવી : માતાઓ, ભગિનીઓ ! મારાં ચક્ષુનાં અશ્રુઓ તમારાં છે. તમારાં મારાં છે ! આપણે સૌ સમદુ:ખી છીએ. પણ......

નારીઓ : માતા, આ દેવભૂમિ ઉજજડ બનશે. તીર્થસલીલા ગોમતી અપવિત્ર થશે. માનવ-રૂધિરે રત્નાકર પાપમય બનશે અને દ્વારકાધીશ શ્રીકૃષ્ણ ક્રુધ્ધ થઈ ભૂમિ ત્યાગ કરશે !

૧લી નારી : રાજમાતા, ત્યારે જ પાંડવો ને કુરુઓનું યુધ્ધ કુરુક્ષેત્રમાં લડાયું !

ધીરાદેવી : તમારી અભ્યર્થનાઓ, વિજ્ઞપ્તિઓ અને વાતોથી મતિ મૂઢ બની ગઈ છે, પણ નારી હોવાથી તમારી યાતનાઓને સમજી શકું છું. સુજાતા, ભોજનશાળામાં આ સૌના ભોજનની વ્યવસ્થા કરાવ !

૨જી નારી : માતાજી, અમારી યાચના છે કે આપ એ યમ શા અનિષ્ટને નિવારો. એણે અમારા કંદર્પ શા કુમારોને આંચકી લીધા છે. એણે અમારા યૌવનને વાર્ધકયમાં ફેરવી દીધું છે. એણે અમારી આશાઓને ઉચ્છેદી નાખી છે. એણે અમારી દેવભૂમિમાં સ્મશાન સર્જ્યું છે. એણે અમારા ઉત્સાહ, પ્રયત્નો અને ઉગંગોને સાવ કચડી નાખ્યા છે; એણે નૈરાશ્ય, નગ્નતા અને નારકીય કૃત્યને સર્પ જેમ ફુત્કારતા કર્યા છે.

૭જી નારી : મા..... ..તા ! ( આક્રંદતાં ) એણે અમારું સર્વસ્વ લઇ લીધું છે. કૃપા કરી એના તાંડવથી આ

ભૂમિમાં વિનાશ મા સર્જતાં! મા......તા, રંક પ્રજાની યાતનાઓને સમજીને એને અહીંથી દૂ......ર,...... દૂ.....ર! મા.....બસ, એ જ અમ યા...ચ...ના આ જગત-અંબા પાસે!

ધીરાદેવી : (ગદગદિત થતાં) માતાઓ, હું ય નારી છું એની કરાળ ખેલાએ મારું ય સર્વસ્વ હણી લીધું છે છતાં ય ......

૪થી નારી : મા, એવા તર્કવિતર્ક રાત્તરાર્તીઓના અહમ્ સંતાનો જ છે. એ ન ઉછરી શકે આપણા ઉછંગે. નારી શાંતિની પૂજારણ છે, શાંતિની દેવી છે અને અંતે નારી વિશ્વશકિત છે. જ્યારે એ વિશ્વશકિત બને છે ત્યારે એની ઈચ્છા જ અનુશાસન બને છે. માતાજી, આપમાં એવી વિશ્વશાક્ત ઝળહળે છે.

સુવ્રતા : માતા, ભોજનાલયમાં સર્વ સુવિધા તૈયાર છે!

ધીરાદેવી : માતાજીઓ અને ભગિનીઓ, આપસૌની સન્મતિનો મારા ચિત્ત અને હ્રદયમાં વાસ થાઓ; અને તે શકિત કાર્યરૂપે પ્રકટો, તેવા આશીર્વાદ ચાહું છું.

નારીઓ : શિવાસ્તે પન્થાનઃ મારી મા!

ધીરાદેવી : સૌ ગયાં, અને રહી હું એકલી આ અંધારઘેરા અરણ્ય જેવાં માનવ સમાજમાં. આ ભવ્ય પ્રાસાદમાં. આ શાસકો વચ્ચે......નૃપતિઓની હારમાળામાં. યદુપતિ, આપ સ્વર્ગે સંચર્યા, રહી હું હવે સાવ એકાકી, આ ઘુઘવતા સાગરતીરે! તમે જ મને પ્રેરણા આપો, આ નારીઓ, જેવી અનેક નારીઓના સૌભાગ્ય-રક્ષાની! રાજન શત્રુતા વાવી એ વિષપાન કરાવી પ્રજાને કેટકેટલાં વર્ષ આપણે ઉછેરીશું !

સુવ્રતા : માતા, સુરાષ્ટ્રે ગુપ્તચર આવ્યો છે.

ધીરાદેવી : આજ્ઞા છે. તુરંત મોકલ!

સુવ્રતા : માતા, ભોજનાલયમાં ભોજન પર સૌ નારીઓને..

શ્રીરાદેવી : ગુપ્તચરને પ્રથમ મોકલ !

સુવ્રતા : જેવી આપની આજ્ઞા !

શ્રીરાદેવી : અવધિનો અંત આવવા લાગ્યો છે. મહાક્ષત્રપ રુદ્રદામનનાં લશ્કરો પૂર્વ દેશ ગમી કદાચ નીકળી ચૂકયા હોય ! ( સ્હેજ મલકીને ) અરે, તું તો પક્ષીરાજ ગરુડની ગતિએ સુરાષ્ટ્રમાંથી પાછો ફર્યો.

ગુપ્તચર : માતાજી, મને મહાક્ષત્રપનાં લશ્કર સામે ભેટી ગયાં ?

શ્રીરાદેવી : કોણ, વિશાખદત્ત સેનાપતિ છે ?

ગુપ્તચર : નહી, માતાજી !

શ્રીરાદેવી : તો કૃતાંત શા વિક્રમ પુરુષ રાજા મહાક્ષત્રપ રૂદ્રદામન પોતે જ ?

ગુપ્તચર : તેઓ લશ્કર સાથે છે પણ લશ્કરને આજ્ઞાઓ આપે છે, સાવ યુવાન સેનાપતિ !

શ્રીરાદેવી : યુવાન ? યુવાન સેનાપતિ ? વય કેટલું છે ?

ગુપ્તચર : વીશેકનું માંડ !

શ્રીરાદેવી : વીશેકની આસપાસની વયનો યુવાન સેનાપતિ ? જાણવામાં નથી.

સુવ્રતા : માતા, આપણા સેનાપતિ બહાર આજ્ઞાની અપેક્ષાએ ઊભા છે.

શ્રીરાદેવી : પૂછ કે લોહ અંગે વાત કરવાની છે ? તો કહે કે, તે માટે વિલંબ કરવો જરૂરી છે.

સુવ્રતા : જેવી માતાની આજ્ઞા !

શ્રીરાદેવી : અને તેના મોં પર કૃતિમ રૂક્ષતા......

ગુપ્તચર : માતાજી, આપે તેને જોયો લાગે છે ખરે જ. સૌંદર્યવાન, મુખ પર માર્દવ, ક્રમશઃ અને ભારોભાર દ્રઢતા !

શ્રીરાદેવી : અને માથા પર......

ગુપ્તચર : ટોપ !

શ્રીરાદેવી : અને દેહ પર......

ગુપ્તચર : ખડ્ગ અને ધનુષબાણ ઠાંસ્યા જેવા મઢ્યાં છે,

ભૂમિમાં વિનાશ મા સર્જતાં ! મા......તા, રંક
પ્રજાની યાતનાઓને સમજીને એને અહીંથી
દૂ......ર,...... દૂ.....ર ! મા......બસ, એ જ
અમ યા...ચ...ના આ જગત–અંબા પાસે !

ધીરાદેવી : (ગદગદિત થતાં) માતાઓ, હું ય નારી છું
એની કરાળ ખેલાએ મારું ય સર્વસ્વ હણી લીધું
છે છતાં ય ......

૪થી નારી : મા, એવા તર્કવિતર્ક રાક્ષસાણીઓના અહમ્
સંતાનો જ છે. એ ન ઉછરી શકે આપણા
ઉછંગે. નારી શાંતિની પૂજારણ છે, શાંતિની દેવી
છે અને અંતે નારી વિશ્વશક્તિ છે. જ્યારે એ
વિશ્વશક્તિ બને છે ત્યારે એની ઈચ્છા જ અનુ-
શાસન બને છે. માતાજી, આપમાં એવી વિશ્વ-
શક્તિ ઝળહળે છે.

સુવ્રતા : માતા, ભોજનાલયમાં સર્વ સુવિધા તૈયાર છે !

ધીરાદેવી : માતાજીઓ અને ભગિનીઓ, આપસૌની સન્મતિનો
મારા ચિત્ત અને હૃદયમાં વાસ થાઓ; અને
તે શક્તિ કાર્યરૂપે પ્રકટો, તેવા આશીર્વાદ ચાહું છું.

નારીઓ : શિવાસ્તે પન્થાનઃ મારી મા !

ધીરાદેવી : સૌ ગયાં, અને રહી હું એકલી આ અંધાર-
ઘેરા અરણ્ય જેવાં માનવ સમાજમાં. આ ભવ્ય
પ્રાસાદમાં. આ શાસકો વચ્ચે..... નૃપતિઓની
હારમાળામાં. યદુપતિ, આપ સ્વર્ગે સંચર્યા, રહી
હું હવે સાવ એકાકી, આ ઘુઘવતા સાગર-
તીરે ! તમે જ મને પ્રેરણા આપો, આ નારીઓ,
જેવી અનેક નારીઓના સૌભાગ્ય–રક્ષાની ! રાજન
શત્રુતા વાવી એ વિષપાન કરાવી પ્રજાને કેટકેટલાં
વર્ષ આપણે ઉછેરીશું !

સુવ્રતા : માતા, સુરાષ્ટ્રે ગુપ્તચર આવ્યો છે.

ધીરાદેવી : આજ્ઞા છે. તુરંત મોકલ !

સુવ્રતા : માતા, ભોજનાલયમાં ભોજન પર સૌ નારીઓને...

ધીરાદેવી : ગુપ્તચરને પ્રથમ મોકલ !

સુજાતા : જેવી આપની આજ્ઞા !

ધીરાદેવી : અવધિનો અંત આવવા લાગ્યો છે. મહાક્ષત્રપ રુદ્રદામનનાં લશ્કરો પૂર્વદેશ ગમી કદાચ નીકળી ચૂકયા હોય ! ( સ્હેજ મલકીને ) અરે, તું તો પક્ષીરાજ ગરુડની ગતિએ સુરાષ્ટ્રમાંથી પાછો ફર્યો.

ગુપ્તચર : માતાજી, મને મહાક્ષત્રપનાં લશ્કર સામે ભેટી ગયાં ?

ધીરાદેવી : કોણ, વિશાખદત્ત સેનાપતિ છે ?

ગુપ્તચર : નહી, માતાજી !

ધીરાદેવી : તો કૃતાંત શા બિક્રમ પુરુષ રાજા મહાક્ષત્રપ રૂદ્રદામન પોતે જ ?

ગુપ્તચર : તેઓ લશ્કર સાથે છે પણ લશ્કરને આજ્ઞાઓ આપે છે, સાવ યુવાન સેનાપતિ !

ધીરાદેવી : યુવાન ? યુવાન સેનાપતિ ? વય કેટલું છે ?

ગુપ્તચર : વીશેકનું માંડ !

ધીરાદેવી : વીશેકની આસપાસની વયનો યુવાન સેનાપતિ ? જાણવામાં નથી.

સુજાતા : માતા, આપણા સેનાપતિ બહાર આજ્ઞાની અપેક્ષાએ ઊભા છે.

ધીરાદેવી : પૂછ કે લોહ અંગે વાત કરવાની છે ? તો કહે કે, તે માટે વિલંબ કરવો જરૂરી છે.

સુજાતા : જેવી માતાની આજ્ઞા !

ધીરાદેવી : અને તેના મોં પર કૃતિમ રૂક્ષતા......

ગુપ્તચર : માતાજી, આપે તેને જોયો લાગે છે ખરે જ. સૌંદર્યવાન, મુખ પર માર્દવ, ક્રમશ અને ભારોભાર દ્રઢતા !

ધીરાદેવી : અને માથા પર......

ગુપ્તચર : ટોપ !

ધીરાદેવી : અને દેહ પર......

ગુપ્તચર : ખડ્ગ અને ધનુષબાણુ ઠાંસ્યા જેવા મલ્યાં છે,

રથ પોતે જ ચલાવે છે. એનાં હાથમાં અશ્વો મૂગ બને છે!

ધીરાદેવી : અને મોં પર મૂછો નથી ઊગી હજુ?

ગુપ્તચર : સત્ય! સત્ય! માતાજી, આપે જરૂર એ સેનાપતિને જોયો જ છે!

ધીરાદેવી : અત્યારે તે સૈન્ય ક્યાં હશે?

ગુપ્તચર : કદાચ સુરાષ્ટ્રના સીમાડે. ઉષા નદીના પૂર્વ તીરે! કે આપણા પૂર્વદેશમાં પ્રવેશી પણ ગયા હોય!

ધીરાદેવી : ગુપ્તચર, એ સેનાપતિને તું સન્યાસીરૂપે મળ અને મારી મુદ્રા આપજે. અને કહેજે કે તુરંત ધીરાદેવીને દ્વારાવતીના યદુપ્રાસાદમાં મળે!

ગુપ્તચર : જેવી માતાજીની આજ્ઞા!

ધીરાદેવી : એક અનિષ્ટ ટાળ્યું. લોહ ખરીદે શસ્ત્રો તૈયાર થાય, અને એ શસ્ત્રો આ યુદ્ધનું નિમિત્ત બને! સેનાપતિ યદુભદ્રને એ જ કાર્ય માટે...મળવું લાગે છે (સ્હેજ વિચારીને) અને મહાક્ષત્રપનો સેનાપતિ યુવાન સૈનિકમાંથી......શી જરૂરી છે મહાક્ષત્રપ રૂદ્રદામનની પુત્રી ચારુમિત્રા! લશ્કરને દોરવણી તેની લાગે છે. મહાક્ષત્રપે વિશાખદત્તનું સેનાપતિપદ આંચકી લીધું દેખાય છે, આવવા દો. ચારુમિત્રાને અહીં જ. એ જ વેશે આવશે; ભલું પૂછો એનું! એનામાં ય વિશ્વશકિતને વરેલ નારીનું મને દર્શન થયું છે.

સુજાતા : માતાજી, આંધ્રદેવ પુલુમાયીની નૌકા ગોમતી તટ પર આવી ગઇ છે.

ધીરાદેવી : જો સુજાતા. આજ્ઞા નથી આપતી, મારી વાત સાંભળ!

સુજાતા : જેવી આપની આજ્ઞા!

ધીરાદેવી : જો, આજે તું એક સેનાપતિને જોઇશ; આપણામાંનો!

સુજાતા : યાદવોનો? યદુભદ્ર સિવાય?

ધીરાદેવી : સુજાતા, આપણામાંનો એટલે નારીઓમાંનો!

સુજાતા : એક નારી સેનાપતિપદે, માતા ?

ધીરાદેવી : હા, નારી સેનાપતિપદે ! પુરુષવેશે ! આપણો ગુપ્તચર સાથે હશે. તેને ક્યાં ય રોકયા-ટોકયા વગર મારી પાસે લાવજે.

સુજાતા : જેવી આપની આજ્ઞા ! માતા, એ કોનો સેનાપતિ છે ?

ધીરાદેવી : મહાક્ષત્રપ રૂદ્રદામનનો ?

સુજાતા : આપણા શત્રુઓનો ?

ધીરાદેવી : એવું ન બોલ વગર વિચાર્યે.

સુજાતા : ભલે, માતા ! અને શાતકર્ણી પુલુમાયી અત્ર પધારે તો ?

ધીરાદેવી : તેમને સ્વસ્થ થવા, પ્રવાસશ્રમ ઉતારવા અને સ્નાન, ભોજન અને વામકુક્ષી માટે અતિથિ પ્રાસાદમાં લઈ જજે.

સુજાતા : માતા જેવી આપની આજ્ઞા ?

ધીરાદેવી : ચારુમિત્રા તો મહાક્ષત્રપની અતિ ચંચળ કુંવરી ! રથને દોડાવીને ક્યાં આવી ઊભી હશે ! કદાચ દ્વારાવતીના પાદરમાં ન હોય ! ગજબની છે એની શક્તિઓ ! મહાક્ષત્રપ રૂદ્રદામનનો પુનરવતાર થાય છે આ પુત્રીમાં.

સુજાતા : માતાજી, ગુપ્તચર ક્યાંથી આવી રહ્યો છે આટલી ત્વરાએ ?

ધીરાદેવી : ક્યાં તેં જોયો ગુપ્તચરને ?

સુજાતા : માતાજી, વાતાયનમાંથી સીતામઢી તરફથી આ દેખાય !

ધીરાદેવી : સુજાતા, મહાક્ષત્રપ રૂદ્રદામનની એ પુત્રીને જીવનમાં એકવાર મળવું જોઈએ. મને એની ઝંખના જન્મી છે. માથા પર યુદ્ધના વાદળો ગાજી રહ્યાં છે ત્યારે ય તેનું સ્મરણ સુખદ અને મધુર બને છે ! સુજાતા પ્રવેશદ્વાર પર જઇને ઉભા ગુપ્તચરને અહીં તુરત જ લઈ આવ ! કોઈ નવી વિપત પૂર્વદેશ પર નથી આવી રહી ને ?

સુજાતા : જેવી આપની આજ્ઞા! આ ચાલી! અશ્વ અને ગુપ્તચર અતિ તેજ ગતિએ આવી રહ્યા છે?

ધીરાદેવી : સમજી! તેને લઈ અહીં સત્વરે આવ! મને વાતાયન પાસે ઊભવા દે! અરે, ગુપ્તચરની પાછળ પાછળ મેઘાડંબર શી ઠાઠવાળા ધૂળની આંધીમાં દીપતો રથ ચારુમિત્રાનો તો નહીં હોયને! રથની કેટલી ત્વરિત ગતિ? જાણે મેઘદૂતનું ઉડ્ડયન જોઈ લો!

સુજાતા : (પ્રવેશીને) માતા, આજ્ઞા આપો ગુપ્તચર પ્રાસાદમાં પ્રવેશી ચૂક્યો છે.

ધીરાદેવી : (આસન પર બેસી.) સુજાતા, વાતાયનમાંથી જો પેલો રથ જ આવતો દેખાય છે તે! શી ધૂળની આંધી તેણે સરજી છે આપણી પાષાણમય ભૂમિ પર!

સુજાતા : આપ આજ્ઞા આપો. ગુપ્તચર આવી ગયો.

ધીરાદેવી : તું આવી ગયો કે?

ગુપ્તચર : માતાજી, રથ અને રથમાંના સેનાપતિ આ આવે! માતા, ક્ષત્રપોનાં આ નવાં સેનાપતિ અતિ શક્તિ-શાળી ભાસે છે!

ધીરાદેવી : એને પણ અહીં જ લાવશો. સુજાતા, મારી પાટ સામે આસન ગોઠવ.

સુજાતા : જેવી માતાની આજ્ઞા.

ધીરાદેવી : મને દ્વાર પર સેનાપતિનું સ્વાગત કરવા જવા દે! અરે, મરુદેશની પુત્રીઓ પ્રાસાદમાં કેમ પ્રવેશે છે?

નારીઓ : માતાનો જય હો!

ધીરાદેવી : સુજાતા, તેમને આસન પાથરી આપી બેસાડ. માતાઓ આપનું સ્વાગત કરું છું. પધારો! અરે, પ્રાંગણમાં આવ્યો? ગુપ્તચર, મરુતને દોડાવ ને કહે કે અશ્વોને હયશાળામાં લઈ જાય, રથને કુટિરમાં!

ગુપ્તચર : જેવી માતાની આજ્ઞા! આ ચાલ્યો. ( જાય છે )

ધીરાદેવી : સેનાપતિજી, આપનું પૂર્વદેશના નૃપ વતી સ્વાગત કરું છું.

સેનાપતિ : ધીરાદેવી, મારા વંદન સ્વીકારો!

ધીરાદેવી : ( મરકીને ) સેનાપતિ, ખરો વેશ ભજવ્યો?

સેનાપતિ : આ નારીઓ કોણ છે?

ધીરાદેવી : મરુદેશની પુત્રીઓ. શુક્ષુત્સુ ક્ષત્રપના પરાક્રમની યશગાથા ગાતી સરસ્વતી-પુત્રીઓ!

સેનાપતિ : ક્ષત્રપોની યશગાથા ગાતી સરસ્વતીઓ પ્રણામ.

નારીઓ : સેનાપતિનો જય હોજો!

ધીરાદેવી : આ આસન પર વિરાજો. પથ પાષાણમય અને અને કંટકમય, ખરું ને!

સેનાપતિ : હશે!

ધીરાદેવી : મરુદેશને તમ ક્ષત્રપોએ ઉજજડ કર્યો છે. તમારી અભિલાષાઓએ આ નારીઓની આ દુર્દશા કરી છે. માતાઓ, મહાક્ષત્રપના આ સેનાપતિ!

નારીઓ : મહાક્ષત્રપનાં સેનાપતિ?

ધીરાદેવી : સેનાપતિ, બંદીઓને પટકુલ સજડવાનો આગ્રહ તમે કર્યો હતો. અહીં હું! માતાઓ, સેનાપતિ આપણામાંના છે. આપણા છે.

નારીઓ : ( સાશ્ચર્ય ) આપણામાંના છે? તો સેનાપતિજી, એક વિનંતિ છે આપે યુદ્ધની કરાલતા જોઇ છે? અંગે વિચ્છેદ! અમારા પુત્રો, પતિઓ, ભર્તાઓએ યુદ્ધમાં અંગો અને પ્રાણ ગુમાવ્યા છે. આ બધું ટાળો! સર્વ અનિષ્ટના સર્જક યુધ્ધોને ટાળો!

સેનાપતિ : મહાક્ષત્રપ હવે યુદ્ધ નથી ઈચ્છતા!

ધીરાદેવી : ખરે જ? મહાક્ષત્રપ યુધ્ધ નથી ઇચ્છતા?

સેનાનતિ : રાજરાજેશ્વર દેવાનામ પ્રિય અશોકના શિલાલેખના અધ્યયન અને અભ્યાસે મહાક્ષત્રપના ચિત્તને

[ અનુસંધાન પાનું ૩૩

## ઉશનસ્

### વાડો, મારું વન

( ૧૦ કૃતિઓનું ગુચ્છ )

**૧ વાડામાં રાત**

જયહીં ફંગોળાઈ રવિની ધીકતી ગેન્દ જળમાં
પ્રતીચીથી ઊડી ઘનતિમિરની છોળ ગગને,
પહાડી કલ્લોલે તિમિરતણું ઉદ્વેદન ધ્વને,
પછીતે વાડામાં સીકર-ઝીણી-શી રાત ખરતી;

હવે અંધારાનું નિબિડવન ડોલંત નમને:
ચલંતી છાયાની ભરતી સ્ખલતી આવતી કને,
મને ટાપુપેઠે વીંટઈ ગ્રસતી છાલક વતી;
હવે હું એકાકી તરુતલ અડાબીડ વગડે:

પ્રલંબાતી ડાળો અજગર થઈ ઝૂકતી શિરે,
મને તાકે જાણે તિમિરતણી જાગે ચખ ભૂખી,
વીંટાતી સર્પોની લીસી લસરતી શીતલગતિ,
તૃણે છાયા પાદો ઉપર ચઢતી વેલ વિષની;

હું આખો ને આખો ભીતરથકી કોરાઈ ખરતો!
કીડીના રોમાંચે ઝણઝણું રૂંરૂં, કોઈ દર શો!

**૨ સ્મશાનભાન : નજર**

વધે છે છાયાઓ, નયનમહીં અંધાર ઘુઘવે,
ઊડે છે આંખોને વિવર ચીબરીઓ ફડફડ,
ઊડે ચામાચેણાં, છતરીત્વચવાગોળ, ઘુવડ,
વીંઝાતો વાયુમાં તિમિરવડલો ભૈરવ રવે.

હવે જ્યાં છેલ્લું યે રવિકિરણનું સભ્ય ચીંથરું
હરાતું પૃથ્વીના શરીરથકી કે એબ ઊઘડે,
ફૂટે છે વંદાની મૂછ નયનમાં, ચાટતી જતી
ઝીણા જંતુઓને અડકી અડકી, સૂગ ન ચડે;

સ્મશાનોમાં અડ્ડો, ઢીંચતી તમનો આસન હવે
અઘોરી ટોળીમાં શિરકતકરી ખોપરી ભરી,
ભૂતો ભેળી નાચે હુલુધ્વનિ કરી નિર્વસન થૈ,
સવારે દાટેલાં શિશુની કબરો ને સુંઘીસૂંઘી

શિયાળો શી ખોદે ભીનીભીની મટોડી નખ વડે,
ચુંટાવી લેવાને કવલ કૂમળો લાલ દદડે!

## ૩ કીડીઓ વિશે

અહો, વાડો મારો કીડીકીડી, તળે ઉપર કીડી!
કીડીઆળું ક્યારામહીં ઊભરતું, ખદ્‌ખદ થતા
ઉકાળા શું રાતું-કરબુરું; દરે ટોયું જળ, તે
હવે આ ફૂટેલાં કીડી-કણુસલાં! છોડ ય કીડી!

ફૂટેલી કૂંખો ને પરણુ પરણો, કુંપળ કીડી!
ધરા-રોમાંચો તે તૃણ જ, તૃણરોમાંચ કીડીના.
મને બે આશ્ચર્યો અવધિહીન: આ ઘાસમયતા
અને તેની ટોચો ઉપર કીડીઓના મુખમહીં
ધજા જેવાં સોહે ધવલકણ! આશ્ચર્યમયતા!

કીડીને સોંપો તો ધરતીમણકો પાર વીંધી દે,
પછી સ્હેજે પ્રોવી તૃણની પતલી તાર શી ટીશી,
કીડીઓ કોરે તો કણકણ વીણી લો ધરતીના!
કીડીઓ સ્પર્શે જો ક્ષિતિજ, ચઢી જાયે ઊભરઇ
કણો પે તારાના ગળચટ, અને ચટ્ટ કરી દે.

## ૪-વાડાના છોડ

છો હો, તમે ય મુજ પુત્ર, અપત્ય, વત્સ;
વસ્તાર મુજ; ઊછરે ઘટમધ્ય એક
ને આ તમે ઘરની ચાર દીવાર બ્હાર;
તેથી તમે કંઇ નથી મન દ્વાર બ્હાર;
ના માહરી નજર બ્હાર, વિચાર બ્હાર;

ના ઊછરે ભીતર તેથી જરા ઉપેક્ષિત
અળખામણાં ન, મુજ આંતરડું તમે તો—
મેં સૌ ઋતુ દિવસ-સાંજુક ક્યારીઓમાં
ટોયું હતું જલ, ન દૂધથી ઓછી પ્રીતિએ,
મેં જીર્ણપર્ણ ઝીલી કાળજીથી વીણ્યાં હતાં
જે કાળજીથી જનની વીણી લે જૂઓ લિખો
પ્રત્યેક કેશ જૂજવો કરી ડિંભ કેરો

રાત્રે હું દ્વાર કરું બંધ; હું આવું જાઉં,
અર્ધોર્ધ અંધાર ત્યમ માંહીં કપાઈ જાઉં.

## ૫ જીર્ણાક્ષર ક્ષણ

હું બેઠો બેઠો ઘાં અનુભવી રહું કો વિસર્જન:
ખરે પર્ણો જેવા અવયવ છૂટા વૃન્તથી થઇ,
ખરે કેશો, નાસા, શ્રવણ-દગ-બાહુ વડવઈ,
હવે હું જાણું કે શિશિર-થડ બોડું અપરણ!

ખરે પંખી ટહુકા ઊખડી ખરતી પોપડી કંઈ
ખરે પેસાણોથી ઊધઈ, કીડીયાળું ક્ષણક્ષણ,

હવે ધીમેધીમે વિવરથકી અંધાર ખરતો
અને મારો જૂનો અરૂપમહીં આકાર ગળતો.
ખરી જાતા શબ્દો જરણ, ઊખડી વર્ણ ખરતા,
જૂના છંદે સૂક્ષ્મઃ ઊકલી જ જતા આ શિખરણી,
ખરે મંદાક્રાન્તા, ખરતી હરિણીની કણીકણી,
ગૂંથેલાં સોનેટો — ગીતલયલટો — ઊકલી જતા;

અરૂપે કાઢે નો રૂપની ટીશી કોઇ કિસલય,
મૂગા વાણીપિંડે ફૂટફૂટ થતો નૂતન લય.

## ૬ વાડામાં થોડાક સ્કેચીઝ

### ૧ ગોટલો

ઉશેટી દીધેલે ગોટલે
ઊગી છે ગોકુળ ગાય,
ગોકુળગાયને
બકરાના કાન !
મોટા લબડી પડેલા લાલચોળ !

### ૨ ચચૂકો

આમલીનો ચચૂકો કો ખૂણે
ઊગી થયો છે ટચૂકડો
એક તાડ !
કીડીઓને વિરમવા
આધવચ અર્ધે તાડે
લો, થાળું !

### ૩ કેળ ને દૂધી

કેળની કુંજે
સંતત કુંજર ડોલે.
મગતરું ઉડાડવા
હાલે એના કાન,
દૂધીને વેલે
ઊગિયા હાથીદાંત !
ને કેળને ફૂટયા હોત તો—

## ૭ વાડામાં વર્ષા-૧

અમારે વાડે
ચોમાસું આખુંને આખું
ઝીલી લીધું છે ઝાડે !
બીજે બધે બંધ હેલી

ને
ઉઘાડ.
અમારે વાડે
હજી ટપ, ટપ, ટપ ચાલુ
અમારે બબ્બે હેલી,
આડની નીચે
ઠીક છે કે છે છત્રી :
બિલ્લીના ટોપ !
નહીં તો ગોકુલગાયો બાપડી
ક્યાં જઇ ઝીલત આવો
ઇન્દ્રનો કોપ ?

## ૮ વાડામાં વર્ષા-૨

ઊભું ઊભું વન પલળતું,
ઊભાં ઊભાં તરુ દદડતાં,
ઊભી ઊભી પલળતી હવા
ચોપગા ઢોર જેવી,

ઊભું ઊભું પલળતું મૂગી
ટેકરીઓનું ઊન,
ઊભું ઊભું મન પલળતું
નીતર્યે જાય કાય,
ઠંડી કેરું લખલખું ઝીણું,
અસ્તિત્વ કૈં હીકળાય.

## ૯ શક્તિની ટીશી

મળી ગયા તે વૃક્ષતણું આધારે
વલ્લરી પ્હોંચી તો ગઇ ટોચે !
હવે નહીં થડિયું કે નહીં ડાળ
હવે ક્યાં પ્હોંચે ?

અધ્ધર અંતરિયાળ
ટોચના ઉપર તરવર તરવર...

ધરતીના પેટાળમહીં પોઢેલું બીજ
વીંધીને વલ્લીની કલ્લીની
વાંકી ચૂંકી ગલ્લીમાં થઈ
ધસમસ વ્હેતી ગતિ,
ધરતી કેરા ભાથામાંથી
છૂટી ગયું છે તીર ક્યારનું સનનન...
દિગ્જય કરવા નીકળેલા તે
રાજસૂય યજ્ઞે આવે અશ્વ
ઝાડતણી ટોચે પ્હોંચીને
થઇ ગયો છે ઝાડ !
આગળના બે પગ તો
જાણે અધ્ધર
અંતરિયાળ
તરવર—તરવર...
કયહીં ઠેરવવા ? કયહીં ટેકવવા ?
ક્યાં છે ઠોસ જમીન ?
ફાટું ફાટું નાક, ને હણહણ,
લગામથી ખેંચાઇ ઝકાંફાડ ફીણ ફીણ;
વીર્યતણો શો અંકાયો છે
વાંકો ડોકે છાક !
" જીવનના જયનો હું અશ્વ !
હું વિરાટ વામન બ્રાહ્મણકેરું
અણમુકાયલું ત્રીજું પગલું,
ઊંચકાયેલું અદ્ધર અંતરિયાળ...
ક્યાં પગ મૂકું ?
કોને ચગદું ?
ઉગામિયો છે ભાલો હાથે—

નારીઓ : વિસ્મય, તમે જ સેનાપતિ હતાં, દેવી ?

ધીરાદેવી : માતાઓ, આશીર્વાદ આપો, કે ચારુમિત્રા જગત શાંતિ માટે....જ શેષજીવન વીતાવે !

નારીઓ : અમારા આશીર્વાદ છે મા, હવે, અમે વિદાય લઇએ આજ્ઞા આપો !

ધીરાદેવી : પધારજો ચારુમિત્રા.....

ચારુમિત્રા : આજ્ઞા આપો !

સુજાતા . માતા, શાતકર્ણી પુલુમાયી વધારે છે.

ધીરાદેવી : ચારુમિત્રા, કેટલી શાંતિ તમારા આગમને થઇ ?

ચારુમિત્રા દેવી, આપ પણ એ પ્રેરણાનાં.... દાતા છો !

ધીરાદેવી : શ્રીકૃષ્ણની જ ઇચ્છા ! પધારો, શાતકર્ણી પુલુમાયી, આજે પુણ્ય-પવિત્ર દિને.....તમે આ.....?

પુલુમાયી : વંદન કરું છુ !

ધીરાદેવી : શાતકર્ણીનો પરિચય છે તમને ?

ચારુમિત્રા : તેમનો નામોલ્લેખ મહાક્ષત્રપના મુખે કોઇવાર થાય છે ખરો. માતામુખે પણ !

ધીરાદેવી . પુલુમાયી, મહાક્ષત્રપ રુદ્રદામનનાં રાજકુમારી ચારુમિત્રા દેવીને..

પુલુમાયી : રાજકુમારી નમસ્તે !

ચારુમિત્રા : નમસ્તે !

ધીરાદેવી : આપનુ આ મિલન શાશ્વત રહો !

પુલુમાયી શાશ્વત ?

ધીરાદેવી : તમે બન્ને એક નિર્ણય લેશા તો બન્ને રાજકુળો .....કેટલા શકિતશાળી બનશે ? તો સારા ય ભારતવર્ષમા શાંતિદૂતો વિચરતા થશે:

ચારુમિત્રા · ( લજ્જિત વદને ) શકય ખરું ?

ધીરાદેવી : તો તો લગ્નમંડપ શ્રીકૃષ્ણના આગણમા મંડાશે.

( પડદો. )

પ્રહસન

દુનિયા સમજાશે નહિ.
શસ્ત્ર ધરો,
પહેરો કવચ:
સાવધ...
હવે સુણાય મારો બોલ ?
ઠીક...
સમજાશે નહિ દુનિયા.

અનુ: બાબુભાઈ વૈદ્ય

Mark Van Doren ના'Comedy' કાવ્ય પરથી.



# સોનાની શોધમાં

## ૧ સમાચાર

ગાયની કાંધમાં ન્હોર ખૂંપાવી બેઠેલો સિંહ
અચાનક પથ્થરનો થઈ જતાં
હજી યે લોહીમાંસની રહેલી તે ગાયે
અસહ્ય ભયાનક ચિત્કાર કર્યો.

તે પહાણોમાં ભૂખ્યું તરસ્યું સોનું
ખાણોની ખાણો ભરીને દટાયલું છે—એવી અફવા
ગરીબ થઈ જવા આવેલા શહેરોમાં
હવાતિયાં મારતી ભડક વેશ્યા જેમ
મહોલ્લે મહોલ્લે ફરી વળી.

મેં
પણ્યાંગનાને ત્યજી
શક્યતાઓના સીમાડેથી પેલી તરફ મુસાફરી માંડી.

## ૨ સફર

પાંચ નોખારનાં કંકાલ
લાકડાના ઢીમચાં જેવા
એ પથરાળ ઉજ્જડ વગડામાં નિશ્ચલ.

વીસ નાળ ચળકે અક્કડ ઊંચા પગોને છેડે
ચૌદશના વીસ ચંદ્ર જેવી
ભિક્ષુકોનું ટોળું થઈ
એમનાં ભોંયે પડયાં પેંગડાંમાં પગ ઘાલી ક્યારનું યે બેઠું
અમાસનું વ્યંડળ આકાશ.

ખીજવાઈને મેં
ખરીઓ પર મૂઠા ધૂળ ભભરાવી,
ખગ્રાસ ગ્રહણો સર્જ્યાં.

પછી
ફેલાઈ જતું બેડોળ અંધારું બની
જાણીતા અશ્વો વિના જ
વાડ, વોંકળા, આયુષ્યો ઓળંગ્યાં.

આમ
રાતોરાત મેં ગાઉના ગાઉ કાપી નાખ્યા.

## ૩ ખોદકામ

સ્લેટમાં માસ્તરના એકડા પર ઢગલે ઢગલા વળેલા
મારા બધા યે શંકુ એકડા
આજે આમ મારું બેધ્યાન મન
એક પરથી એક અમથા જ વિચારોના
સૂન શિખર પર ચડી જતાં
તોછડા થઇ ઊછળ્યા.
તળેથી નીકળી આવેલો મૂળ અંક પછી મેં ભૂંસી નાખ્યો,
અને તે ભૂખરી, ભીની સપાટીમાં ખોદકામ શરૂ કર્યું.

ચાર મહિનાની ઉમ્મરે,
આકાશભરી ઝૂલતી માની છાતીને જોવા ઊગ્યા હતા,
મારા ને હોઠ વડે
એકાદ મારો જ શબ્દ બોલવા હું ક્યારનો મથું છું આજે.
હવે હું ભોંયના કયા તળિયે પહોંચ્યો હોઈશ ?

## ૪ સર્પરાજ્ય

કોણે કલ્પ્યું'તું
કે ચળકચળક સોનું ચકળવકળ સાપ થઈ સળવળતું હશે
પાતાળમાં ?
આ ભેદી ભોંયની ભીનાશ પગના તળિયાને અડકતાં
સહસા
કરોડરજ્જુ ગણી વરસો સુધી જેને પીડમાં જાળવી રાખી હતી

તે રેખા
મણિધરનો વેગીલો ફૂંફાડો મારી,
ફેણ ચડાવી,
ઊભી થઈ ગઈ, ઊર્ધ્વમૂલ.

તો
મારા નખ ચળક્યા.
સમુદ્રતલ પર ખિડાયેલી શુક્તિ અંદરનાં રત્ન ખની.
ફરકી મારી શિખા
સૂર્યની ટહાર તર્જનીથી યે દશાંગુલ દૂર ઝળહળતો
પ્રગાઢ અંધકાર ખનીને.

સર્પકન્યા મારા પર મોહી પડી.

૫ ઘા

ત્યાં જ ઘા પડતાં મારી તીકમનો
સિંહની યાળ જેવી પથરાળ પથરાઇ પડેલી
તે પાતાળી ટેકરીઓની ગડીઓ
વેરવિખેર થઇ ગઇ ને ભભુકી
ધધકતા ગંધ(ક)ના ફુવારા વચ્ચેથી કરાળ યાળ ફંગોળતી,
સિંહત્રાડતી,
નર્યા લાલચોળ સોનાની ઊની ઊની ધાર.

ખળી ઊઠી ઝાડીઓ, ખળ્યાં બેડોળ નગરો, ડૂબ્યા કારમા પૂરમાં
સદીઓ સડયાં શબોના ઢગલે રચાયલા
ધીમા પરવાળાનાં ટાપુ.

પછી મેં જ
ઊંડી ખાણ્યું ફરીફરી વારંવાર
ભરપૂર ભરી દીધી ઊના સશબ્દ સોનાથી.

०

## મકરન્દ દવે

### પ્રશ્નનાં ઝાડ

આ બધું શું ? નર્યાં પ્રશ્નનાં ઝાડ ઊગ્યાં કરે,
જિન્દગી, ક્યાંય તું ફળ જવાબી ધરે ?
વાયુમાં ઓગળે વસ્તુ તે ચગળતાં
ચાલતા જોઉં ઓળા અને
આભના કૈંક ટુકડા કરી કાંધ પર આભને
ભાર માની ઉપાડી જતા,
રાતદિન ઝૂઝતા, રઝળતા, લથડતા
જોઉં આકાર, ને આ વહેતી હવાને ઉરે
ખૂંચતી તીક્ષ્ણ ખીલી બનીને હવા, ભીતરે
વ્યર્થ સણકા લગાતાર ઊઠ્યા કરે
જિન્દગી, આ બધું રોજ ઊંડે સહું
ને મનોમન કહું:
શી ખબર ?

ક્યાંક પણ ધૈર્યની નિરવધિ ધાર પર,
શૂન્યના કોઇ એકાગ્ર બિંદુ પરે, અવનવાં
મધુર ફળથી હશે ઝૂમતાં પીડનાં ઝાડવાં.

### ડોર ઉજાગર

આવડા મોટા સાવ ઉઘાડા આભની નીચે
નાની એવી ફૂંકની ચાદર બસ છે, બેલી !

ધરતીના આ પાથરણા પે
છેલ્લાંવેલ્લાં કિરણો વીણી આથમી જતો
બંધ ભિખારી જેમ આ સૂરજ ધ્રૂજતાં અંગે,
સંગે સંગે

માગે ત્યારે હાથમાં ભીડી હાથ ચેતાવી
કાળજાં કેરી કોર ઉજાગર બસ છે, બેલી!

વગડો ખાવા ધાય ને માથે
વાયરે ચડી હૂહૂ કરતી લાખ બૂતાવળ
ચારે કોરથી ઘેરતી આવે, સાથમાં ત્યારે
એક ઇશારે
હાસમાં વેર્યો બોલ બરાબર બસ છે, બેલી!

ચાવડા મોટા આભઉઘાડા કાળની નીચે
નાની એવી નેહની ચાદર બસ છે, બેલી!

## 'શિલ્પિન્' લલિત થાનકી

### તિરાડો

ખરે કાંગરા શબ્દના શીર્ણ થઇને,
લિપી મૌનની કોતરે છે તિરાડો.

કિનારો થશે ભગ્ન અવશેષ નિશ્ચિત,
સજળ રેતમાં નાંગરે છે તિરાડો!

વિરલ સ્પર્શનાં શિલ્પ! તૂટો હવે સૌ,
જુઓ; ટેરવે વિસ્તરે છે તિરાડો!

હટાવો વિભીષણ શિલાઓ ક્ષણોની,
સમયની તરલ નીતરે છે તિરાડો!

અધૂરપ હશે સ્વપ્નસંવેદનામાં –
સઘન સૂર્ય પર પાંગરે છે તિરાડો!

## પણે – આંહીં

ભરિયા બપ્પોરનાં આંજે પણે તેજ
ને આંહીં શીળી છાંય માંહી
પાંપણ તોળાય કાંઈ ઘેરું ઘેરું ઘેન
હાય ! ઉઘાડાં કેમ રિયે નેણ ?

ધખધખતા આળઝાળ કે'ણે ચેતાવ્યાં પણે
તીખાં કૈં તડકાનાં તાપણાં ?
પાંદના ઘટાટોપ ચંદરવે ટાંકયા આંહીં
ઝીણાં ઝબૂકિયાં તે આભનાં ?
રાતો ને રજેભર્યો ઘોરે પણે દા'ડો
ને આંહીં ઝૂકી ડાળ્ય માંહી
હળવે હિંચોળી રહી રઢિયાળી રેણ !
હાય ! ઉઘાડાં કેમ રિયે નેણ ?

જગમની આદિ અચેતના શો એક પણે
છાયો અલસનો આથો
એષણાની આછી આછી ઓકળી સમા રે આંહીં
લીલો સંચાર કશો થાતો.
ભારેખમ્મ પથરાઇ પડયો પણે સોપો
ને આંહી ઊંચા વાંસ માંહી
વ્હાલભરી કયારની રે વાય મીઠી વેણ !
હાય ઉઘાડાં કેમ રિયે નેણ ?

## યોસેફ મૅકવાન

### ક્ષણે ક્ષણે

ક્ષણે ક્ષણે પાનખર જેવું
લાગે છે આ વસંતનું આક્રમણ !
અવાજોમાં ટટળતી શાંતિ – સુખની તો માત્ર ભ્રાંતિ.
વ્હીસલોની ચિચિયારી
સપનાંની ગુફાઓમાં ફફડતી પ્રતિધ્વનિ પાડે !
રોજનું સવાર — નજરને એનો લાગે ભાર
વિટંબણાના કરોળિયા ચૂસ્યા કરે,
પરિસ્થિતિ આનંદને ભૂસ્યા કરે;
સાંજ પડ્યે થાય –
સાગર જ્યાં લીલો લીલો પ્રગટ્યો ના હોય
ત્યાં જઇ બેસું ઘડી વાર
આકાશની નીલિમામાં
આંખનાં આ પંખીને હું મૂકી દઉં છૂટાં !
સોનલ-સૌમ્ય તડકામાં
પવનની સંગ ઘડી તરંગ બનીને લહેરાઉં
બીજે કયાં જાઉં ?
થિયેટરો, રેસ્ટોરાં કે હોટેલોમાં
ક્ષણે ક્ષણે છિણાતી જ્યાં શાંતિ
( – ને સુખની તો માત્ર ભ્રાંતિ )
ત્યાં ય હવે ચરણથી નવ રે ચલાય
આજ હવે થાય
અવકાશે ઊડવાને
બે નાજુક પાંખ ફૂટી જાય...!

*

## ઘનશ્યામ ઠક્કર

### એને વિજોગ

પાલવડે દડદડતી યાદ એની, સૈયર ! ઓશીકે સીંચાતાં શમણાં;
ઊગમણા આવે તો પગલાં પૂજું ને હિયે ચાંપું જો આવે આથમણા.

એને વિજોગ દન ભડકે બળે
ને રાત થોરિયાની વાટચોમાં જાગતી;
ટીમણટાણે તો ખળે ડાંગર ઝુડાય
એમ હૈયા પર ઝાપોટચો વાગતી.
મારે તો પૂરવાના આળ હવે સૈયર ! છોને દે ભેંસ દૂધ બમણાં.

વેઠી વૈશાખ મેં તો જળ રે સીંચ્યાં
ને પેલાં વરસ્યાં વાદળ મારાં થાય ના;
કેવે તે ઘોડલે દયા છે અસવાર એ
કે નજરુંના ઢાળ આ ચડાય ના !
ધગધગતી ધરતી એ ઠારે યે કોણ, જેની ઉપરથી વ્હે જાતાં ઝરણાં !

અંધારા સૂરજને જોવાને કાજ
મારે ઓલવવા આંખ્યુના દીવા ?
એને પામ્યાના મારા
છલછલતા કળશ્યેથી કોરા તે ઘૂંટડા પીવા !
ખોળિયાનો ખાલીપો વેંઢારું ક્યાં લગ કે અંતરનાં થૈ ગયાં ઊંડમણાં?

# ઓથે

હજી કૈં યાદની લાશો સડે છે વિસ્મરણઓથે,
ઘવાએલાં સપન જ્યાં તરફડે છે જાગરણઓથે.

હવે અંધારઓથે તેજના સ્વપ્નો રચી લઉં છું,
પહેલાં વારતા અંધારની લખતો કિરણઓથે,

જુઓ, રસ્તા બધા હાંફી ગયા મારા પ્રવાસોથી,
રહી બાકી મજલ કાઢું હવે તેથી ચરણઓથે.

પહેલાં ચોતરફ કાજળની દીવાલો ચણી લે છે,
પછીથી જાય છે ફાનસપ્રકાશો ખુદના પણ ઓથે,

નવું કૈં પામવાના લોભમાં જે છેદતો ચાલ્યો,
નવાં બસ આવરણ પામ્યો, પુરાણાં આવરણઓથે,

ફરીથી જન્મ લેવાની મને શિક્ષા મળી તેથી,
રચ્યું'તું જિંદગીનું કાવ્ય મેં બેસી મરણઓથે.

## વીરુ પુરોહિત

### કોણ......?

ખેતરે ઊગ્યા મોલની વચ્ચે અટવાયેલું આભ
લીલુંછમ સાંજની વેળા હસતું રહે.
વાડ કાંટાળી ઠેકતો સૂરજ ગરમાળાના ગામમાં જતાં
ચાસતું પાણી ચસતું રહે

કેડીયું મુઠ્ઠી બંધ કરીને દોડતી ઝાંપે જઈને કરે
વગડાની રણઝણતી વાતું,
કોણ સવારે સીમમાં જતી ગાયની નાની ઘૂઘરીમાંથી
સાવ જુદા રવ કરતું જાતું ?
ક્યાં સુધી કલબલતું કિરણ વનમાં આડેધડ ફરે ને
પાંદડે ધુમ્મસ વસતું રહે ?

ભરબપોરે આંબલી હેઠે ખેતરો આડે પડખે પડી
હાંફતી ટેકરીયુંને જોતાં,
કો'ક દી મૂંગાં ઝાડવાં પાસે જઈ ને જૂની આપવીતીની
વાત કરીને ધ્રુસકે રોતાં,
કોણ અચાનક હીબકાં ભરી હરિયાળીનાં તૃણ બધાંને
દૈ હેયાળી લસતું રહે ?

# કિલ્લો

યુગોથી આ ઉજ્જડ વનમાં જૂના કૈંક સ્મરણને
રાખીને ખોબામાં ઊભો હું તો એક પુરાતન કિલ્લો.
મારા અંગઅંગમાં રાનરાન ને પાન થયેલા દિવસોના
જે હજી પડ્યાં પથ્થર છે તેની માથે પીળાં આવળનાં
ફૂલ ઊગે. બૂરજ મનમાં ને મનમાં મૂંઝાતો બબડે,

'ખિસકોલીની અવરજવરની
ક્ષણસરખું એકાંત
કહો હું વ્હોરું ક્યાં લગ ?
ક્યાં લગ મારી છાતીમાં ઠોકેલા ખીલ્લે
બળી રહેલાં લખચોરાસી દીવાઓની
હું સંકોરું શગ ?
કહો સમયનાં ઊંટ ! તમારાં સાચવીએ
એંધાણ પગોનાં ક્યાં લગ ?'

°

# રવીન્દ્રનાથ ઠાકુર

## બલાકા ૭-તાજમહલ

આ મર્મ તેં જાણી લીધ, ભારતઈશ્વર શા'જહાન
કાલસ્રોતે વહી જાય જીવન યૌવન ધન માન.
માત્ર તવ અંતરવેદના
ચિરંતન બને, એ જ હતી તારી, સમ્રાટ, સાધના.
રાજશક્તિ વજ્ર શી કઠિન
સંધ્યારક્તરાગ સમી તંદ્રાતલે ભલે થાય લીન.
કેવલ એક દીર્ઘ નિશ્વાસ
નિરંતર ઝરી કરુણાસભર કરી રે' આકાશ
એ જ તવ અંતરની આશ.
હીરા મોતી માણિકની ઘટા
શૂન્ય દિગંતની જાણે ઇન્દ્રજાલ – ઇન્દ્રધનુછટા:
એ સહુ જાય ભલે
માત્ર રહે
એક બિંદુ નયનનું જલ
કાલના કપોલ પર શુભ્ર સમુજ્જ્વલ
આ તાજમહલ.

હાય રે આ માનવહૃદય
વળી વળી પૂંઠે ફરી
નજર ઢાળવા ચહે પ્રિયજન ભણી.
ક્યાંય તે સમય નહીં નહીં
જીવનના ધસતે પ્રવાહે જાય વહી.
ભુવનને ઘાટે ઘાટે
એક હાટથી ઉપાડી ભાર ખાલી કરે જઇ અન્ય કોઇ હાટે.
મલયવાયુને મંત્રગુંજરણે
તવ કુંજવને

વસંતની માધવી·મંજરી
'જે ક્ષણે રહે છે ભરી
વનશ્રીનું ચંચલ અંચલ
વિદાયગોધૂલિ આવી ધૂળભેળાં કરે છિન્ન દલ.
સમય છે નહીં;
અહીં આ શિશિરરાત્રી મહીં
કુંદ કુસુમને સાજ સોહાય નિકુંજ
હેમંતનો જેથી અલંકૃત બને સજલ આનંદ.

હાય રે હૃદય
તવ ઉપચય
દિનાન્તે નિશાન્તે અહીં પથપ્રાન્તે મેલી
અંતે જવું રિક્તકર.
નહીં નહીં, નહીં રે સમય.
હે સમ્રાટ, એથી તવ શંકિત હૃદય
જોઇ રહ્યું કરવાને કાલના હૃદયનું હરણ
સૌન્દર્યને સંમોહન.
કેવી આ સુંદર માળા ધરી એને કંઠ
કીધ તેં વરણ
રૂપહીન મરણનું મૃત્યુહીન અપરૂપ સાજે!

વિલાપને અવકાશ
રહે નહીં બારે માસ.
એથી તવ અશાંત ક્રંદને
ચિર મૌનજાળ મહીં બાંધી લીધ કઠિન બંધને.
કૌમુદીઉજ્જ્વલ રાત્રે નિભૃત મંદિરે
પ્રેયસીને

જે નામે પુકારે ધીરે ધીરે
એ જ આછા હોઠહલ્યો ટહુકાર મેલી ગયો અહીંયાં, ને
અનંતને કાને.
પ્રેમની કરુણ કોમલતા
સૌન્દર્યના પુષ્પપુંજે પાંગરી છે

## પ્રશાંત પાષાણે.

હે સમ્રાટ કવિ !
આ જ તવ હૃદયની છવિ
આ છે તવ નવ મેઘદૂત
અપૂર્વ અદ્‌ભુત
છંદે ગાને
અલક્ષ્યની મેર જાય છે અનુસંધાન
જયહીં તવ પ્રિયા વિરહિણી રહે એકાકિની
પ્રભાતના અરુણ આભાસે
ક્લાન્ત સંધ્યા દિગંતના કરુણ નિશ્વાસે
પૂર્ણિમાએ દેહહીન ચમેલીના લાવણ્યવિલાસે.
વાણીને અતીત તીરે
કંગાળ નયન જયહીં
દ્વાર લગી જઈ વળી વળી પાછાં ફરે
તવ સૌન્દર્યનો દૂત યુગયુગ થકી
અવગણી કાલનો પ્રહરી
જાય ચાલી વાક્યહીન એક વાત લઇ
ભૂલું નહિ, ભૂલું નહિ, ભૂલું નહિ
પ્રિયા ! ભૂલું નહિ.
તમે તો છો નહીં આજ, મહારાજ
રાજ્ય તવ સ્વપ્ન સમ ગયું છૂટી
સિંહાસન ગયું તૂટી:
તવ સૈન્યદલ જેમની કૂચ કદમે
ધરણી કંપિત તલમલ
એમની એ સ્મૃતિ આજ
વાયરે સચર ઊડી જાય દિલ્હીના માર્ગની ધૂલિ પર
બંદીઓ ગાયન ગાન
જમુનાત્તરંગકલ્લોલની સંગ
નોબતની ભળે નહિ તાન
તવ સૂરસુંદરીના નૂપુરસિંજાર ભગ્ન પ્રાસાદને ખૂણે
લુપ્ત અવ ઝિલ્લીસ્વને

વિલપંત રાત્રીને ગગન
તો પણ આ દૂત તવ અમલિન
શાંતિ ક્લાંતિહીન
તુચ્છ કરી, ભાંગ્યું, ખંડ્યું રાજ્ય
તુચ્છ કરી જીવનમૃત્યુના ઉત્થાન પતન
યુગ યુગથી એક સ્વરે ચિરવિરહીની વાત
કહ્યા કરે છે
ભૂલું નહિ, ભૂલું નહિ, ભૂલું નહિ, પ્રિય.

મિથ્યા એવી વાત—
કોણ કહે કે ભૂલો નહિ?
કોણ કહે કે સ્મૃતિનાં પિંજરદ્વાર ખોલો નહિ?
અતીતનો ચિર અસ્ત અંધકાર
આજ પણ તારા હૃદયને બાંધી રાખે છે?
વિસ્મૃતિના મુક્તિપથે હજી પણ તે બહાર નીકળ્યું નથી?
સમાધિ મંદિર એક જ સ્થળે સદૈવ રહે સ્થિર
ધરાની ધૂળ ઉપર રહી સ્મરણના આવરણથી
યત્નપૂર્વક મરણને ઢાંકી રાખે છે.
જીવનને કોણ જાળવી શકે છે?
આકાશનો પ્રત્યેક તારો તને સાદ કરે છે.
લોકેલોકમાંથી
પૂર્વાચલના નિત્ય નવીન પ્રકાશ દ્વારા
તેનું નિમંત્રણ આવે છે.
સ્મરણનું બંધન વિછોડી
એ તો મુક્ત થઇ વિશ્વમાર્ગે ચાલ્યું જાય છે.

મહારાજ!
કોઈ પણ મહારાજ્ય ક્યારે ય તે તમને જકડી રાખી શકે નહિ.
સમુદ્રસ્તનિત પૃથ્વી
હે વિરાટ!
તમને તૃપ્ત કરી શકશે નહિ,

એટલે જ તો આ ધરાને જીવનના ઉત્સવને અંતે
માટીના પાત્રની માફક
એ ય પગથી ઠેલી ચાલી જાઓ છો.
તમારી કીર્તિ કરતાં તો તમે મહાન છો
એટલે તો જીવનનો રથ
તમારી કીર્તિને વારંવાર પાછળ છોડી જાય છે.
એથી તો તમારાં ચિહ્ન અહીં છે –
તમે નથી.

જે પ્રેમ આગળ ચાલવું, ચલાવવું જાણતો નથી
જે પ્રેમ માર્ગની મધ્યે પોતાનું સિંહાસન
બિછાવીને પડયો છે
તેના વિલાસની મોટી વાતો
રસ્તાની ધૂળની માફક પગે વળગી રહે છે.
એને તમે ધૂળમાં જ ખંખેરી નાખો છો
આ બધી પાછળની ચરણધૂલિ પર
તમારા ચિત્તમાંથી વાયુના ઝપાટે
એકાએક કયારેક જીવનની માળામાંથી
એક બીજ ખરી પડ્યું.
તમે તો દૂર ચાલ્યા ગયા છો
પણ આ બીજ આકાશની ભણી અંકુરથી ફૂટી નીકળ્યું છે.
સુગભીર ગાનથી એ કહે છે
દૂર દૂર નજર નાખું છું પણ
નથી નથી એ પથિક હવે નથી
એની પ્રિયાએ એને રાખ્યો નથી
એના રાજ્યે પદચ્યુત કર્યો છે
સમુદ્ર અને પર્વતે તેને રોકી રાખ્યો નથી
આજે તેનો રથ રાત્રીના આહ્વાને
નક્ષત્રના ગાને જાય છે પ્રભાતના સિંહદ્વાર ભણી
એથી તો સ્મૃતિના ભારથી અમે અહીં પડી રહ્યા છીએ
અને ભારમુકત એ
અહીં નથી.

શાહજહાં, તને ખબર હતી કે જીવનયૌવન ધનમાન બધું મિથ્યા છે, કાલના સ્રોતમાં બધું ય તણાઇ જાય છે. આથી જ તને લાગતું હતું કે હૃદયનો પ્રેમ એ જ સત્ય છે. અને એથી પ્રેમની વેદના, પણ. આ અંતરની વેદનાને જ તું ચિરસ્થાયી રાખવા ઇચ્છતો હતો. શક્તિની ઉપેક્ષા કરીને પ્રેમને જ કાલજયી બનાવવા ચાહતો હતો. જો શકિતને ચિરસ્થાયી કરવા ધાર્યું હોત તો તેનાં પણ ઘણાં ક્ષેત્ર, ઘણા ઉપાય હતાં. પરંતુ શકિત કરતાં પ્રેમને જ તેં ચિરંતન અને મહાન જાણ્યો છે. તારી રાજશકિતને ( લોકમાં ) પ્રજામાં ગમે એટલી વજ્રકઠિન કરે તો પણ તે સંધ્યાકાલની વર્ણચ્છટા જેટલી અવાસ્તવ છે તે તેં પ્રમાણ્યું હતું. તારો રાજ્યપ્રભાવ કાલના સ્રોતમાં ભલે વહી જતો, પરંતુ તારો મૃત્યુહીન પ્રેમવેદનાનો દીર્ઘશ્વાસ જે દ્વારા મૂર્તિમાન થઈ રહે એની જ તારે મન હતી વ્યાકુલ કામના.

મણિમાણિકનો પુંજ તો જાણે રિક્તહસ્ત જાદુગરની માયા. આ બધી રાજશકિતની માયા જો લુપ્ત થઇ જાય તો ભલે, માત્ર આ એક તાજમહાલ કાલના કપોલ પર એક બિંદુ આંસુ બની ચિરકાલ ઝળહળી રહો, એ કંઇ માયા નથી, તેનાં મૂળમાં રહ્યો છે પ્રેમ.

કાલના વહેણની સામે જવામાં નિરુપાય આપણે અવશ્ય અવરોધ પામીએ છીએ. પ્રેમ પ્રિયજનની દિશામાં જવા ચાહે છે, પણ એને માટે અવકાશ કયાં છે ? જીવનના ખરસ્રોતે આપણે માત્ર એક ઘાટથી બીજે ઘાટ દોડાદોડી કરી જઇએ છીએ. એક સ્થળથી નાવમાં ભાર ભરીને અન્ય સ્થળે ખાલી કરી દેવો પડે છે. મિલનની સાથે સાથે જ વિદાય આવી ઊભી રહે છે. વસંતઋતુની માધવી આવી ન આવી ત્યાં તો એનો સમય પૂરો થઇ જાય છે. માધવી જાય તો જાય, એ આવી ગઈ તો ભલે. હવે કુન્દપુષ્પને હેમન્તના તુષારના આનંદના સાજ સજાવતો ય છે. અરે, આટલાથી શીખ મળી નહિ ? વળી નવી જ સૌન્દર્યનાં અર્ધ્યપાત્ર સજવાનાં ? વળી નવું જ આયોજન.

હૃદયને અનુલક્ષીને જ આ કહ્યું છે. પ્રકૃતિ તો માત્ર એક રૂપક છે. હૃદય જ્યારે એકની વિદાયની વેદનાથી વ્યાકુલ હોય છે ત્યારે જ એને અન્યના મિલન માટે તૈયાર રહેવાનું હોય છે. વસન્તમાંથી શરદ હેમંત, હેમંતમાંથી વસંત ગ્રીષ્મ એમ ક્રમાગત ચાલ્યા જ કરે છે. થોભવાનો સમય નથી, સંચયનો સમય નથી, ક્યાં છે સ્થિરતા?

કશું ય તે રાખી શકાતું નથી, એથી તો શંકા, કેવલ ખોવાનો ભય? તેથી તો નિષ્ઠુર કાલના હૃદયને ભૂલીને, તેને સુંદર કરી ક્યાંક એને સ્થગિત કરવાની તારા અંતરની ઝંખના. કાલના હાર્દને ભુલાવવાની શક્તિ તો સૌન્દર્યની જ છે. કિટ્સે ગાયું છે: a thing of beauty is a joy forever. આવી જ શ્રદ્ધાથી તાજમહાલની સાન્દર્યમાલા મહાકાલના કંઠમાં આરોપી એનું વરણ કરી, સૌન્દર્ય-વ્યાકુલતા દ્વારા એને પોતીકો કરી, સ્થિર કરી નિત્ય રાખવા તેં ચાહ્યું.

મરણ એ જ કાલ. એને તો રૂપ છે નહિ. એ રૂપહીન મરણને મૃત્યુહીન અપરૂપ સૌન્દર્ય બક્ષી તેં અંગીકાર્યું. વિલાપને કોઈ અવકાશ નથી. તેથી તો અશાન્ત ક્રન્દનને સૌન્દર્યની નીરવતામાં સદાકાળને માટે તેં સાંકળી દીધી. તારા એકાન્ત નિવાસની અંદર તારી પ્રેયસીને પ્રેમના જે લાડભર્યા નામે તું સાદ કરતો તે નામ તો બીજું કોઈ જાણતું નથી. એ નામની કાનકાનની છાની ગોઠડીને તું અહીં રાખી ગયો છે. પ્રેયસીના શ્રવણને માટે જ જે નામ હતું તેને તેં અનંતની આગળ ધરી દીધું. પ્રેમની કરુણ કોમલતા સ્થિરનિશ્ચલ કઠિન પાષાણમાં પ્રગટ થઇ ભલે, પણ તેથી તેની સજીવ કોમલતા લુપ્ત થઇ નથી. પ્રેમની ચિરપરિવર્તનશીલ કોમલતા સૌન્દર્યની સુકુમાર મંજરીને રૂપે કઠણ પાષાણમાં પણ કાલાતીત બની પ્રગટી છે.

એક દિવસ મર્ત્યલોકમાંથી વિરહી યક્ષે પોતાના અગમ્ય સ્વર્ગલોકમાં મેઘને દૂત કરી મોકલ્યો હતો. કવિનો એ મેઘદૂત જેમ મન્દાક્રાન્તા છન્દના વાહને અગમ્ય અલકાપુરી પ્રતિ જવા

પામ્યો હતો તેમ હે સમ્રાટ, તમારા અરૂપ પ્રેમની આ સરૂપ સૃષ્ટિ સૌન્દર્યના છંદ દ્વારા અનંતલોકની યાત્રા કરે છે. જ્યાં તારી વિરહિણી પ્રિયા આકાશના નવ નવ સૌન્દર્યમાં એકરૂપ થઈ ગઈ છે ત્યાં તારા પ્રેમમંદિરની વાણી અપૂર્વ છંદે અને ગાને મેઘના માર્ગે યાત્રી બની અલક્ષ્યના પ્રતિ ગતિ કરે છે. આ કરુણ સૌન્દર્ય ક્ષણક્ષણના નવ નવ રૂપમાં અંતર્હિત રહેલું છે.

સવારે સાંજે, મધ્ય રાત્રે, પૂર્ણિમાએ, એક ખંડચંદ્રના કિરણમાં તાજમહાલ નવી નવી શોભાથી સોહી રહે છે, તાજમહાલ તો તારા પ્રેમનું છે કથાનક. એ પ્રભાત અને પ્રદોષના આકાશે નવ નવ સૂરે અને રાગે નિત્ય નવી પ્રેમની વાત કરે છે. પૂર્ણિમાની કૌમુદીમાં દૃષ્ટિગમ્ય ન હોવા છતાં ચમેલી જેમ એની સુગંધથી હૃદયને ભરી દે છે, તેમ જ તારી પ્રિયા દૃષ્ટિગોચર ન હોવા છતાં અંતરને ભર્યું ભર્યું કરી રહે છે.

પૂર્ણિમાની જ્યોત્સ્નામાં આજ ભળી રહી છે ચમેલીની શુભ્રતા. અશરીરી ચમેલીનું આર્દ્ર લાવણ્ય પૂર્ણિમાના લાવણ્ય-વિલાસને પણ પોતાની સુકોમલ સૌરભથી સિકત કરી રહ્યું છે. અપરૂપ એ પ્રેમલોકમાંથી દર્શનભિક્ષુ નયન વ્યર્થકામ બની વળી વળી પાછાં ફરે છે.

પ્રેમના એ સૌન્દર્યના પ્રદેશમાં વાણી પહોંચતી નથી. એ અરૂપલોકવાસિનીને નિહાળવાને ચક્ષુનું સામર્થ્ય નથી. યક્ષે એ પોતાની અગમ્ય અલકાપુરીએ જવા સર્વ સ્થળે જઈ શકે એવા મેઘને મોકલ્યો હતો, તેમ ઇન્દ્રિયાતીત અગમ્ય લોકને કાજે તેં સૌન્દર્યના દૂતને મોકલ્યો. સૌન્દર્યને અબાધિત પ્રવેશ મળે છે સર્વ સ્થળમાં. 'ભુલાય ના' ભુલાય ના' એ વાણીનું રટણ કરતાં પ્રેમના આ દૂતે યાત્રા આદરી. કાળ એને અટકાવી શકતો નથી. એટલે જ 'ભુલાય ના'ની વાકચહીન અખિલ કથા યુગ યુગ પર્યંત ચાલી રહી છે. કાલને વિવશ કરી આ સૌન્દર્ય બની રહ્યું સનાતન. કાલના પંજાની પકડથી મુકત રહી, એ સૌન્દર્યદૂત

અશરીર અવિગ્રહ પ્રેમકથાને ધારણ કરી ચાલ્યો નિત્યને પથ. હે સમ્રાટ, તારી સાથે સ્વપ્ન સમું તારું રાજ્ય પણ ક્યાં ય લુપ્ત થઇ ગયું છે. તારી શક્તિના ખધા ય દૂત ક્યાં ય ચાલ્યા ગયા છે, બંદીઓનાં ગાન, ભોગ્ય પુરસુંદરીઓનાં નૃત્ય સહુ નિશેષ બન્યાં છે. જે સૌન્દર્ય અભોગ્ય હતું એ પવિત્ર સૌન્દર્ય જ નિત્યનું બની રહ્યું છે. તારા ઐશ્વર્યભોગના જે સંગાથી તે વિદાય લઇ ગયાં છે. કેવલ અમ્લાન શ્રાન્તિહીન તારો આ સૌન્દર્યદૂત તારી પ્રેમકથાને આજ પણ કહી રહ્યો છે. રાજ્ય આવે રાજ્ય જાય, પરંતુ તેની 'ભૂલું નહીં ભૂલું નહીં' વાણીનો ધ્વનિ નિરંતર આ ગગનમાં ગુંજી રહે છે.

ખોટી વાત. કોણ કહે છે કે ભૂલ્યો નથી. સ્મૃતિનું પિંજર ઓલી તું ક્યારનો યે બહાર નીકળી ગયો છે. અતીતના ચિર અસ્ત અંધકારમાં તારું હૃદય આજે ય બદ્ધ છે ખરું ? મુક્ત માર્ગનું યાત્રી તારું હૃદય પણ શું વિસ્મૃતિને પથે મોકળું થઇને જતું નથી ? એ તો છે સમાધિમંદિર. મૃત્યુના આ મંદિરમાં હૃદય ક્યાં છે ? આ મંદિર યત્નપૂર્વક મૃત્યુને આચ્છાદન કરી રાખે છે, પણ જીવનને શું એ ધારણ કરી શકે છે ? પુરૂષપ્રકૃતિની લીલામહીં કરુણ આ વિશ્વજગતમાં આત્માને દેહ ક્યારે ય બંધનમાં રાખી શકે છે ? 'જવા નહીં દઉં' કહેવું વૃથા છે, દેવયાની કચને ક્યાં રોકી શકી છે ? લોકલોકાન્તરનું પથિકને સદા ય નિમંત્રણ મળતું જ રહે છે. અતીતના ચિર અસ્ત અંધકારમાં બદ્ધ થઈ સ્થાનવિશેષે રહેશે કેમ કરી ? સ્મરણનું બંધન છોડયા વગર વિશ્વપથે જીવન એની મુકતગતિને પામે શી રીતે ?

મહારાજ !

કોઈ પણ મહારાજ્ય ક્યારે ય તે તમને જકડી રાખી શકે નહિ.

અહીં શાહજહાંને ઉદ્દેશીને મહારાજ શબ્દ યોજાયો નથી. અહીં તો એ યોજાયો છે માનવજીવન માટે. માનવજીવનના અપાર મહિમાને સમજાવવા માટે મહારાજ શબ્દ પ્રયોજાયો છે. માનવજીવનના અસંખ્ય પ્રતિનિધિઓમાંનો એક શાહજહાં

પણ છે. તેનું માનવત્વ એના સમ્રાટપદથી વિશેષ મહત્ત્વનું છે.

મહારાજ, તમને કોણ બાંધી શકશે? ઉત્સવ પૂર્ણ થતાં માટીનાં પાત્રને જેમ છોડી દેવામાં આવે છે તેમ આ પૃથ્વી પરના જીવનનો ઉત્સવ પૂર્ણ થતાં આ ધરાને ચરણથી બાજુએ ઠેલી તમે ચાલી જાઓ છો. દેહની પછી દેહનું અતિક્રમણ કરતાં આત્મા દેહ કરતાં પોતે મહત્તર છે એનું પ્રમાણ આપે છે- કીર્તિથી ઉપરવટ જઈને જેમ તમે કીર્તિ કરતાં મહાન છો તેની પ્રતીતિ કરાવો છો. તારી કીર્તિને ફેલાવીને તું ચાલી ગયો છે. તેથી જ આજે તું આ સ્થાનમાં નથી.

જે પ્રેમ મોહવશ થઈ સ્થળ અને કાલમાં આબદ્ધ રહે છે, જે પ્રેમ અચલ (static) છે, અને અચલ કરી રાખે છે, એ પ્રેમ તો માર્ગની વચ્ચે સિંહાસન પર બેસી વિલાસની વાતોથી તારા પગને જકડી રાખત. પરંતુ ચરણ તો ચાલવા માટે છે એને બંધાઈ જવા દેવાનું તો ઉચિત હતું નહિ. એટલે જ એ બંધનમાં તું આવ્યો નથી એ જ યોગ્ય થયું છે. પ્રેમનો એ વિલાસ આજ ધૂળભેગો થઇ ગયો છે.

પ્રેમનો વિલાસ તને ભલે બાંધી રાખી ન શક્યાં. પરંતુ માર્ગની માટીએ તારી જીવનમાળામાંથી વિખેરાઇ પડેલાં બીજને પ્રાણના અંકુર સમાં પ્રગટાવ્યાં છે. માર્ગે જતાં જતાં તારી જીવનમાળામાંથી જે બીજ ખરી પડયાં તે મરવાને માટે નહિ. ધૂળમાં પડીને એ બીજ અંકુરિત થઇ ઊઠયાં છે. જ્યારે પ્રેમલીલા પોતાનો વિલાસ મૂકી હીનહીન માર્ગની ધૂળમાં ધૂળ બની રહે ત્યારે આ જીવનનાં બીજને અંકુરિત કરવાનો અધિકાર પામે છે. ત્યારે નવીન જીવન આકાશ પ્રતિ બહુ ઊર્ધ્વમાં ચારે બાજુ નિહાળી કરુણગભીર સ્વરે કહે છે: 'જે પથિક બીજ વેરી ગયો છે તે આજ કયાં છે? એ વિરાટ, ક્ષુદ્રતર બધી સીમા છોડીને કયાં ય વિહાર કરી ગયો છે! દૂર દૂર નજર નાખું છું. કયાં ય જણાતો નથી.' એ જો મનુષ્ય (individual) રૂપે સ્મરણમાં નિબદ્ધ રહ્યો હોત તો એનું વિરાટત્વ હોત કયાં? તો તો

એ ક્ષુદ્ર બની રહેત. એ સ્વકીય રૂપની સીમાનું વારંવાર અતિક્રમણ કરી ચાલી જાય છે એથી તો એના વિરાટ સ્વરૂપની પ્રતીતિ થાય છે!

પ્રિયતમાનો પ્રેમ તેને રોકી શક્યો નથી. શક્તિ અને ગૌરવ તેને બાંધવા જતાં હાર પમ્યાં. સમુદ્ર, પર્વત તેના માર્ગનો અવરોધ કરી શક્યા નહિ. આજે એનો રથ મૃત્યુના અસીમ આહ્વાને અણજાણના અંધકારમાં નક્ષત્રનાં ગાને નવ નવ સૂર્યના આલોકની દિશાએ ચાલી જાય છે. અને પ્રેમલીલાના સ્મરણના ભારથી અહીં બંધાયેલો પડ્યો છું હું–એ તો છે સર્વ ભારથી મુક્ત. એ તો આજ કોઇ અણજાણ પથે ક્રમે ક્રમે જાય છે આગળ ને આગળ.

આલોચના

શાહજહાંએ પોતાના હૃદયની વાણીને મૂર્તિમંત કરી. ‘ભૂલું નહીં ભૂલું નહીં’, એ ભાવે પોતાના જીવનને એણે વ્યક્ત કરવા ચાહ્યું. એનુ પરિણામ તે તાજમહાલ. એ વાણી ભલે રહી, પરંતુ એ વાણી જેમાંથી પ્રકટી એ તો છે આત્મા, એ છે મુક્તપુરુષ, એ છે પથિક, એને કોણ બાધી શકે? એ તો છે સર્વ ભાવથી મુક્ત પથિક, એટલે તો બધાં ય બંધન એણે છેદવાનાં જ રહે છે. પૃથ્વીનાં સકલ બંધનથી એ પર છે, એ તો છે ચિરયાત્રી. એટલે જ ભુક્ત ધરાને મૃત્પાત્રની માફક ત્યજીને એ ચાલી ગયો છે. એ છે વિરાટ. વિરાટનું આહ્વાનસંગીત સાંભળીને નૂતનના આવિર્ભાવ માટે એ યાત્રા કર્યે જાય છે. કાળ જે ધૂળને અહીં તહીં પાથરે છે તે ધૂળમાં જીવનનું બીજ પડે છે ને અંકુરિત થાય છે. પરંતુ જે માળામાંથી એ બીજ ભ્રષ્ટ થયું છે એ પુરુષ તો વિશ્વના બંધનથી પર થઇ ક્યાં ય ચાલી જાય છે. કયું બીજ ફૂટ્યું કયું બીજ નહિ તે જોવા એ રોકાતો નથી. તેની કીર્તિગાથા સંભળાય છે.

> એ તો નથી, કિંતુ એની સ્મૃતિ ધરી બેઠેલ હું અહી;
> નજરને દૂર દૂર દાણું કિંતુ ક્યાં ય એની છાયા મળે નહી.

આની પહેલાંના કાવ્ય ‘છવિ’ સાથે સરખાવતાં

આનું પાર્થક્ય જણાઇ આવશે. છવિ આ કવિતાના અંતર્ગત ભાવને પૂર્ણ કરે છે. ' છવિ 'માં સ્મૃતિ જીવનની સાથે ભળી જઈ વિસ્મૃતિમાં વિલીન બને છે. આ સર્વ સ્મૃતિ અલગ અલગ રહે તો એ બધાના ભારે આપણે ચગદાઈ મરીએ, ખાદ્ય જેમ પચી જતાં પ્રાણશકિત સાથે એકરૂપ થઈ સહજ બની જાય છે. અળગું રહી જતાં તો આપણા સમસ્ત જીવનના ભુકત ખાદ્યના ભારથી આપણે મૃત્યુવશ થઈએ તેમ જીવનમાં હજાર હજાર વસ્તુ. (fact) પ્રાણરસમાં એકરૂપ (assimilated) બની રહે છે. તે નષ્ટ થતાં નથી. નામરૂપનો ત્યાગ કરી એ સકલ મર્મમાં અને પ્રાણમાં ભળી જાય છે. ખાદ્ય જેમ રસરૂપે દેહગત બની રહે છે, વસ્તુ પણ એમ વિસ્મૃત બનીને મર્મગત થઇ રહે છે, જીવનની સાથે સહજ યુકત બની કાર્ય કરે છે.

છવિ અને તાજમહલ એ બંને કાવ્યને સત્યની બે બાજુએથી જોવાનાં રહે છે. નેતિ (negative) કહીને આરંભથી અસ્તિ (positive)ભાવે એને પૂર્ણ કર્યાં છે. સંસારે જો 'ના' જ એકમાત્ર સત્ય હોત, તો આખું યે વિશ્વ રિકત બની રહ્યું હોત –કળશ ગમે તેટલો પૂર્ણ હોય, તેના તળિયે એક છિદ્ર હોય તો તે ધીરે ધીરે ખાલી જ થઈ જાય.

સત્ય સ્વયં વિરાટ છે એટલેજ તે પોતાના ચિરંતન ગતિમાર્ગના અસંખ્ય સ્થાનગત અને કાલગત સ્વરૂપનો ત્યાગ કરી, અતિક્રમ કરી યાત્રા કરે છે. વચમાં કઇ વસ્તુ (medium) એનો અવરોધ કરી શકે એમ છે ? એનાં આ બધાં અતિક્રાન્ત સ્વરૂપ ભુલાઇ જતાં પણ વ્યર્થ થતાં નથી. ફળમાં ફૂલ વિસ્મૃતરૂપે પણ વિરાજિત છે. એમ ન હોયતું તો તે સદાયને માટે હોત વ્યર્થ–વિરાટ જો કોઇ એક વિશેષવિગ્રહ(રૂપ)માં સંપૂર્ણરૂપે બદ્ધ બની રહ્યું હોય તો તેના વિરાટત્વનો કોઈ અર્થ રહેત નહિ.

અનુ : રાજેન્દ્ર શાહ

# ભીખુ કપોડિયા

## ગીત

તવ પગલે વેરાયું ગોતું ઝાંઝર કેરું ગીત...

ઝૂકી રહેલાં વૃક્ષ વંન ને કુંજકુંજમાં
ટહુકાને તવ ખોળું,

પવનલ્હેરમાં ઝીણેરું કૈં ક્યાંય ન તારું
ફરકે વંનપટોળું.

પતંગિયું પણ ફરકે નહીં તવ હોઠ તણું લઇ સ્મિત...

હું મારી આંખોમાં આંજી સપનાનાં કૈં રંગ
પંથમાં ભમતો,

નજર તણી પીંછી ફેલાવું વ્યર્થ—મળે
આકાર નહીં મનગમતો.

એક હવે કેવળ ટહુકા પર
...હાર બને મુજ જીત...

તવ પગલે વેરાયું ગોતું ઝાંઝર કેરું ગીત...

०

## યશવંત ત્રિવેદી

### તો ઊઘડું ખુગ્ગનવેલી ફૂલ

તું ટેક્કરીપે દીવાના ઝુમ્મર થૈ ઝૂલ્લે
તો ઊઘડું ખુગ્ગનવેલી ફૂલ
તું થોરો થોરો ઓરો આવે તરતો ઝુમ્મરિયા
તો લંબાવું લાલટશગ ઝૂલ

મારી આંખ્ખ્યું તો જપ્પાની છોક્કરીનો પંખ્ખો
જરા ઝોલ્લે તો પાંપણુને છજ્જે બેઠા મોર
તારી આંખ્ખોનું ઢોળાતું જાંબ્બુડી ઘેન
મારા શ્રાવણની બારીન્ને કાચ્ચ
દાડમિયા તડકાની ઠીબ્બે બેઠાં ચકલાસું બફ્ફબફ્ફ બોફ્ફે

તારી આંગ્ગળીઓ વનની ખિલખોડી
તું તો અડકે ને તરણાંનાં વ્હેણુ થાય વ્હેત્તાં
એને કાંઠે કરેણુ બરુસૈયાં તરેન્ને
તું ત્નો નદને નંગ્ગારીને ઊભ્ભો આ બોફ્ફે
ન્ને હું તો બિચમાં વેરાઈ ગઈ ફૂલ્લોનો બેફ્ફ
ફૂલના છત્તર ઓઢી તૃણુને તરાપ્પે હવે ખિલ્લખોડી લોફ્ફે

તું થોરો થોરો આઘ્ઘો હવે જાયને ઝુમ્મરિયા
તો વીંટી સૌં લાલટશગ ઝૂલ
તું ટેક્કરીપે દીવાના ઝુમ્મર થૈ ઝુલ્લે
તો ઊઘ્ઘડું ના ખુગ્ગનનાં ફૂલ.

## કૉલાજ : સપ્ટેમ્બરના એક દિવસનું

સપ્ટેમ્બરનો દિવસ ફૂલશો કાગ ઉપર
ઝગમગ ઝગમગ તરવર તરવરતો.
મેં કૉલાજ કર્યું છે શહેર જાંબુડી ચિટકાવીને.
નાતાલોના કંદીલ કંદીલ ઘરોઘરોમાં ઝબૂક ઝબૂકે
સુંદરીઓના પેટિકોટ કેસરિયા જેવા
એપ્રિલોના દિવસદિવસની કેસરચટ્ટી યાદ.
પિકનિકનો સપ્ટેમ્બર આજે ક્રિસેન્થમમના ગુચ્છગુચ્છમાં
લાખલાખ છોકરીઓ થઈને કમરલચકતો ઝુલ્ફે ઝુલ્ફે
કીર...કીરતા પાગલ પોપટ ગરણગાના ફૂલફૂલને ટમણે બેસી
ચણોઠડીની ચાંચે ચાંચે માંડી બેઠા વાત.
જે સૂઈ ગયેલી સૂરજમુખીના ફૂલમાં રાજકુમારી
એ દંતકથાની વસંતનું ગાયે તલકું લૈ ( નજર ન લાગે ! )
છત્તર છત્તર જાંબુડી આંખોની છતરી ફેરવતાં ને...
સપ્ટેમ્બરનું ગીત બનીને બહાર વિલાની ચમેલી થઈ લચી રહ્યાં છો !
—હું આવું કે સ્વીટ સપ્ટેમ્બર ?

## બિપિન મેશિયા

### ખંડેરમાં

આકાશની શિશિરશીતલ નીલધારે
પંખીસ્વરે અનિલને ઉર ગાન ગાયું–
ડૂબી જતા સૂરજના અવસાદછાયું.
ખંડેરમાં અલસ ધૂસર અંધકારે

પ્રસ્પંદતા અવસરો અવ કેટલા ય:
આંખો મહીં જરઠજીરણ પ્રેતવાસ
લૈ આસપાસ શત વર્ષ તણા ઉજાસ
એકેક રેખ પર શી કૃતકૃત્ય થાય

ને ફૂંક મારી નભતારલિયા ઉશાડે
બારી બહાર, વલખંત દિશા નિતાંત,
નિશ્ચેજ હીંચણ ઢળે પરસાળ શાંત
ને જ્યાં અનાગત મહીં ગતિ સ્હેજ માંડે

ઉન્નિદ્ર ત્યાં ગ્રસત રે! શતછિદ્રજાળ,
થંભી ગયો સ્તિમિત પાંપણ બિચ કાળ!

## નીતિન મહેતા

### કે મન –

કે મન –
વૃક્ષ બનીને ઝૂમે

નીલ પર્ણના અવાજ બધ્ધે
કોની યાદના
પડઘા થઇને ઘૂમે ?

કે મન–
વૃક્ષ બનીને ઝૂલે

સમય કશો આ કાગ કબૂતર
કોયલ થઇને
આકાશી દરિયે મોજાતાં
ધીમાં ધીમાં વહાણ બનીને તરે !

–કે મન દરિયો થઇ ઊછળે
–કે મન ગગન થઇ વિસ્તરે

●

## અમૃત ઘાયલ

### ગઝલ

થતાં તો થઇ ગયો છે ઘડી સંગ શબ્દનો,
પણ આ જુઓ જતો જ નથી રંગ શબ્દનો.
આજે ય અંતરાલમાં પડઘા ડૂબી ગયા,
આજે ય મૌન જીતી ગયું જંગ શબ્દનો.
સમજાવી એટલે તો શકે છે એ સાનમાં,
છે એની સાનમાં યે મુખર ઢંગ શબ્દનો.
છાયા મહીં વિષાદની આવી ગયો હશે,
વેધક નહીં તો હોય નહીં વ્યંગ શબ્દનો.
જે જોઇએ મને તે નથી કોઇ ખંડમાં,
છે ખંડ ખંડે આમ તો એક ખંગ શબ્દનો.
તારી સવારમાં જ છે એવું નથી કશું,
છે મારી સાંજમાં યે અસલ રંગ શબ્દનો.
ઘાયલ અમે જ પ્હોળો બનાવ્યો છે એમને,
વિસ્તાર પ્હેલાં ખૂબ હતો તંગ શબ્દનો.

## પુષ્કર ચંદરવાકર

### કેરડા કોળ્યો ને...

આજ વસંતે,
કેરડો કોળ્યો ને પલાશ કાં સૂકો,
કેની એ કરામત
કે કેરડો કોળ્યો ?

નીલપીળોતરી કાયા તારી,
માથે ઓઢ્યાં તેં ફૂલ ગુલાબી,
કેરડા, ખરે સાબદાઈ તારી,
જાણે હોળી કેરા ફાગખેલાની !
આજ વસંતે,
કોરડો કોળ્યો ને પલાશ કાં સૂકો ?

ઊંધું ઘાલી ડોલે ડોલે.
નર્તને અંગ સૌ લોલવિલોલે
મનમાં ધારેઃ 'આજ નવ કોઈ તવ તોલે !'
દર્પ ધર્યો તેં ડોલનડોલે,
કેરડા, તું આજ નવ વસને,
આજ વસંતે
કેરડો કોળ્યો ને પલાશ કાં સૂકો ?

( સૃષ્ટિ કેરો ચીલો ચતરાયો કે ? )
કંટક શિરે, રૂપકડાં ફૂલડે
આજ વસંતે,
કેરડો કોળ્યો ને પલાશ કાં સૂકો ?

પલાશ, તેં સંકેલી વસંતખેલા.
ઘેરા ગંભીર નાદનિનાદે

ગાયે ગીત તું અનૂઢા
પલાશ, આજ વસંતે, કયમ ઉદ્વેગે ?
આજ વસંતે.
કેરડો કોળ્યો ને પલાશ ક્યાં સૂકો ?

o

## ચંદ્રશેખર ઠક્કુર

### વાત્સલ્ય

જ્યાં કાળની ગતિ વિમૂઢ બની રહેતી
એવી અચિન્ત્ય ગતિનો અણસાર પામ્યો
સૌન્દર્ય દર્શનીય જ્યાં જતું ઝંખવાઈ
એવા સ્વરૂપની ઉરે પ્રતિછાંય પામ્યો.

જ્યાં જ્ઞાન, કર્મ વળી ભક્તિતણી ત્રિવેણી
પ્રારંભ પામતી અતીન્દ્રિય ચેતનાથી
એ આદિ ઉદ્દગમનું કેન્દ્ર બતાવનારી
તંત્રે સ્વતંત્ર પરમા પ્રકૃતિ અનાદ્યા.

ક્યાં વાણી આ સ્તવનકાજ રહે અપૂર્ણી
સીમાથી બધ્ધ મન ચિંતન કયાંથી પામે !
કિંતુ સદા ય પ્રગટાવી અખંડ શ્રદ્ધા
વાત્સલ્યમાં તુજ, રહ્યો કરી સાધના આ.

ચાહું સ્વીકાર પ્રણિધાન પદામ્બુજે ને
પૂર્ણત્વ ધ્યેય પ્રતિ દોરી જજે સદા ય.
છે ધ્યેય [illegible] અતિ દુર્ગમ, તો ય દુર્ગે
[illegible] પુષ્પથી પાથરેલો.